શ્રી

# અરવિન્દ વિચારમાળા



પ્રથમ પુષ્પ

## ધર્મવિચાર



મૂલ્ય રૂ. ૩-૮-૦

છપાય છે — છપાય છે

# શ્રી અરવિન્દ વિચારમાળા

## દ્વિતીય પુષ્પ–વિશ્વવિચાર

જેમાં નિમ્નલિખિત વિષયોનો સમાવેશ થયેલો છે

| | | |
|---|---|---|
| પ્રથમ | દલ | જગન્નાથનો રથ |
| દ્વિતીય | દલ | જાતીયતા |
| તૃતીય | દલ | એશિયાનો ઉષઃકાળ |
| ચતુર્થ | દલ | મારા કારાગૃહવાસની કથા |

અને યથાસ્થાન અન્ય વિષયો



ॐ तत्सत्

श्री

# અરવિન્દ વિચારમાળા

( મહર્ષિ અરવિન્દ ઘોષનાં લેખો તથા વ્યાખ્યાનો )

## પ્રથમ પુષ્પ—ધર્મવિચાર


અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી

પીર મહમ્મદશાહ રોડ, અહમ્મદાબાદ


" न कर्मणा मनारम्भा नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति " ॥ गीता


પ્રકાશક

ગોવિન્દ મહાદેવ જાગુષ્ટે

ત્રણ દરવાજા—અહમ્મદાબાદ

એકમાત્ર વિક્રેતા ( સોલ્ એજન્ટ્ )

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણ દરવાજા—અહમ્મદાબાદ

વિક્રમાર્ક ૧૯૭૮ ] ——— [ ઈ. સ. ૧૯૨૨

" કોઇ પણ પુરુષ કર્મને આરંભવા વિના મોક્ષને મેળવી શકતો નથી તેમ જ કેવળ કર્મના સંન્યાસ–ત્યાગ–વડે સિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી."

ભગવદ્ગીતાઃ અ. ૩ જો; શ્લોક ૪ થો.

પ્રથમ આવૃત્તિ



" વસન્ત " મુદ્રણાલયમાં
ચિમનલાલ ઇશ્વરલાલે મુદ્રાંકિત કર્યું;
રાયપુર, શામળાની પોળ પાસેઃ અહમદાબાદ

# સમર્પિત

સસ્નેહ અને ધર્મભાવયુક્ત,

સ્વર્ગાદપિ ગરીયસી જનની જન્મભૂ ભારતભૂમિનાં
સમસ્ત ધર્માત્મજીવનપ્રાણ નરજાતીય
તથા નારીજાતીય સુસંતાનોને !

*"We shall devote ourselves not to politics alone, nor to social questions alone, nor to theology or philosophy or literature or science by themselves, but we include all these in one entity which we believe to be all important, "Dharma," the national religion which we also believe to be universal."*

*Aurobindo Ghose*

*"The Ideal of the Karmayogin" P. 3.*

"આપણે આપણા આત્માને કેવળ રાજનૈતિક વિષયો, કેવળ સામાજિક પ્રશ્નો, કેવળ પુરાણમત, કેવળ તત્ત્વજ્ઞાન, કેવળ સાહિત્ય કિંવા કેવળ વિજ્ઞાનનાં ચરણોમાં જ સમર્પી દઈએ તેમ નથી; કિન્તુ જેને આપણે એ સર્વથી અધિક મહત્ત્વપૂર્ણ માનીએ છીએ તે ધર્મ નામક એકમાત્ર સારવસ્તુમાંજ આપણે એ સર્વનો સમાવેશ કરીએ છીએ; કારણ કે, એ ધર્મ-દેશવ્યાપક ધર્મ-ને આપણે વિશ્વવ્યાપક ધર્મ પણ પ્રમાણીએ છીએ."

અરવિન્દ ઘોષ

"કર્મયોગીનો આદર્શ" પૃષ્ઠ ૩ જું.

# ઉપોદ્ઘાત

" अति सर्वत्र वर्जयेत् " અર્થાત્ કોઇ પણ વસ્તુની અતિશયતા કદાપિ લાભકારિણી થઈ શકતી નથી અને તેટલામાટે તે અતિશયતાનો સર્વ સ્થાનમાં તથા સર્વ સમયમાં સવિવેક ત્યાગ કરી દેવો એ જ ઇષ્ટ છે, એ વિશ્વનાં સમસ્ત ધર્મશાસ્ત્રો તથા નીતિશાસ્ત્રોનો એક પરમ સિદ્ધાન્ત છે અને એ સિદ્ધાન્તમાં સમસ્ત માનવજાતિના કલ્યાણનું એક પરમ રહસ્ય સમાયલું હોવાથી એ સિદ્ધાન્ત સૃષ્ટિના આરંભકાળથી વર્તમાન સમય પર્યન્ત જેવી રીતે સર્વ દેશોમાં તથા સર્વ સમયમાં અત્યન્ત આદરને પાત્ર થયેલો છે તેવી જ રીતે સૃષ્ટિના અન્ત પર્યન્ત નિરન્તર લોકાદરને પાત્ર થતો રહેશે એમાં લેશ માત્ર પણ સંશય નથી. સારાંશ કે, અમૃત એક અમરત્વ કિંવા અક્ષય્ય-જીવનદાયક પદાર્થ હોવા છતાં પણ જો અમૃતનું કંઠ પર્યન્ત ઠાંસીને પાન કરવામાં આવે, તો તે જીવનદાયક હોવા છતાં જેવી રીતે અતિ-શયતાના પરિણામે મૃત્યુદાયક થઇ પડે છે તેવી જ રીતે જે કર્મ-સન્યાસ કિંવા કર્મત્યાગને **નિવૃત્તિ** નામ અપાયલું છે તે **નિવૃત્તિ** મોક્ષદાયિની હોવા છતાં પણ જો તે **નિવૃત્તિ** અતિશયતાની સીમા પર્યન્ત આવી લાગે છે તો તેના યોગે તેની મોક્ષદાયિતાનો લોપ થતાં અત્યન્ત નિવૃત્તિપરાયણ મનુષ્ય મોક્ષરૂપ પર્વતના ઉચ્ચતમ શિખરપર આરૂઢ થવાને બદલે અત્યન્ત કર્મત્યાગના પરિણામે ' **अतो भ्रष्टस्ततो भ्रष्टः** ' થઇને અધોગતિની ગહનતમ અને નિબિડ અંધકારાવૃત્ત ગર્ત્તા-માં પછડાઈ પડે છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા નથી; કારણ કે, એ અત્યન્ત **નિવૃત્તિ** કિંવા અકર્મણ્યતાના મહાવિઘાતક પરિણામને લક્ષમાં રાખીને જ શ્રી કૃષ્ણ ભગવાને ' **શ્રીમદ્ભગવદ્ગીતા** ' ના તૃતીય અધ્યાયમાં કર્મયોગનું સમર્થન કરતાં એવા પ્રગલ્ભ ઉદ્ગારો કાઢેલા છે કે: " **કોઇ પણ પુરુષ કર્મને આરંભવા વિના**

મોક્ષને મેળવી શકતો નથી તેમ જ કેવળ કર્મના સંન્યાસ-ત્યાગ-વડે સિદ્ધિને પ્રાપ્ત કરી શકતો નથી."* અને અંતે અષ્ટાદશ અધ્યાયમાં સ્પષ્ટ શબ્દોમાં એમ વ્યક્ત કરેલું છે કે: "પોતપોતાના કર્મમાં નિરંતર સંલગ્ન રહેનાર પુરુષ સંસિદ્ધિ-મોક્ષરૂપ મહતી સિદ્ધિ-ને મેળવે છે."+

કર્મની આવી મહત્તા તથા ઉપયુક્તતા હોવા છતાં ભારતવર્ષના લોકો પોતપોતાના સ્વાભાવિક કિંવા સ્વભાવનિયત કર્મને ત્યાગીને જ્યારથી અત્યન્ત નિવૃત્તિપરાયણ થવા લાગ્યા ત્યારથી ભારતવર્ષની અવનતિનો આરંભ થયો અને તે અવનતિ અંતે એટલી સીમા પર્યન્ત આવી લાગી કે ઇતિહાસપૂર્વકાળથી સમસ્ત વિશ્વમાં સભ્યતમ, સંસ્કૃત, પ્રતિભાસંપન્ન, અત્યન્ત બલિષ્ઠ, અદ્વિતીય ગૌરવશાળી અને જ્ઞાનના ભાણ્ડાગારરૂપ મનાતો આપણો ભારતવર્ષ નામક દિવ્ય દેશ અત્યારના નવીન સભ્ય દેશોની દૃષ્ટિમાં સર્વથા અસભ્ય, અસંસ્કૃત, પ્રતિભાહીન, દુર્બળ, ગૌરવહીન અને અજ્ઞાનના ભંડારરૂપ દેખાવા લાગ્યો અને તેથી ભારતવર્ષની પ્રાચીન મહત્તાનો સર્વથા લોપ થઈ ગયો. કર્મહીનતા કિંવા અત્યન્ત નિવૃત્તિપરાયણતાના યોગે ભારતવર્ષના લોકો આવી શોકજનક પરિસ્થિતિમાં આવી પડતાં તેમની એ નિવૃતિ-પરાયણતાના નિવારણની તેમ જ તેમને તેમના સ્વાભાવિક કર્મરૂપ કલ્યાણકારક માર્ગમાં વાળવાની આવશ્યકતા અનિવાર્ય હોવાથી જેવી રીતે વેદોના નામથી ભારતવર્ષમાં યજ્ઞ યાગ આદિના નિમિત્તે હિંસા-ધર્મનો ભયાનક પ્રચાર અને તેના પરિણામે સમાજમાં ઘોર અધર્મ

---

* "न कर्मणामनारम्भा न्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यासनादेव सिद्धिं समधिगच्छति "॥
ગીતા: અ. ૩ જો: શ્લો. ૪ થો.

× "स्वे स्वे कर्मण्यभिरत: संसिद्धिं लभते नरः "।
ગીતા: અ. ૧૮ મો: શ્લો. ૪૫ મો.

તથા અનાચારનો વિસ્તાર થતાં પરમાત્માએ બુદ્ધનો અવતાર ધારીને અહિંસાધર્મની ઘોષણા કરી હતી અને ભારતવર્ષની અધોગતિને અટકાવી દીધી હતી તેમ જ પુનઃ બુદ્ધના અહિંસાધર્મની વિઘાતક અતિશયતાના યોગે લોકો સર્વથા હતવીર્ય, અસમર્થ, બીરુ તથા કર્મહીન થતાં ભારતવર્ષના સર્વનાશનો સમય નિકટમાં આવી લાગેલો જોઇને પરમાત્માએ આદિ શંકરાચાર્ય તરીકે અવતરી સ્માર્ત તથા વેદાન્તધર્મની સ્થાપનાથી ભારતવર્ષની અધોગતિનું નિવારણ કર્યું હતું તેવી જ રીતે અત્યારના નવીન યુગમાં ભરતભૂમિનાં કર્મહીન તથા નિવૃત્તિપરાયણ કિંવા વૈભવવિલાસપરાયણ સંતાનોને સર્વથી પ્રથમ પ્રાતઃસ્મરણીય, પરમપુનીત, પ્રચંડપ્રતિભાસંપન્ન, જ્ઞાનતેજઃપુંજ અને ઇશ્વરવિભૂતિરૂપ સ્વર્ગીય સ્વામી વિવેકાનન્દે પોતાની તેજસ્વિની તથા ઓજસ્વિની વાણીથી કર્મયોગની મહત્તા તથા કર્મમાર્ગની કલ્યાણકારિતાનો સાક્ષાત્કાર કરાવ્યો હતો;× ત્યાર પછી ઇ. સ. ૧૯૦૮ માં કોઈ પણ પ્રકારનો અપરાધ ન હોવા છતાં કેવળ ભાગ્યની વિલક્ષણતા કિંવા વક્ર ગતિના પરિણામે શ્રી અરવિન્દ બાબૂને અલીપુરના કારાગૃહમાં એક વર્ષ પર્યન્ત નિવાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે કારાગૃહવાસના સમયમાં ભારતવર્ષમાં સનાતન આર્યધર્મની પ્રતિષ્ઠાના વિધિના સંબંધમાં સાક્ષાત્ શ્રી કૃષ્ણ પરમાત્માદ્વારા તેમને જે નવીન દીક્ષા પ્રાપ્ત થઈ હતી તે દીક્ષાને અનુસરીને કારાગૃહવાસની સમાપ્તિ થવા પછી તેમણે ભારતવર્ષમાં સનાતન આર્યધર્મની પ્રતિષ્ઠાના તે વિધિને સર્વત્ર પ્રચારવાના ઉદ્દેશથી આંગ્લ–અંગ્રેજી–ભાષામાં 'કર્મયોગિન્' નામક સાપ્તાહિક સંવાદપત્ર તથા બંગાળી ભાષામાં 'ધર્મ' નામક સાપ્તાહિક વર્તમાનપત્રના પ્રકાશનનો પ્રારંભ કર્યો હતો. વેદોના લોપાયલા ગૂઢ અર્થોનો પુનરુદ્ધાર કરવામાટે અરવિન્દ બાબૂને ત્યાર

+ સ્વર્ગીય સ્વામી વિવેકાનન્દનાં વ્યાખ્યાનો તથા લેખોનો મેં "વિવેકાનન્દ વિચારમાળા" નામથી ગુર્જર અનુવાદ કરેલો છે અને તેનાં પાંચ પુષ્પ–ખંડ–"ગુજરાતી" પ્રેસદ્વારા પ્રકાશિત થઈ ચૂક્યાં છે.

પછી જે તપસ્યાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો હતો તેનો એ ઉભય સંવાદપત્રોમાં તેમણે ઇંગિત કિંવા સંકેતવડે પૂર્વાભાસ કરાવ્યો હતો. એ જ સમયમાં વેદોનો સત્ય ધર્મ તેમના આત્મા સમક્ષ પ્રકાશિત થતાં ગીતાની જે નૂતન વ્યાખ્યા તેમના માનસપટમાં ભાસમાન થઈ હતી તે નૂતન વ્યાખ્યાના કેટલાક અંશનો સર્વસાધારણ જનસમાજને પરિચય કિંવા સાક્ષાત્કાર કરાવવામાટે તેમણે 'ધર્મ' નામક બંગાળી સંવાદપત્રમાં ધારાવાહક રૂપથી 'ગીતાની ભૂમિકા' શીર્ષક પ્રગલ્ભ લેખ લખીને ગીતાના પ્રચારનો પ્રારંભ કર્યો હતો અને તેમાં ગીતાને કર્મયોગશાસ્ત્ર તરીકે અનેક પ્રમાણો, યુક્તિઓ તથા બુદ્ધિવાદથી નિર્વિવાદ સિદ્ધ કરી બતાવવાનો ચારુ પ્રયત્ન આરંભ્યો હતો કે જે પ્રસ્તુત ગ્રંથમાં અપાયલા તે લેખના અનુવાદના પરિશીલનથી ગુર્જર પાઠક તથા પાઠિકાઓના પ્રત્યક્ષ જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે એટલે અહીં ઉપોદ્ઘાતમાં તેના સવિસ્તર ઊહાપોહની આવશ્યકતા નથી. અહીં વચ્ચે એ દર્શાવવાની પણ આવશ્યકતા છે કે જે સમયમાં અરવિન્દ બાબુના હૃદયમાં ગીતાની એ નૂતન વ્યાખ્યા ભાસમાન થઈ હતી તે જ સમયમાં ભારતવર્ષના પરમ ધુરંધર વિદ્વત્શિરોમણિ અને દેશોદ્ધારક લોકમાન્ય બાલ ગંગાધર તિલકના માનસપટમાં પણ ગીતાની એવી જ વ્યાખ્યા, તેઓ બ્રહ્મદેશના માંડલા નામક નગરમાં કારાગૃહવાસ ભોગવતા હતા તે વેળાયે, ભાસમાન થઈ હતી અને તેના પરિણામે તેમના કારાગૃહવાસની સમાપ્તિ થતાં ઇ. સ. ૧૯૧૫ માં તેમના વરદ હસ્તથી લખાયલો 'શ્રીમદ્ભગવદ્ગીતારહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર' નામક જે પ્રચંડ તથા અપૂર્વ ગ્રંથ આપણને પ્રાપ્ત થયેલો છે તે આપણા દેશની વર્તમાન• તથા ભાવિ પ્રજાને નિજ નિજ કર્મ કિંવા કર્તવ્યના માર્ગમાં પ્રેરીને ભારતસંતાનોને કર્મયોગી બનાવશે અને તે કર્તવ્યપરાયણ તથા કર્મયોગી ભારતસંતાનો પોતાની કર્મપરાયણતાના યોગે ભારતવર્ષના ગત પ્રાચીન ગૌરવને પુનઃ પ્રાપ્ત કરી લેવામાટે સમર્થ થશે એમાં લેશ માત્ર પણ સંશય નથી. અસ્તુ: એક જ સમયમાં શ્રી અરવિન્દઘોષ અને સ્વ. બાલ ગંગાધર તિલક એ ઉભય ભારતીય

પુરુષપુંગવોના હૃદયમાં કર્મયોગશાસ્ત્રની જે એક જ પ્રેરણા થઈ હતી તે પ્રેરણાનો સ્વ. તિલક સંપૂર્ણ પ્રકાશ કરી શક્યા હતા અને શ્રી અરવિન્દ ઘોષકૃત 'ગીતાની ભૂમિકા' સાધનાના ઉપયુક્ત ક્ષેત્રને ફળદ્રૂપ કરવામાટેનો તેમને ઇશ્વરનો આદેશ થતાં એકાંત સ્થાનમાં તપસ્યા કરવાના ઉદ્દેશથી તેઓ બંગાળાને ત્યાગીને ચાલ્યા જવાથી અસંપૂર્ણ અવસ્થામાં જ રહી ગઈ; પરંતુ એ અસંપૂર્ણ અંશ પણ અત્યન્ત હૃદયગ્રાહક, જ્ઞાનવર્ધક તથા કર્મમાર્ગદર્શક હોવાથી બંગાળી ભાષામાં તેને ગ્રંથરૂપે પ્રકટ કરવામાં આવ્યો છે અને અમોએ 'શ્રી અરવિન્દ વિચારમાળા'ના આરંભમાં એ જ અલૌકિક લેખનો અનુવાદ આપવાનું ઉચિત ધાર્યું છે.

'શ્રી અરવિન્દ વિચારમાળા'ના પ્રસ્તુત પ્રથમ પુષ્પના 'ધર્મ' નામક દ્વિતીય દલમાં જે ધર્મ વિષયક લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે લેખો પણ ઉપર્યુક્ત 'ધર્મ' નામક બંગાળી સંવાદપત્રમાં શ્રી અરવિન્દ બાબૂએ લખ્યા હતા અને પછીથી તે લેખોને 'ધર્મ અને જાતીયતા' નામક ગ્રંથમાં દ્વિતીય વાર ગ્રંથરૂપે પ્રકાશિત કરવામાં આવ્યા હતા. જાતીયતા વિષયક લેખો હવે પછીના દ્વિતીય પુષ્પમાં લેવાનો અમારો વિચાર છે. તૃતીય દલમાં શ્રી અરવિન્દ ઘોષનાં જે ચાર પત્રો અમોએ આપેલાં છે તેમાંનાં ત્રણ પત્રો તેમણે પોતાનાં ધર્મપત્ની શ્રીમતી મૃણાલિની* દેવીને

---

* શ્રીમતી મૃણાલિની દેવી જ્યારે ઈ. સ. ૧૯૦૫ તથા ૧૯૦૭ માં તેમના પતિદેવે તેમનાપર એ પત્રો લખ્યાં હતાં તે વેળાયે જીવિત હતાં અને ઈ. સ. ૧૯૧૯ ના અંત પર્યન્ત તેમનું જીવન અવિચલ હતું. ઈ. સ. ૧૯૧૯ ના ડિસેમ્બર માસ કિંવા બંગીય સંવત્ ૧૩૨૫ ના પોષ માસની પૂર્ણિમા અને મંગળવારે તેમના ક્ષણભંગુર દેહનો અંત થતાં તેઓ આ લોકને ત્યાગીને સ્વર્ગવાસિની થયાં હતાં એટલે તેમના એ અકાળ સ્વર્ગવાસની ઘટનાને પણ અત્યારે પૂરાં બે વર્ષ જેટલો સમય વીતી ગયો છે.

લખ્યાં હતાં અને એક પત્ર પોતાના એક સ્નેહભાજન મિત્રને લખ્યું હતું. એમાંનાં શ્રી અરવિન્દ બાબૂએ પોતાનાં ધર્મપત્નીને લખેલાં ત્રણ પત્રો ઈ. સ. ૧૯૦૮ માં કલકત્તા ગ્રેસ્ટ્રીટ્માંના તેમના નિવાસાલયની જ્યારે જડતી લેવામાં આવી હતી તે વેળાયે મળી આવ્યાં હતાં, ત્યાર પછી તે પત્રોને ન્યાયમન્દિરમાં ન્યાયાધીશ સમક્ષ રજૂ કરવામાં આવ્યાં હતાં અને અભિયોગ ચાલતાં તે પત્રોમાંના કેટલાક મતવાદ વિશે ન્યાયમન્દિરમાં કેટલીક આલોચના પણ થઈ હતી. જે પત્રોદ્વારા શ્રી અરવિન્દ બાબૂએ કેટલીક વાર્તા ગુપ્ત ભાવથી દર્શાવવાની ઇચ્છા રાખી હતી તે પત્રોમાં તેમના સમસ્ત જીવનનો પ્રકાશ પડી ગયો હતો. તેમણે એ પત્રો અન્ય કોઇને પણ ન વંચાવવાની પોતાનાં ગૃહલક્ષ્મીને આજ્ઞા કરી હતી; પરંતુ દૈવવશાત્ તે ગુપ્ત કિંવા ગુહ્ય પત્રો પુસ્તકના રૂપમાં પ્રકાશિત થતાં સમસ્ત ભારતસંતાનોના જોવા તથા જાણવામાં આવી ગયાં છે; કારણ કે; અતઃપૂર્વ એ પત્રોના ભારતવર્ષની અનેક પ્રચલિત ભાષાઓમાં અનુવાદ થઈ ગયા છે. ગુજરાતીમાં પણ એ પત્રોનો કેટલાંક વર્ષ પૂર્વે અનુવાદ થયેલો હોવા છતાં શ્રી અરવિન્દ બાબૂનાં સમસ્ત લેખો તથા વ્યાખ્યાનોના સંગ્રહમાં જો એ પત્રો ન આવે તો સંગ્રહ અપૂર્ણ રહેલો જ કહેવાય એટલામાટે એ પત્રોનો પ્રસ્તુત ગ્રંથમાં નવીન ગુર્જર અનુવાદ આપવામાં આવ્યો છે. ચતુર્થ:પત્ર શ્રી અરવિન્દ બાબૂએ પોતાના સ્નેહભાજનને ઈ. સ. ૧૯૨૦ માં લખ્યું હતું. શ્રી અરવિન્દ બાબૂના પ્રત્યેક લેખમાં જેવી રીતે એક કે બીજા રૂપમાં આદિથી અંત પર્યન્ત ધર્મની ભાવનાઓ ભરેલી હોય છે તેવી જ રીતે એ પત્રોમાં પણ ધર્મની ભિન્ન:ભિન્ન ભાવનાઓ ભરેલી હોવાથી અમોએ એ પત્રોને 'ધર્મપત્ર' નામથી ઓળખાવેલાં છે અને શ્રી અરવિન્દ બાબૂના ધર્મવિચારમાં જ તેમનો સમાવેશ કરેલો છે.

પ્રસ્તુત ગ્રંથમાં આવેલાં કેટલાંક સંદિગ્ધ કિંવા સંક્ષિપ્ત વાક્યોના સ્પષ્ટીકરણમાટે તે તે વાક્યો જે પૃષ્ઠમાં છે તે જ પૃષ્ઠમાં ટિપ્પણી

આપવામાં આવી છે; પરંતુ કેટલાંક વાક્યોનાં સવિસ્તર સ્પષ્ટીકરણોની અતિશય આવશ્યકતા હોવાથી ગ્રંથના અંતમાં 'અનુવાદકકૃત કેટલાંક સ્પષ્ટીકરણો' એ શીર્ષકથી તેવાં સવિસ્તર સ્પષ્ટીકરણો ભિન્ન આપવામાં આવ્યાં છે અને તેથી એ સ્પષ્ટીકરણોનું પ્રથમ પઠન કિંવા વાંચન કરીને પછી જ ગ્રંથનું વાંચન કરવું એવી સુજ્ઞ પાઠક તથા પાઠિકાઓને અમારી સવિનય નમ્ર પ્રાર્થના છે.

મારે પ્રસ્તુત ગ્રંથના ઉપોદ્ઘાતમાં જે એક જ વ્યક્તિને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપવાનો છે તે વ્યક્તિ અન્ય કોઈ નહિ, પણ પ્રસ્તુત 'શ્રી અરવિન્દ વિચારમાળા'ના પ્રકાશક રા. ગોવિન્દ મહાદેવ રામચન્દ્ર જાગુટે છે: કારણ કે, અત્યાર સૂધી મારા એ ગ્રંથપ્રકાશક મિત્રવર્ય જેમના સતત વિક્રયથી અધિક અર્થલાભની સંભાવના હોય છે તેવી નાનાવિધ મૌલિક તથા અનુવાદિતા નવલકથાઓના પ્રકાશનના વ્યવસાયમાં જ સીમાબદ્ધ થયેલા હતા; પરંતુ અત્યારે હવે અરવિંદ ઘોષ જેવા કર્મયોગી કિંવા મહર્ષિના તાત્ત્વિક તથા ઉદાત્ત વિચારોના પ્રચારવડે ગુર્જરભાષાભાષી સંતાનોને તેમના કર્મનો સત્ય માર્ગ દર્શાવીને નિષ્કામ કર્મવીર થવાની ઉચ્ચતમ આકાંક્ષા પ્રતિ આકર્ષવાના ગંભીર આશયને હૃદયમાં પ્રધાન સ્થાન આપી અર્થોપાર્જનને ગૌણ ગણી પ્રસ્તુત '**શ્રી અરવિન્દ વિચારમાળા**'ને આવા ઉત્તમ તથા નયનરંજક આકારમાં પ્રકાશિત કરવાને તેઓ કટિબદ્ધ થયા છે; માત્ર એટલું જ નહિ, પણ એવા જ અન્ય યોગ્ય પુરુષોના લેખોને પણ ભવિષ્યમાં યથાપ્રસંગ ગુર્જર ભાષામાં પ્રકટ કરવાનો તેમનો તીવ્ર મનોભાવ થયેલો છે; અર્થાત્ તેમની આ ભાવના તેમના ઉચ્ચતર દિશાગત મનઃપરિવર્તનને નથી દર્શાવતી કે શું? મારી પરમાત્માનાં ચરણોમાં અનન્ય ભાવયુક્ત એ જ પ્રાર્થના છે કે પરમકરુણાસિન્ધુ અને વિશ્વકલ્યાણકારક પરમાત્મા રા. ગોવિન્દરાવના આ ભાવપરિવર્તનની ઉચ્ચતાને અવિચલ રાખે, તેમને ઉદ્દંડ આયુષ્ય

તથા અખંડ આરોગ્ય આપે અને તેઓ આવા ઉચ્ચતમ ભાવમય તથા દેશકલ્યાણકારક ગ્રંથોના પ્રકાશનથી પોતાની સ્વર્ગાદપિ ગરીયસી જનની જન્મભૂમિનાં ભદ્ર સંતાનોની યથાશક્ય સેવા કરતા રહે.

શ્રી અરવિન્દ ઘોષ સમાન એક અલૌકિક ઋષિવર્યની સત્ય યોગ્યતા તથા મહત્તાની તેમના સંક્ષિપ્ત જીવનચરિત્રના વાંચનથી પાઠક તથા પાઠિકાઓને સાધારણ કલ્પના થવાનો જ સંભવ છે એ અમો સારી રીતે જાણીએ છીએ અને તેટલામાટે તેમના સવિસ્તર જીવનચરિત્રનું એક ભિન્ન પુસ્તક પ્રકટ કરવાનો અમારો વિચાર છે; પરંતુ તેમનું તે સવિસ્તર જીવનચરિત્ર જ્યાં સુધી પ્રકટ ન થાય ત્યાં સુધી તેમના સંક્ષિપ્ત જીવનચરિત્રની તેમના લેખો તથા વ્યાખ્યાનોના સંગ્રહના આરંભમાં તેમનો પાઠકવર્ગને કિંચિત્ પરિચય કરાવવામાટે અનિવાર્ય આવશ્યકતા હોવાથી પ્રસ્તુત ગ્રંથમાં '**મહર્ષિ અરવિન્દ ઘોષનો કિંચિત્ પરિચય**' કરાવવામાં આવ્યો છે અને આશા છે કે તેમના એ સંક્ષિપ્ત જીવનચરિત્રથી પણ પાઠક તથા પાઠિકાઓ તેમની નાનાવિધ ભારતસેવા કિંબહુના વિશ્વસેવાનો અમુક અંશે સાક્ષાત્કાર કરી શકશે.

અત્યાર સુધીમાં અનેક ઐતહાસિક તથા સામાજિક નવલકથાઓ તેમ જ ઐતહાસિક, પૌરાણિક તથા સામાજિક નાટકો ઉપરાંત મારા હસ્તથી લખાયલા '**વિવેકાનન્દ વિચારમાળા**' (પાંચ પુષ્પ), '**જ્ઞાનેશ્વરી ગીતા**' ('ગુજરાતી' પ્રેસની), '**અમૃતાનુભવ**,' '**અનન્તાનુભૂતિ કિંવા અનન્ત જીવન**,' '**શ્રી અમરલાલ ચરિત્ર**,' '**મૃગશીર્ષ અને વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ**' તથા '**નારાયણ ગદ્ય ગંગા**' પ્રથમ તરંગ, '**સાહિત્ય અને ઇતિહાસ**' આદિ ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને ઇતિહાસ વિષયક ગ્રંથો જેવી રીતે લોકાદારને પાત્ર થઈ ચૂકયા છે તેવી જ રીતે મારો એ દિશામાંનો '**શ્રી અરવિન્દ વિચારમાળા**' નામક આ નૂતન પ્રયત્ન કિંવા પ્રયાસ પણ જો લોકા-

દરને પાત્ર થશે તો તે લોકાદરને જ હું મારા પરિશ્રમનું અત્યન્ત અલભ્ય પારિતોષિક માનીશ અને નવીન ઉત્સાહથી આવા ગ્રંથોના લેખનમાં પ્રવૃત્ત રહીશ. અંતે જે પરમ કૃપાળુ પરમાત્માની કૃપાદષ્ટિથી પ્રસ્તુત ગ્રંથલેખનકાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થતાં આજે આ ગ્રંથનું પ્રકાશન થયું છે તે પરમાત્મા પ્રતિ કૃતજ્ઞતા દર્શાવીને હું ઉપોદ્ઘાતની સમાપ્તિ સહિત મારી લેખિનીને વિશ્રાંતિ આપવાની આજ્ઞા ઇચ્છું છું.

અહમ્મદાબાદ ( અમદાવાદ )
વિક્રમાબ્દ ૧૯૭૮, માર્ગશીર્ષ
કૃષ્ણ પંચમીઃ તા. ૧૯ મી
ડિસેમ્બર ૧૯૨૧ સોમવાર.

ભવદીય સ્નેહાકાંક્ષી
**ઠક્કુર નારાયણ વિસનજી**
**અનુવાદક**



# વિષયાનુક્રમણિકા



चित्रशाळा प्रेस, पुणें.

अरविंद घोष.

# મહર્ષિ અરવિન્દ ઘોષનો કિંચિત્ પરિચય

"तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः*" ॥

ગીતા; અ. ૩ જો, શ્લોક ૧૯ મો.

## આવતી કાલનો નાયક

મહર્ષિ અરવિન્દ ઘોષની અલૌકિક યોગ્યતા તથા યૌગિક શક્તિના અપરોક્ષ અનુભવી, પરમભક્ત તથા પરમોપાસક પૉલ્ રિચર્ડ્—Paul Richard—નામક એક ફ્રેંચ ગૃહસ્થ તથા ગ્રંથકારે ઈ. સ. ૧૯૧૯ના મે માસની ૩ જી તારીખે જાપાનની રાજધાની ટોકિયો નગરની વાસેદા મહાવિદ્યાલય—University યુનિવર્સિટી—માં 'સ્ટુડન્ટ્સ્ એશિયાટિક્ યુનિયન્'-'Students' Asiatic Union'—નામક વિદ્યાર્થિમંડળ સમક્ષ મહર્ષિ અરવિન્દ ઘોષ વિષયક આપેલા પોતાના વ્યાખ્યાનમાં મહર્ષિ અરવિન્દ ઘોષનો તે વિદ્યાર્થિમંડળને પરિચય કરાવતાં પ્રસ્તાવનાના રૂપમાં નીચે પ્રમાણેના ગંભીર તથા પૂજ્યભાવ દર્શક ઉદ્ગારો કાઢ્યા હતા:—

"મારા સુહૃદો, હું અત્યારે જે વસ્તુને તમારા સમક્ષ લઈ આવ્યો છું તે માત્ર મારા શબ્દો નથી કિન્તુ હૃદય કિંવા અંતઃકરણ છે. અત્યારે તમારા તરુણ તથા ઉદાત્ત મંડળને જે અભિનન્દન

*"ફળમાં આસકત થવા વિના પોતાના કર્ત્તવ્ય કર્મને નિરંતર કરતો રહે; કારણ કે, અનાસક્ત રહીને કર્મ કરનાર પુરુષને જ પરમગતિની પ્રાપ્તિ થાય છે." ગીતા: અ. ૩ જો: શ્લોક ૧૯ મો.

આપે છે તે મારૂં અંતઃકરણ છે; કારણ કે, મારો જે બે વસ્તુઓમાં અગાધ અનુરાગ કિંવા પ્રચંડ પ્રેમ છે તે બન્ને વસ્તુઓની તમારા આ મંડળમાં એકત્રતા થએલી છે. મારો જે બે વસ્તુઓમાં અગાધ અનુરાગ છે તે બે વસ્તુઓમાંની એક વસ્તુ એવી છે કે જેનામાં મારી જન્મદાત્રી માતા પ્રમાણે મારો પ્રેમ છે અને તે વસ્તુ એશિયા છે; કારણ કે, એશિયાની ભૂમિ સમસ્ત વિશ્વની આધ્યાત્મિક માતા છે અને જે બીજી વસ્તુમાં મારો પોતાના એક બાળક સમાન પ્રેમ બંધાયલો છે તે વર્તમાન યુવકવર્ગ કિંવા અન્ય શબ્દોમાં કહું તો ભવિષ્યનો ઉષઃકાળ છે; કારણ કે, એશિયાના કિંબહુના સમસ્ત વિશ્વના ભાવિ ઉદયનો આધાર તમારાપર જ રહેલો છે. આ રહસ્યને તમો જાણો છો અને તેથી જે કાર્ય તમારે અવશ્ય કરવું જોઇએ તે જ કાર્ય અત્યારે તમો કરી રહ્યા છો. ભિન્ન ભિન્ન રાષ્ટ્રોના વિદ્યાર્થીઓને બંધુભાવના બંધનથી પરસ્પર બાંધવાનો પ્રયત્ન કરીને તમો યુવકોનો સમુદાય ભિન્ન ભિન્ન રાષ્ટ્રોને પણ પરસ્પર બંધુભાવના દૃઢ બંધનથી બાંધવાનો ગુપ્ત ઉદ્યોગ કરી રહ્યો છે એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી; કારણ કે, એશિયાના વિચારશીલ યુવકોના એકીકરણનો જે ઉદ્યોગ તે સમસ્ત એશિયાના એકીકરણનો જ ઉદ્યોગ છે. અર્થાત્ તમો આવતી કાલના એશિયાને એકીકૃત કરી રહ્યા છો; કારણ કે, આવતી કાલે-નિકટના ભવિષ્ય કાળમાં-એશિયા ખંડ ખંડ મટીને અખંડ કિંવા અનેકરૂપ મટીને એકરૂપ થવાનું છે, એ નિઃસંદેહ છે.

"આ એકત્રતા કિંવા એકતામાં એક 'સર્વોત્તમાંગપરિપૂર્ણ મહાન્ આત્મા'યુક્ત ઝળહળતા ભવિષ્ય કાળ, ઉચ્ચતર જીવન તથા પૂર્ણતર સભ્યતા-સંસ્કૃતિ-નો અદૃષ્ટ નિવાસ છે, એ તમારે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. તે સર્વોત્તમાંગપરિપૂર્ણ આત્મામાં જાપાનની સમસ્ત ગ્રાહક શક્તિ-Sensibility-,ચીનની સમસ્ત બુદ્ધિમત્તા-

Intellectuality–અને ભારતવર્ષની સમસ્ત આધ્યાત્મિકતા–Spirituality–એકત્ર કિંવા ગ્રંથરૂપથી પ્રવેશ કરશે; અર્થાત્ ભવિષ્ય કાળના તે મહાન્ આત્મામાં એશિયા ખંડના સમસ્ત મહાન્, દિવ્ય કિંવા ઉદાત્ત વિચારો આવીને એકત્ર થઈ જશે અને તે દિવ્ય વિચારો વેદધર્મના દેવોને, શિન્ટોધર્મ+ના વીરોને, બૌદ્ધ ધર્મ તથા ટાઓ* ધર્મ એ બે બંધુધર્મોને, ક્રિશ્ચિયાનિટી†ની ભિન્ન ભિન્ન શાંત માન્યતાઓને તથા ઈસ્લામને એકત્ર કરશે; કારણ કે, એ સર્વ ધર્મો અનન્ત પુરુષ–પરમાત્મા–ના એકમેવાદ્વિતીય–એક જ–ધર્મનાં અનેક કિંવા ભિન્ન ભિન્ન સ્વરૂપો છે એટલે કે એ સર્વ ધર્મોમાં વાસ્તવિક ભિન્નતા જેવું કાંઈ છે જ નહિ.

"પરંતુ ભવિષ્ય કાળનો તે મહાન્ આત્મા જેનો શક્તિ વિષયક ગર્વ તથા મિથ્યા અહંભાવ પોતાના અને પોતાના સમકાલિક જગતના શિરપર કેવળ વિનાશને ખેંચી લાવવાના કાર્યમાં જ કૃતકાર્ય કિંવા વિજયી થઈ શકયો છે તે નિત્સે–Nietzche–ના અલૌકિક મનુષ્ય કિંવા પાશ્ચાત્ય અલૌકિક મનુષ્યના હસ્તથી નિર્માણ થવાનો નથી; કિન્તુ એશિયાના નવીન જગદુત્પાદક દેવત્વયુક્ત મનુષ્ય કિંવા મનુષ્યત્વયુક્ત દેવના હસ્તથી જ ભવિષ્ય કાળનો તે

---

+ શિન્ટોધર્મ જાપાનમાં પ્રચલિત છે અને એ ધર્મમાં પ્રકૃતિની ઉપાસના તથા વીર પુરુષોની પૂજાને વિશેષ મહત્ત્વ અપાયલું છે.

* ઈ. સ. થી ૬૦૪ વર્ષ પૂર્વે જન્મેલા લાઓત્સે નામના એક ચીના તત્ત્વજ્ઞે એ ટાઓ ધર્મની ચીન દેશમાં સ્થાપના કરી હતી અને તેના રચેલા 'ટાઓ ટેહ કિંગ' નામક ધર્મગ્રંથદ્વારા એ ધર્મનો ચીનમાં પ્રચાર તથા પ્રકાશ થયા હતો. એ ટાઓ ધર્મનો પ્રચાર બૌદ્ધ ધર્મ જેટલો જ હોવાથી બૌદ્ધ ધર્મ તથા ટાઓ ધર્મને અહીં ચીનના બંધુધર્મ તરીકે ઓળખાવેલા છે.

† ક્રિશ્ચિયાનિટી એટલે ક્રિશ્ચિયન્–ખ્રીસ્તી–ધર્મ

મહાન્ આત્મા નિર્માણ થવાનો છે. તે મહાન્ આત્માના નિર્માણ-કાર્યમાટે જ અત્યારે સમસ્ત પૃથ્વીનું અવ્યવસ્થિતતાના રૂપમાં પરિવર્તન થતું દેખાય છે; અર્થાત્ અત્યારે લોકો જે અવસ્થામાં છે તે અવસ્થામાં વધારે વાર રહેવા ન ઇચ્છતા હોવાથી પોતાની વર્તમાન અવસ્થા વિરુદ્ધ જે યુદ્ધ મચાવી રહ્યા છે તેનું કારણ એ નવીન જન્મનિર્માણ કિંવા પુનર્ગઠન જ છે. સારાંશ કે, જો અત્યારે લોકો ક્યાંય પણ જેઓ તેમને મનુષ્યકર્તવ્યોનો ઉપદેશ આપે છે તેમના ઉપદેશને ન સાંભળતા હોય અને તેમના ઉપદેશ પ્રતિ લક્ષ ન આપતા હોય, તો તે તેમના હૃદયના ગહનતમ ભાગમાં જે અલૌકિક માનુષીય શક્યતાઓ વિષયક જાગ્રતિની સંવેદના થવા માંડી છે તેનું જ પરિણામ છે, એમ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે.

"અતએવ હું તમોને એ સૂચના આપવામાટે જ આવ્યો છું કે તમો પોતાને મહાદેદીપ્યમાન કિંવા મહાતેજસ્વી આવતી કાલમાટે તૈયાર કરો અને તમારામાં તે દેદીપ્યમાન દિવસને તૈયાર કરી રાખો; કારણ કે, મહતી વસ્તુઓ, મહતી ઘટનાઓ તેમ જ મહાપુરુષો—એશિયાના પવિત્ર પુરુષો—ના ઉદયનો અવસર અત્યન્ત વેગપૂર્વક નિકટમાં આવતો જાય છે; માત્ર એટલું જ નહિ, પણ એવા એશિયાના એ મહાપુરુષો કિંવા પવિત્ર પુરુષો પ્રથમથી જ અસ્તિત્વ ધરાવે છે અને તેથી કેવળ તેમના પ્રત્યક્ષ પ્રકટીભવનની જ આવશ્યકતા છે. મારા અત્યાર સુધીના જીવનનો મેં એવા મહાપુરુષો કિંવા મહાત્માઓને શોધવાના કાર્યમાં જ વ્યય કરેલો છે અને મારા અત્યાર સુધીના જીવનમાં મારી એવી જ માન્યતા અવિચળ રહેલી છે કે આ વિશ્વમાંના કોઈ પણ એક સ્થાનમાં એવા મહાપુરુષો અસ્તિત્વ ધરાવતા હોવા જ જોઇએ; કારણ કે, વિશ્વમાં જો એવા પવિત્ર પુરુષોનો સર્વથા અભાવ જ હોય, તો આ વિશ્વનો અવશ્ય વિનાશ થઈ જાય એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ.' અન્તે મારા

મનોરથ તથા પરિશ્રમની સફળતા એશિયામાં જ થઈ છે; કારણ કે, જેને મહાપુરુષોના મંડળનો પણ અગ્રેસર કહી શકાય તેવો એક મહત્તમ કિંવા અલૌકિક પુરુષ અને આવતી કાલનો નાયક મને એશિયાની ભૂમિમાં જ મળી આવ્યો છે; તે એક હિન્દુ છે અને તેનું નામ અરવિન્દ ઘોષ છે..."

મહાશય પૉલ રિચર્ડના આ ઉદ્‌ગારો અત્ર માત્ર એટલામાટે જ ઊતારી લેવામાં આવ્યા છે કે કેટલાક વિચારશીલ અને સત્યજ્ઞાનશોધક પાશ્ચાત્ય પુરુષો પણ મહર્ષિ અરવિન્દ ઘોષને કેવી માનદર્શક દૃષ્ટિથી નિહાળે છે અને તેમનામાં કેટલી સીમા પર્યન્ત અનન્ય શ્રદ્ધા ધરાવે છે, એ પાઠકવર્ગના જાણવામાં આવી શકે. અસ્તુઃ હવે આપણે કિંચિદ્ વિસ્તારથી મહર્ષિ અરવિન્દ ઘોષના જીવનનું અવલોકન કરીશું.

## જન્મ અને બાલ્યાવસ્થા

ઇ. સ. ૧૮૭૨ના ઑગસ્ટ્ માસની ૧૫મી તારીખે જે કાયસ્થ જાતિના આદિપુરુષ ચિત્રગુપ્ત+ છે અને બંગાળાની જે કાયસ્થ જાતિએ સ્વ. સ્વામી વિવેકાનંદ જેવા દેશોદ્ધારક તથા ધર્મપ્રચારક આદર્શ સંન્યાસી કિવા કર્મયોગી; સ્વ. રમેશચન્દ્ર દત્ત જેવા અલૌકિક–

---

+ ચિત્રગુપ્ત યમરાજના લેખકનું નામ છે, તેઓ સર્વ મનુષ્યોનાં પાપ તથા પુણ્ય લખતા રહે છે અને તેઓ જ કાયસ્થ જાતિના આદિ પુરુષ છે. પુરાણોમાં ચિત્રગુપ્તના વિષયમાં એવો ઉલ્લેખ મળી આવે છે કે ચિત્રગુપ્તની ઉત્પત્તિ બ્રહ્માના અંગમાંથી થયેલી છે. સૃષ્ટિની ઉત્પત્તિ કર્યા પછી બ્રહ્મા જ્યારે ધ્યાનમગ્ન હતા તે વેળાયે હસ્તમાં લેખિની તથા ખડિયો લઈને અનેક રંગોવડે ચિત્રિત એક પુરુષ ઉત્પન્ન થયો અને તેણે ઉત્પન્ન થતાંની સાથે જ બ્રહ્માને પૂછયું કેઃ "મને કયું કાર્ય કરવાની આજ્ઞા છે?" બ્રહ્માએ તેને મનુષ્ય પ્રાણીઓનાં પાપ તથા પુણ્યને લખી રાખવાની

પ્રતિભાસંપન્ન રાજનીતિજ્ઞ, ઇતિહાસવેત્તા તથા કવીશ્વર; સ્વ. લાલ-મોહન ઘોષ જેવા મહાન્ દેશભક્ત તથા અદ્વિતીય વક્તા અને વિદ્યમાન્ જગદીશચન્દ્ર વસુ–બોસ–જેવા અપૂર્વ અને લોકોત્તર વિજ્ઞાનવિશારદ નરપુંગવોને ઉત્પન્ન કરી સમસ્ત વિશ્વને પોતાની ગુરુતાનો પરિચય કરાવ્યો છે તે જ વંગવાસિની કાયસ્થ જાતિના એક સ્વનામધન્ય સુસન્તાન સ્વ. રાજનારાયણ વસુ મહાશયની જ્યેષ્ઠ કન્યા શ્રીમતી સ્વર્ણલતાના ગર્ભથી કલકત્તામાં શ્રી અરવિન્દે જન્મ ધાર્યો હતો. અરવિન્દ બાબૂના પિતા કૃષ્ણધન ઘોષ પ્રથમ પોતાના દેશમાં જ ડૉક્ટર કિંવા ચિકિત્સક તરીકે વ્યવસાય કરતા હતા; પરંતુ એ સામાન્ય પ્રકારના વ્યવસાયથી તેમને સંતોષ ન થયો અને તેથી તેઓ આઈ. એમ્. એસ્.* ની પરીક્ષા આપવામાટે ઇંગ્લૅંડ્ ચાલ્યા ગયા. અહીં એ વિશિષ્ટતાપૂર્વક જણાવવાની આવશ્ય-કતા છે કે શ્રી અરવિન્દ બાબૂના માતામહ સ્વ. રાજનારાયણ વસુ દેશીયતાના દૃઢ ઉપાસક હતા અને તેથી પાશ્ચાત્ય વિદ્યા તથા સંસ્કૃતિના મોહથી મુગ્ધ થયેલા યુવકોને પાશ્ચાત્ય જીવનનું અંધ અનુસરણ તથા અનુકરણ કરતા જોઇને તેમના હૃદયમાં ખેદ થવાથી તેઓ તેમને આપણા દેશની તથા આપણી વિદ્યાની ઉત્કૃષ્ટતાનો યોગ્ય ઉપદેશદ્વારા પરિચય કરાવતા હતા. દેશીયતાની ઉત્કૃષ્ટતાના પ્રચારમાટે તેમણે કેટલાક લેખો પણ લખ્યા હતા અને કેટલીક સંસ્થાઓ પણ સ્થાપી હતી;

---

આજ્ઞા કરી અને તેથી તે માનવપ્રાણીઓનાં પાપ તથા પુણ્યને લખી રાખવા લાગ્યો. ચિત્રગુપ્તનો લખેલો વિચિત્ર લેખ ગુપ્ત રહેતો હોવાથી એ પુરુષનું નામ ચિત્રગુપ્ત રખાયલું છે. બ્રહ્માની આજ્ઞાથી એ પુરુષની કાય-સ્થ જાતિ નિશ્ચિત થઈ હતી. એ પુરુષના અંબષ્ઠ, શ્રીવાસ્તવ માથુર ગૌડ અને ભટનાગર આદિ નામના નવ પુત્રો હતા એટલે તે સર્વના વંશજો કાયસ્થ થયા. કાર્તિક શુક્લ દ્વિતીયાને દિવસે ચિત્રગુપ્તની પૂજાનો ઉત્સવ કરવામાં આવે છે

* આઈ. એમ્ એસ–I-M.-S.–એટલે ઇન્ડિન્ મેડિકલ્. સર્વિસ્.

માત્ર એટલું જ નહિ, પણ '**नायमात्मा बलहीनेन लभ्यः**' એ તત્ત્વને તેઓ સારી રીતે જાણતા હોવાથી બંગાળીઓની શારીરિક સ્થિતિને સુધારવામાટેના પણ તેમણે યથાશક્ય પ્રયત્નો કર્યા હતા. તેઓ જે કાંઈ પણ કરતા હતા તેમાં તેમના સ્વદેશાભિમાનની જ્યોતિ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતી હતી અને શ્રી અરવિન્દ ઘોષને પણ તેમનું એ સ્વદેશાભિમાન યોગ્ય પરિમાણમાં જનનીના રક્તદ્વારા પ્રાપ્ત થયું હતું. એથી વિરુદ્ધ શ્રી અરવિન્દના પિતા કૃષ્ણધન પાશ્ચાત્ય જીવન-પદ્ધતિના ઉપાસક હતા અને તેથી એમ જ કહી શકાય કે આ વિષયમાં શ્વસુર તથા જામાતાના સ્વભાવમાં લેશ માત્ર પણ સમાનતા નહોતી અને એટલામાટે જ્યારે કૃષ્ણધન ઘોષ ઇંગ્લંડમાં હતા તે વેળાએ તેમના શ્વસુર પત્રોદ્વારા વારંવાર તેમને એવો જ ઉપદેશ આપતા હતા કે: "પાશ્ચાત્ય વિદ્યાનું ઉપાર્જન કરતાં આપણા દેશની વિદ્યાના અભિમાનને તમારા હૃદયમાં રંચ માત્ર પણ ન્યૂન થવા દેશો નહિ." પરંતુ શ્વસુરનો એ ઉપદેશ ફલીભૂત ન થયો અને તેથા બાબૂ કૃષ્ણધન જ્યારે પાછા ભારતવર્ષમાં આવ્યા ત્યારે સર્વને આપાદમસ્તક યૂરોપિયનના રૂપમાં જ દેખાયા. બાબૂ કૃષ્ણધનના બાહ્ય રૂપમાં જો કે આવું પરિવર્તન થયું હતું; તથાપિ તેમનામાં માયાળુતા તથા પરોપકારપરાયણતા આદિ સદ્ગુણો તો સર્વથા અવિચળ રહ્યા હતા અને તેમણે તેમના આભ્યંતર આર્યત્વનું પરિ-વર્તન થવા દીધું નહોતું, એ વાર્તાને અહીં અવશ્ય સ્મરણમાં રાખી લેવાની છે: કારણ કે, બાબૂ કૃષ્ણધન પોશાક પરિચ્છદ આદિ ધારવામાં ભલે યૂરોપિયન્ જેવા થઈ ગયા હોય, તથાપિ તેમનો પ્રાણ તો માઇકેલ મધુસૂદન દત્ત× પ્રમાણે વંગભૂમિની મૃત્તિકામાંથી

---

× અહીં માઇકેલ મધુસૂદન દત્ત સાથે બાબૂ કૃષ્ણધનના સામ્યને દર્શાવવાનું કારણ એ છે કે મધુસૂદન દત્તે જો કે પોતાના ધર્મને ત્યાગી ક્રિશ્ચિયન્ ધર્મનો સ્વીકાર કર્યો હતો તથાપિ તેમનો આત્મા તો અંતપર્યન્ત વંગવાસી આર્યનો જ રહ્યો હતો અને તેના પરિણામે તેમણે બંગાળી

જ ઘડાયલો હોવાથી એક સરસ, પ્રેમપૂર્ણ તથા કરુણાસિક્ત પદાર્થ હતો અને તેથી પાશ્ચાત્ય વિદ્યા તથા યશના સ્પર્શવડે તેમના હૃદયની ચારુ વૃત્તિઓ નષ્ટ ન થતાં અધિકતર પરિમાર્જિત થઈ હતી, એમ કહેવામાં અતિશયોક્તિ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી. અર્થાત્ તેઓ દુઃખી મનુષ્યના દુઃખને જોઇને તથા વ્યથિતની વેદનાને જાણીને અતિશય દુઃખી થતા હતા અને તેમનું કોમળ હૃદય તત્કાળ દ્રવી જતું હતું. દરિદ્ર મનુષ્યના દારિદ્રયજન્ય દુઃખના નિવારણમાટે તેઓ આગળ પાછળનો લેશ માત્ર પણ વિચાર ન કરતાં અજસ્ર દાન આપતા હતા અને કેટલીક વાર તો તેમના દાનની માત્રા એટલી બધી વધી જતી હતી કે તેમનું સર્વસ્વ દાનમાં અપાઈ જવાથી તેમના પોતાના પુત્રોને વિદેશમાં અનેક વાર ધનના અભાવે નાના પ્રકારનાં કષ્ટો સહન કરવાં પડતાં હતાં. માસિક બેથી ત્રણ હજાર રૂપિયાની આવક હોવાં છતાં પણ મહિનાના અંતિમ દિવસે બાબૂ કૃષ્ણધનના હસ્તમાં એક કપર્દિકા પણ અવશિષ્ટ રહેતી નહોતી અને તેમની એ દાનશીલતા તથા પરોપકારપરાયણતાના યોગે યશોહર તથા ખુલનામાં આજે પણ કે. ડી. ઘોષ–કૃષ્ણધન ઘોષ–એ નામ સર્વથા અમર સ્વરૂપમાં દૃષ્ટિગોચર થયા કરે છે અને તે સર્વથા અમર જ રહેવાનું છે.

બાબૂ કૃષ્ણધને પોતાના પુત્રને સંપૂર્ણ ભાવથી આંગ્લ–અંગ્રેજી-શિક્ષણ આપવાનો પ્રથમથી જ દૃઢ સંકલ્પ કરેલો હોવાથી બાળક અરવિન્દે જેવો પંચમ વર્ષમાં પ્રવેશ કર્યો કે તત્કાળ તેમના પિતાએ તેમને દાર્જીલિંગની 'સેંટ પૉલ્' સ્કૂલમાં વિદ્યાભ્યાસમાટે મોકલી દીધા. આંગ્લ શાળામાં પોતાની પ્રતિભાના ગુણવડે બાળક અરવિન્દ

ભાષામાં 'મેઘનાદવધ મહાકાવ્ય' તથા કેટલાંક અન્ય અદ્વિતીય ગ્રંથો રચીને વંગદેશ, વંગભાષા તથા વંગસાહિત્યની જે અપૂર્વ સેવા કરી છે તેના યોગે ભારતવર્ષમાં તેમનું નામ અમર થયું છે અને ચિરકાલ અમર રહેવાનું છે એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ.

અત્યન્ત અલ્પ સમયમાં જ સર્વ જનોના પ્રિયપાત્ર થઈ પડયા; માત્ર એટલું જ નહિ, પણ વિદેશીય શિક્ષકોમાંના અનેક શિક્ષકો બાળક અરવિન્દની પ્રતિભાને જોઇને આશ્ચર્યમુગ્ધ થવા લાગ્યા. બાળક અરવિન્દનાં પ્રશાન્ત નયનો તથા ચિન્તનશીલ ભાવને અવલોકીને શિક્ષકો તથા શાળામાંના સહપાઠી વિદ્યાર્થીઓ તેમના પ્રતિ આકર્ષાઇ તેમના સૌજન્યના યોગે તેમનામાં અપૂર્વ સ્નેહ રાખવા લાગ્યા.

દાર્જીલિંગમાં બે વર્ષ પર્યન્ત વિદ્યાભ્યાસ કર્યા પછી સમવર્ષીય અરવિન્દ, જ્યેષ્ઠ પુત્ર વિનયભૂષણ, દ્વિતીય પુત્ર મનોમોહન, પત્ની સ્વર્ણલતા તથા કન્યા સરોજિની ઇત્યાદિ પોતાનાં સર્વ પારિવારિક જનોને સાથે લઇને પિતા કૃષ્ણધને પોતાનાં સંતાનોને ઉચ્ચ શિક્ષણ આપવામાટે ઇંગ્લૅંડ પ્રતિ પ્રયાણ કર્યું. આવી રીતે બાલ્ય કાળથી જ વિદેશમાં વિદેશીઓ સાથે જ દીર્ઘ કાળ પર્યન્ત વસવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં અરવિન્દ બાબૂ પોતાની પૈતૃક વંગભાષાને સર્વથા ભૂલી ગયા હતા અને તેથી જ્યારે તેમની અવસ્થા વીસ વર્ષની થઈ ગઈ ત્યાર પછી નવીનતાથી તેમણે બંગાળી ભાષાના અભ્યાસનો આરંભ કર્યો હતો. અર્થાત્ જે મહાનુભાવ પુરુષે બંગાળાની સ્વાધીનતા કિંવા સ્વતંત્રતાની પુનઃપ્રાપ્તિમાટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી દીધો તે મહાપુરુષનો વીસ વર્ષના વય પર્યન્ત પોતાના દેશની ભાષા સાથે પણ કોઈ પ્રકારનો સંબંધ નહોતો એ એક અત્યન્ત આશ્ચર્યનો વિષય નથી કે શું?

કેટલોક સમય મૅંચેસ્ટરમાં વીતાડયા પછી બાળક અરવિન્દે લંડન મહાનગરીમાં આવી સેન્ટ પૉલ્સ્ સ્કૂલમાં પ્રવેશ કરીને અધ્યયનનો આરંભ કરી દીધો. એ શાળામાં પણ પોતાની પ્રતિભાના ગુણવડે અત્યન્ત અલ્પ કાળમાં જ તેઓ સર્વના સ્નેહભાજન તથા પ્રિયપાત્ર થઈ પડયા. શાળાના અભ્યાસની સમાપ્તિ થતાં બાળક

અરવિન્દે કૉલેજમાં પ્રવેશ કર્યો અને ત્યાં સિવિલ્ સર્વિસ્‌ની પરીક્ષા-માટે તૈયાર થવાના કાર્યનો ચપળતા પૂર્વક પ્રારંભ કર્યો.

## યૌવન

ઈ. સ. ૧૮૯૦ માં અઢાર વર્ષની અવસ્થામાં અરવિન્દ બાબૂ સિવિલ્ સર્વિસ્‌ની પરીક્ષા આપવાને બેઠા; પરંતુ અન્ય સર્વ વિષયોમાં ઉત્તીર્ણ થવા છતાં અશ્વારોહણની પરીક્ષામાં ઉત્તીર્ણ ન થઈ શકવાથી તેઓ સિવિલ્ સર્વિસ્‌ની પરીક્ષામાં સફલમનોરથ થઇ શક્યા નહિ અને તેથી કૅમ્બ્રિજ યૂનિવર્સિટી—વિશ્વવિદ્યાલય—માં પુનઃ અભ્યાસનો આરંભ કરીને તેઓ ઈ. સ. ૧૮૯૨ માં ગ્રેજ્યુએટ્—સ્નાતક—થયા અને કલાસિકલ્ ટ્રાઇપોસ્‌માં પ્રથમ પંક્તિયે—પહેલા નંબરે—આવ્યા. કેટલાક લોકોની એવી ધારણા કિંવા માન્યતા છે કે સિવિલ્ સર્વિસ્‌ની પરીક્ષામાં વિજય ન મળવાથી જ અરવિન્દ બાબૂના જીવનની ગતિનું પરિવર્ત્તન થયું હતું અને એ કારણથી જ તેઓ સ્વદેશહિતના કાર્યમાં અગ્રેસર થયા હતા; પરંતુ જો અરવિન્દ બાબૂના ત્યાર પછીના જીવનની ઘટનાઓનું સમ્યગ્ રૂપથી અવલોકન કરવામાં આવે, તો લોકોની એ ધારણા કિંવા માન્યતા સર્વથા પ્રમાદ-મૂલક જ સિદ્ધ થાય છે; કારણ કે, ઇંગ્લૅંડને ત્યાગીને પુનઃ ભારતવર્ષમાં આવતાંની સાથે જ તેમને યથેષ્ટ સન્માનવર્ધક પદવીની પ્રાપ્તિ થઈ હતી; કિન્તુ તેથી તેમની સ્વદેશસેવા વિષયક સ્પૃહા કિંવા લાલસાનો લય થયો નહોતો.

અસ્તુઃ ટ્રાઇપોસ્ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા પછી સ્વલ્પ સમયમાં જ તે વેળાયે વડોદરાના વિદ્વાન્, વિદ્વત્પોષક અને વિદ્યાવિલાસી પ્રજાવત્સલ ભૂપાલ શ્રીમાન્ સયાજીરાવ મહારાજ ઇંગ્લૅંડમાં પધારેલા હોવાથી તેમના સાક્ષાત્કારનો અરવિન્દ બાબૂને અચિન્ત્ય અવસર મળી ગયો અને તેમની સાથે ઘનિષ્ટ સંબંધ થતાં તેમના અનુરોધથી

ઇંગ્લૅંડથી ભારતવર્ષમાં આવ્યા પછી અરવિન્દ બાબૂ વડોદરા-નરેશના પર્સનલ્ ઍસિસ્ટંટ્ તરીકે વડોદરારાજ્યની સેવામાં નિયુક્ત થઈ ગયા. જે વેળાયે એઓ ગાયકવાડ સરકારના માન્યવર ઉચ્ચપદાધિકારી સેવક થયા તે વેળાયે તેમની અવસ્થા માત્ર એકવીસ વર્ષની જ હતી. તેમના જીવનનો અધિક અંશ ઇંગ્લૅંડમાં વીતેલો હોવાથી વસ્ત્ર-પરિધાન, નીતિરીતિ તથા બાહ્ય જીવન આદિમાં તેઓ અંગ્રેજ સમાન દેખાતા હતા; તથાપિ તેમના પિતા પ્રમાણે તેમનો આત્મા તો શુદ્ધ ભારતવાસી જ હતો. આંગ્લ શિક્ષણ તથા વિદેશીય જીવનપદ્ધતિના ગાઢ સંસર્ગથી અરવિન્દ બાબૂને જે પ્રધાન લાભ થયો તે એ હતો કે તે પાશ્ચાત્ય શિક્ષા તથા પાશ્ચાત્ય જીવનપદ્ધતિ આપણા શિક્ષણ તથા આપણી જીવનપદ્ધતિ સાથે સરખાવતાં તેમને સર્વથા કનિષ્ટ પ્રકારની અને અપાયકારક દષ્ટિગોચર થવા લાગી; પાશ્ચાત્ય વિદ્યાના બાહ્ય આડંબરમાં તેમને આભ્યંતર દૌર્બલ્યનો સાક્ષાત્કાર થવા લાગ્યો અને તેથી યૂરોપનો જડવાદ માનવજીવનમાં નવીન ચેતનને પ્રેરવામાટે સર્વથા અસમર્થ છે એમ તમના જાણવામાં આવી ગયું; સારાંશ કે, આપણી ભારતભારતી જ માનવજીવનમાં નવીન ચેતન પ્રેરવાનું સર્વોત્કૃષ્ટ સામર્થ્ય ધરાવે છે એવો તેમનો જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ અધિકાધિક દૃઢ નિશ્ચય થતો ગયો. વડોદરામાં તેમણે જે બાર વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતાવ્યો હતો તેટલા કાલાવધિમાં તેમને અનેક ઉપયુક્ત અનુભવો પ્રાપ્ત થયા હતા અને તે અનુભવો તેમના ત્યાર પછીના જીવનમાં અતિશય ઉપયોગી તથા માર્ગદર્શક થઈ પડ્યા હતા. વડોદરાનાં તેમનો નિવાસ હતો તે સમયમાં બહુધા રાત્રિના દ્વિતીય પ્રહરના આરંભથી તૃતીય પ્રહરના અંત પર્યન્તનો એટલે કે લગભગ છ કલાક જેટલો સમય નિત્ય તેઓ નાનાવિધ વિદ્યાઓના અભ્યાસમાં વીતાડતા હતા અને ઉષ:કાળથી એટલે કે ચાર વાગ્યાથી દિવસના અગિયાર વાગ્યા સુધીની વેળા નિદ્રાના સેવનમાં વીતાડતા હતા. અરવિન્દ બાબૂના તે કાળના આ

નિશાજાગરણ તથા દિનશયનને જોતાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંના શ્રી કૃષ્ણ ભગવાનના

"या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः"॥

"સર્વ લોકોની જે નિશા હોય છે તેમાં સંયમી પુરુષો જાગે છે અને જે સમયમાં અન્ય સર્વ જનો જાગ્રત રહે છે તે જ્ઞાનશીલ મુનિની નિશા હોય છે." (અર્થાત્ જ્ઞાની તથા અજ્ઞાની જનના વ્યવહાર સદાસર્વદા પરસ્પર વિરુદ્ધ જ હોય છે); એ ઉદ્ગાર અનુસાર જો વિચાર કરીએ, તો શ્રી અરવિન્દ બાબૂમાં તેમના યૌવનકાળમાં જ મુનિત્વ કિંવા યોગિત્વ પ્રકાશિત થવા લાગ્યું હતું અને તેણે તેમને પછીથી યોગીના પદપર આરૂઢ કર્યા હતા, એમ સ્પષ્ટતાથી આપણા જાણવામાં આવી શકે છે.

અસ્તુ: શ્રી અરવિન્દ બાબૂ વડોદરામાં હતા તે સમયમાં એટલે કે ઈ. સ. ૧૯૦૧ ના એપ્રિલ માસમાં આસામના ઍસિસ્ટંટ્ ડાયરેક્ટર ઑફ્ ઍગ્રિકલ્ચર ઍન્ડ્ લૅન્ડ્ રેકર્ડ્સ રા. ભૂપાલચન્દ્ર વસુ–બોસ–ની જ્યેષ્ઠા કન્યા મૃણાલિની સાથે તેમનો લગ્નસંબંધ થયો હતો. અરવિન્દ બાબૂએ અન્ય અનેક કુમારિકાઓને અવલોકવા પછી જ મૃણાલિનીને પોતાની ધર્મપત્ની કિંવા અર્ધાંગનાની પદવીથી વિભૂષિતા કરી હતી. અરવિન્દ બાબૂનો પ્રથમથી જ પ્રત્યેક કાર્યના પ્રસંગે શાન્ત, ગંભીર તથા અવાક્ રહેવાનો સ્વભાવ હોવાથી વંગદેશની પદ્ધતિ પ્રમાણે મૃણાલિનીને તેમણે અધિક પ્રશ્નો પૂછ્યા નહોતા કિન્તુ બે કે ચાર ક્ષણ પર્યન્ત તેના મુખમંડળનું નિરીક્ષણ કરી તેના હૃદયની પરીક્ષા કરી લઇને તેની સાથે પરણવાનો નિશ્ચય કરી લીધો હતો; કારણ કે, તેમણે જે અન્ય અનેક કુમારિકાઓને જોઇ હતી તે સર્વ કુમારિકાઓ બહુધા સૌન્દર્ય, ગંભાગુકળા તથા *આકર્ષક

બાહ્ય હાવભાવ આદિમાં મૃણાલિની કરતાં ચઢે તેવી હતી અને તેથી જો એ જ વસ્તુઓમાં અરવિન્દનું હૃદય લુબ્ધ થયું હોત, તો તેઓ મૃણાલિની સાથે લગ્ન કરવાના નિશ્ચયપર કદાપિ આવત નહિ. મૃણાલિની પોતાના પિતાના ગૃહમાં બહુ જ સરળ, આડંબરના સંપર્કથી મુક્ત તથા ભોળી ગણાતી હતી; વિશ્વના પ્રપંચોનો તેનામાં લેશ માત્ર પણ પ્રવેશ થયો નહોતો અને તેના હૃદયમાં વિલાસિતા પ્રતિ સ્વાભાવિક ઉદાસીનતા રહ્યા કરતી હતી એટલામાટે તેની અવસ્થા પંદર વર્ષની થવા છતાં પણ તેને પરણાવીને સંસારના વ્યવહારમાં નાખવાની તેના પિતાની ઈચ્છા થતી નહોતી. અરવિન્દ બાબૂની વૃત્તિઓ મૃણાલિની પ્રતિ કેમ અને શા કારણથી આકર્ષાઈ હતી એ રહસ્યને તે વેળાએ તેઓ પોતે પણ સ્પષ્ટતાથી સમજી શક્યા નહોતા.

મૃણાલિનીનો જન્મ કલકત્તામાં થયો હતો અને તેનો કન્યાકાળ પણ કલકત્તામાં જ વીત્યો હતો. તેના પિતાએ તેને બંગાળી તથા અંગ્રેજી ભાષાનું ગૃહમાં શિક્ષણ આપ્યું હતું અને ત્યાર પછી તેણે બ્રહ્મસમાજની વિદ્યાશાળામાં મેટ્રિક્યૂલેશનના તૃતીય વર્ગ પર્યન્ત વિદ્યાભ્યાસ કર્યો હતો. અરવિન્દ બાબૂ તથા મૃણાલિનીનો લગ્નસંબંધ આપણા સનાતન વૈદિક ધર્મના વિધિથી થયો હતો; કારણ કે, શસ્ત્રોક્ત વિધિથી લગ્ન કરવામાટેનો અરવિન્દ બાબૂનો દૃઢ આગ્રહ હતો. અરવિન્દ બાબૂના એ આગ્રહને જોઇને તેમના કેટલાક મિત્રો તથા તેમના શ્વસુરપક્ષના કેટલાક ઇંગ્લૅંડ જઈ આવેલા મનુષ્યોના મનમાં એવું આશ્ચર્ય થયા કરતું હતું કે: 'જેણે ચૌદ વર્ષ જેટલો દીર્ઘ કાળ ઇંગ્લૅંડમાં વીતાડ્યો છે તેના હૃદયમાં સનાતન વૈદિક ધર્મના અભિમાનનો આટલી સીમા પર્યન્ત આવિર્ભાવ ક્યાંથી થયો અને તેણે શાસ્ત્રોક્ત વિધિથી જ પરણવાનો આગ્રહ શા કારણથી કર્યો!' અરવિન્દ બાબૂએ શાસ્ત્રોક્ત વિધિથી પરણવાનો આગ્રહ કર્યો એટલું જ નહિ, પણ પોતે ઇંગ્લૅંડ જઈ આવેલા હોવાથી લગ્નપૂર્વે તેમણે

પ્રાયશ્ચિત્તવડે દેહશુદ્ધિ પણ કરી હતી તેમ જ તેમના શ્વસુર ઇંગ્લૅંડ જઈ આવેલા હતા એટલે તેમણે પ્રાયશ્ચિત્તદ્વારા મૃણાલિનીની દેહ-શુદ્ધિ પણ કરાવી હતી. અત્યારના લૉર્ડ્ સિંહ બાબૂ ભૂપાલચન્દ્ર વસુના મિત્ર હોવાથી એ લગ્નસમારંભમાં પધાર્યા હતા. લગ્નસમા-રંભની સમાપ્તિ થવા પછી અલ્પ કાળમાં જ અરવિન્દ બાબૂ પોતાની નવોઢા પત્ની મૃણાલિનીને સાથે લઇને પાછા વડોદરામાં આવી લાગ્યા. તેઓ વડોદરામાં હતા તે વેળાએ તેમના કુટુંબમાં તેઓ પોતે, તેમની ગૃહલક્ષ્મી મૃણાલિની દેવી, તેમની સહોદરા સરોજિની તથા તેમનો લઘુ બંધુ વીરેન્દ્રકુમાર મળીને ચાર મનુષ્યો હતાં. અરવિન્દ બાબૂ પોતાનો સમય શિક્ષણ આપવામાં, કાવ્યરચ-નામાં, યોગાભ્યાસમાં તથા આત્મવિકાસના કાર્યમાં વીતાડતા હતા અને તેથી એમ જ કહી શકાય કે વડોદરામાં જ તેમના આશ્ચર્ય-કારક ભાવિ જીવનની રૂપરેખા આલેખાઇ ગઈ હતી અને તેમનામાં જે કવિ, તત્ત્વજ્ઞ તથા રાજનીતિવિશારદ થવાના સ્વાભાવિક સંસ્કારો રહેલા હતા તે સંસ્કારોના વિકાસનો આરંભ થઈ ચૂક્યો હતો. વડો-દરાનિવાસના સમયમાં તેમણે જે ‘Love and Death’—‘પ્રેમ અને મૃત્યુ’—નામક એક અંગ્રેજી કાવ્યગ્રંથની ઇ. સ. ૧૮૯૯માં રચના કરી હતી તેમાં તેમના એ સંસ્કારો પૂર્ણરૂપમાં પ્રસ્ફુટિત થયેલા છે. એ ઉપરાંત તેઓ મુંબઇના ‘ઇન્દુપ્રકાશ’ નામક દૈનિક પત્રમાં વારંવાર અંગ્રેજી લેખો પણ લખતા હતા. તેઓ પ્રથમ ઉત્તમ લેખક નહોતા, પરંતુ લખવાના અભ્યાસને અખંડ રાખવાથી અલ્પ સમયમાં જ ઉત્તમ લેખકોમાં તેમની ગણના થવા લાગી હતી. વડો-દરામાં રાજ્યના અનેક વિભાગોમાં કાર્ય કરીને તેમણે યોગ્ય અનુભવ મેળવ્યો હતો. પ્રથમ તેઓ ખાનગી ખાતામાં હતા, ત્યાંથી દીવાનની ઑફિસમાં ગયા હતા, ત્યાર પછી ‘બરોડા કૉલેજ’ માં પ્રોફેસર—અધ્યાપક—તરીકે અને પછીથી કેટલાક સમય પર્યન્ત નામદાર ગાયકવાડ સરકારના પ્રાઇવેટ્ સેક્રેટરી તરીકે તેમણે કાર્ય કર્યું હતું.

વડોદરામાં પોતાની કાર્યકીર્ત્તિના અંતિમ ભાગમાં અરવિન્દ બાબૂ 'બરોડા કૉલેજ'માં વાઇસ પ્રિન્સિપાલ—સહકારી અધ્યક્ષ—ની પદવી ભોગવતા હતા અને તેમને માસિક વેતન તરીકે રૂપિયા સાડાસાત સો મળતા હતા. અર્થાત્ અરવિન્દ બાબૂનો આ વ્યવસાય સિવિલ્ સર્વિસ્ કરતાં કોઈ પણ પ્રકારે ન્યૂન લાભદાયક નહોતો; માત્ર એટલું જ નહિ, પણ કેવળ સાંસારિક ઉન્નતિ તથા ઐહિક ઉત્કર્ષને જ મેળવવાની તેમની લાલસા હોત, તો તેઓ અલ્પ સમયમાં જ પોતાની એથી પણ અધિક ઉન્નતિ કરી શકત અને કદાચિત્ સચિવ–દીવાન–ની પદવીના અધિકારી પણ થઇ શકત; કારણ કે, જેવી રીતે છાત્રસમુદાયમાં તેઓ અતિશય પ્રિય થઇ પડ્યા હતા તેવી જ રીતે સર્વસાધારણ જનસમાજનો પણ તેમનામાં યથેષ્ટ ભક્તિભાવ હતો અને તે ઉપરાંત શ્રીમન્ત સયાજીરાવ મહારાજનો પણ તેમનામાં સંપૂર્ણ વિશ્વાસ તથા સ્નેહ હતો. વડોદરામાંના દ્વાદશ વર્ષના નિવાસમાં તેમને મળવા જોઇએ તેથી અધિક સુખભોગ મળ્યા હતા અને જો તેઓ વડોદરામાં જ રહ્યા હોત, તો તેમના સાંસારિક જીવનનો એથી પણ અધિક ઉત્કર્ષ થવાનો સંપૂર્ણ સંભવ હતો, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ.

કિન્તુ અરવિન્દ બાબૂએ એ સર્વ સુખોને તેમ જ ભાવિ ઉત્કર્ષની આશાઓને તિલાંજલિ આપી દેવામાં એક દિવસનો પણ વિલંબ કર્યો નહોતો; અર્થાત્ જ્યારે તેમના જાણવામાં આવી ગયું કે તેમનું કાર્યક્ષેત્ર એ સ્થાનમાં નહોતું અને ભગવાને તેમને સ્વદેશસેવામાટે જ જન્મ આપ્યો હતો એટલે પછી કોઇ પણ લોભમાં એવું સામર્થ્ય હતું જ નહિ કે જે તેમને બળાત્કારે વડોદરામાં જ રાખી શકે. હવે આપણે અરવિન્દ બાબૂના કર્મક્ષેત્રનું નિરૂપણ કરીશું.

## કર્મક્ષેત્ર

વડોદરામાં બાર વર્ષ જેટલો દીર્ઘ કાળ સર્વ પ્રકારની અનુકૂલ પરિસ્થિતિ તથા સુખમાં વીતાડયા પછી સર્વ સાંસારિક સુખોને અંતિમ પ્રણામ કરી એક અનાસક્ત કર્મવીર પ્રમાણે સ્વદેશસેવાને જ પોતાના જીવનનું મુખ્ય કર્મ પ્રમાણીને જે દિવસે અરવિન્દ બાબૂએ પોતાની જન્મભૂમિને ભુવનમનોમોહિની માતાના સ્વરૂપમાં ઓળખી હતી અને તેની પૂજાને સર્વપ્રધાન પૂજા માની લઇને બંગાળામાં પદાર્પણ કર્યું હતું; તે દિવસ કેવળ બંગાળાનો જ નહિ, કિન્તુ સમસ્ત ભારતવર્ષનો જો એક ચિરસ્મરણીય દિવસ ગણાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી; કારણ કે, તે સમયમાં લૉર્ડ્ કર્ઝને કરેલા વંગવિભાગ—બંગાળાના ભાગલા—વિષયક પ્રસ્તાવ વિરુદ્ધ બંગાળીઓ છાતી ઠોકીને ઊભા થઇ ગયા હતા અને સમસ્ત દેશમાં એક પ્રકારની નૂતન જાગ્રતિનો આવિર્ભાવ થયો હતો. જાતીય જીવનના એ નૂતન પ્રભાતમય દિવસને અચાનક આવેલો જોઇને અરવિન્દ બાબૂ કેવળ સ્વાર્થસિદ્ધિથી જ સ્થિર તથા સંતુષ્ટ રહી શક્યા નહિ અને તેથી પોતાને સાંસારિક કામનાના બંધનથી સર્વથા મુક્ત કરીને માત્ર ભગવાન્પર આધાર રાખી આદર્શ કર્મવીર અરવિન્દ બાબૂ શ્રદ્ધા તથા ઉત્સાહપૂર્વક કર્મક્ષેત્રમાં અવતીર્ણ થયા.

બંગાળામાં આવ્યા પછી ત્યાંની પરિસ્થિતિને જોતાં જ અરવિન્દ બાબૂના જાણવામાં આવી ગયું કે દેશમાં સ્વતંત્રતાના ભાવને સંપૂર્ણ રૂપથી વિસ્તારવામાટે જાતીય શિક્ષણની અત્યન્ત આવશ્યકતા હતી અને જો કમનીયમતિ ભારતીય બાળકોના મનમાં સ્વદેશપ્રેમના બીજને અંકુરિત કરવું હોય, તો જાતીય વિદ્યાલયની કોઇ પણ ઉપાયે સ્થાપના કરવી જ જોઇએ, એવો તેમનો દઢ અભિપ્રાય થયો. તેમનો આવો અભિપ્રાય થવાનું કારણ એ હતું કે તેમની માન્યતા અનુસાર આપણા ભારતીય બાળકોને

તેમના અલ્પ વયથી જ સર્વથા વિજાતીય ભાવથી શિક્ષણ અપાય છે અને જે સમયમાં બાળકોની વૃત્તિઓ સર્વથા નમનીય એટલે કે જે દિશામાં વાળીએ તે દિશામાં તત્કાળ વળી જાય તેવી હોય છે તે સમયથી જ આપણા ભારતીય બાળકોના મનમાં સર્વથા વિજાતીય ભાવ, વિદેશીય આદર્શ તથા સ્વદેશ વિષયક ઘૃણાનાં બીજોનું વપન કરવામાં આવે છે; અર્થાત્ બાલ્યકાળથી જ તેમને એવી શિક્ષા અપાય છે કે ભારતવાસી આર્યજનોના પૂર્વપુરુષો સર્વથા અસભ્ય હતા અને હવે યૂરોપિયનોના સંસર્ગમાં આવીને ભારતવાસીઓ ધીમે ધીમે સભ્યતાની દિશામાં આગળ વધવા લાગ્યા છે; વિદેશીઓના હસ્તથી લખાયલા ભારતવર્ષના ઇતિહાસના અધ્યયનથી ભારતીય બાળકોને એ જ શિક્ષણ મળે છે કે શિવાજી તો એક લૂટારો અને દસ્યુ હતો; નન્દકુમાર પ્રવંચક હતો અને ભારતવર્ષના હિન્દુ રાજાઓમાંના અનેક રાજાઓ નાનાપ્રકારના દોષોથી પરિપૂર્ણ હતા. પૃથ્વીરાજ ચહુઆણ, મહારાણા પ્રતાપસિંહ તથા પ્રતાપાદિત્ય જેવા સ્વદેશભક્ત તથા પરમપ્રજાવત્સલ અને ન્યાયમૂર્ત્તિ રાજપુરુષોના સંબંધમાં બાળકોને એક અક્ષર માત્ર પણ શિક્ષણ ન આપતાં અત્યારની શાળા, મહાશાળા તથા વિદ્યાલયમાં ક્રૂમ્વેલ્ તથા નેપોલિયનની કથાઓનું યથેચ્છ શિક્ષણ અપાય છે. આવા પ્રકારના એકપક્ષીય શિક્ષણથી ક્રૂમ્વેલ્ તથા નેપોલિયન્ જેવા સ્વદેશપ્રેમી પુરુષો આપણા દેશમાં કદાપિ અવતર્યા જ નથી એવો અત્યંત બાલ્યાવસ્થાથી જ બાળકોનો દઢ નિશ્ચય થઈ જાય છે અને તેના પરિણામે તેમના આત્મવિશ્વાસ કિંવા તેમની આત્મશ્રદ્ધાનો સર્વથા નાશ થયેલો અનુભવાય છે. આવા પ્રકારના શિક્ષણથી દેશની જે શાશ્વત હાનિ થાય છે તે હાનિનો સર્વથી પ્રથમ અરવિન્દ બાબૂએ જ સમ્યગ્રૂપથી સાક્ષાત્કાર કર્યો અને તેથી દેશમાં એવા પ્રકારનું શિક્ષણ આપવાની આવશ્યકતા છે કે જે સર્વથા જાતીય ધારામાં ચાલનારૂં હોય; માત્ર એટલું જ નહિ, પણ જેના પરિણામે દેશમાં એક વિશિષ્

મૂર્ત્ત જીવન, ભારતસૃષ્ટિની એક નવીન ભંગિ કિંવા ધારા તથા જાતીયતાના ભાવનો પણ આવિર્ભાવ થાય અને કેટલાક સમય પછી આપણા દેશમાં એક મહાશક્તિશાલિની જાતિ ગઠિત થયેલી દેખાય, એવો અરવિન્દ બાબૂનો સંકલ્પ થયો.

પોતાના આ સંકલ્પની સિદ્ધિના ઉદ્દેશને હૃદયમાં અગ્રસ્થાન આપીને કલકત્તામાં નવીન સ્થપાયલી ‘જાતીય શિક્ષાસમિતિ’ (‘National Council of Education’) માં અરવિન્દ બાબૂએ અધ્યક્ષ–પ્રિન્સિપાલ–ના કાયને સ્વીકારી લીધું; પરંતુ અલ્પ સમયમાં જ તેમને એ જાતીય ‘શિક્ષાસમિતિ’ નો ત્યાગ કરવો પડયો અને તેનુ પ્રધાન કારણ એ હતું કે જે પુરુષોના હસ્તમાં એ સમિતિને ચલાવવાનો અધિકાર હતો તેઓ નવીન સાથે પુરાતનના કૃત્રિમ સંયોગનું વિધાન કરવા લાગ્યા અને જાતીય જીવનના દુર્ગંધયુક્ત ત્યાજ્ય અંશને કાઢી નાખવામાટે સંમત ન થયા; અર્થાત્ પ્રચલિત શિક્ષણપદ્ધતિમાં સંપૂર્ણરૂપથી પરિવર્ત્તન કરતાં અને સંપૂર્ણ સ્વરૂપમાં જાતીય જીવનને પુનર્જીવિત કરતાં તેમના હૃદયમાં ભય થવા લાગ્યો; કારણ કે, તેઓ સરકારથી ડરતા હતા. એ વિષયમાં અરવિન્દ બાબૂની એવી માન્યતા હતી કે નૂતનમાં પુરાતન નવીન કલેવર ધારશે અને મૃત પુરાતનતા નવીન જીવનને પામશે; અર્થાત્ અરવિન્દ બાબૂ અત્યારની શિક્ષણપદ્ધતિમાં સંપૂર્ણ પરિવર્ત્તનને ઇચ્છતા હતા; નવીન યુગના પ્રકાશથી નવીન રૂપ આપીને ભારતના વિનષ્ટ જાતીય ભાવને સંપૂર્ણ રૂપમાં પાછો લાવવો અને વિજાતીય ભાવનો સંપૂર્ણ લોપ કરી નાખવો એવી તેમની ઇચ્છા હતી; પરંતુ ‘જાતીય શિક્ષાસમિતિ’ માં અરવિન્દ બાબૂને એ ઇચ્છાનો સર્વથા અભાવ દેખાયો અને તેથી અનુક્રમે તેમણે એ સમિતિ સાથેના સર્વ સંબંધનો ત્યાગ કરી દીધો. અરવિન્દ બાબૂની એવી દૃઢ માન્યતા થયેલી હતી કે આવા ભાવથી યૂરોપનું અનુકરણ

કરવા જતાં ભારતનો આત્મા કદાપિ ઉન્નતિને ધારણ કરી શકવાનો નથી. અરવિન્દ બાબૂની આ માન્યતા અદ્યાપિ અવિચલ છે અને તેમાં લેશ માત્ર પણ પરિવર્તન થયું નથી; કારણ કે, તેમણે ઈ. સ. ૧૯૧૯ માં પ્રકટ કરેલા તેમના 'માનવ ઐક્યનો આદર્શ' ('Ideal of Human Unity') નામક ગ્રંથમાં સ્પષ્ટ શબ્દોમાં એવો ઉલ્લેખ કરેલો છે કે: "જાતીય શિક્ષણને સામાન્ય શિક્ષણ સાથે જોડી દેવાથી કાર્ય ચાલી શકે તેમ નથી અને એ ઉભય શિક્ષણોના સામંજસ્યને રક્ષવાથી દેશને કોઇ પણ પ્રકારનો લાભ થવાની સંભાવના છે જ નહિ; કારણ કે, સામાન્ય શિક્ષણથી જાતિની કોઈ પણ પ્રકારની વિશેષ ઉન્નતિ થતી જ નથી. કેવળ એક જ પ્રકારની વિશિષ્ટ મૂસમાં ઢાળીને બાળકોને તૈયાર કરવા અને કેટલાક બાંધેલા નિયમો વડે વશ રાખીને બાળકોની બુદ્ધિ તથા વૃત્તિઓના સ્ફુરણને અટકાવી દેવું એ જ અત્યારના સામાન્ય શિક્ષણનો પ્રધાન ઉદ્દેશ છે અને તેથી એ સામાન્ય શિક્ષણનું જાતીય શિક્ષણ સાથે કદાપિ સામંજસ્ય થઇ શકે તેમ નથી." અસ્તુ: 'જાતીય શિક્ષાસમિતિ' સાથેના સંબંધને મતભેદના કારણથી તોડી નાખ્યા પછી અરવિન્દ બાબૂએ વિપિનચન્દ્ર પાલના હસ્તે ચાલતા 'વન્દે માતરમ્' નામક સામયિક પત્રમાં લેખો લખવાનો આરંભ કર્યો અને અલ્પ સમયમાં જ એ પત્રના સંપાદકની પદવીપર તેઓ આરૂઢ થયા. આ વ્યવસાયને સ્વીકારતાં દેશહિતના ઇષ્ટ કાર્યને સાધવાનો માર્ગ તેમનામાટે પ્રશસ્ત તથા સરળ થઇ પડયો. તેમણે જે પ્રબંધો–લેખો–'વન્દે માતરમ્' માં લખવા માંડયા હતા તે પ્રબંધો જેવી રીતે સારગર્ભ તથા વિચારશીલતાના પરિચાયક હતા તેવી જ રીતે ઓજસ્વિની ભાષામાં લખાયલા હતા; સારાંશ કે, તેમના એ પ્રબંધોને વાંચતાં જાણે તેઓ પ્રત્યેક પ્રબંધમાં શંખનાદ કરીને પોતાની નિદ્રાધીન જાતિને જાગ્રત કરી કર્તવ્યમાર્ગ દર્શાવતા હોયની! એવો જ ભાસ થતો હતો. અરવિન્દ બાબૂએ એક નવીન 'જૉઈન્ટ્ સ્ટૉક્ કંપની' ઊભી કરીને 'વન્દે માતરમ' પત્રને દૈનિક

પત્રના રૂપમાં ફેરવી નાખ્યું હતું અને એ તેમનું એક અપૂર્વ સાહસ હતું એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. 'વન્દે માતરમ્' માં પ્રકટ થતા લેખોની મહત્તા તથા અપૂર્વતાનું માત્ર એટલાથી જ અનુમાન કરી શકાય તેમ છે કે લંડનમાં પ્રકટ થતું 'લંડન્ ટાઇમ્સ્' નામક વિખ્યાત દૈનિક પત્ર 'સ્વદેશીયતા'ની હીલચાલ કિંવા ચળવળનું સંપૂર્ણ વિરોધિ હોવા છતાં 'વન્દે માતરમ્' માંના લેખોની તો તેને પણ વારંવાર મુક્તકંઠે પ્રશંસા કરવી પડતી હતી; અર્થાત્ શત્રુઓ પણ જેમની પ્રશંસા કરતા હોય તે લેખોની ઉત્તમતાનું અન્ય પ્રમાણ શું જોઇએ વારૂ ?

એ જ સમયમાં અરવિન્દ બાબૂની દૃષ્ટિ 'જાતીય મહાસમિતિ' ('National Congress') પર પડી અને તેમણે જોઇ લીધું કે એમાં પ્રાણપ્રતિષ્ટા કરવાની અતિશય આવશ્યકતા છે. અર્થાત્ એ આવશ્યકતાને પૂર્ણ કરવામાટે તેઓ કેટલાક દેશભક્ત બંધુજનો સહિત એ જ કાર્યમાં પ્રવૃત્ત થઈ ગયા. ઈ. સ. ૧૯૦૬ માં 'જાતીય મહાસમિતિ'નું કલકત્તામાં અધિવેશન થયું અને સ્વરાજ્યપ્રાપ્તિ જ આ મહાસમિતિનો પ્રધાન ઉદ્દેશ છે એવા આશયનો પ્રસ્તાવ અરવિન્દ બાબૂના પ્રમુખત્વ અને અન્ય દેશભક્તોના પ્રબળ પ્રયત્નથી અનુમોદિત થયો; પરંતુ ઈ. સ. ૧૯૦૭ માં સૂરતમાંના 'જાતીય મહાસમિતિ'ના અધિવેશનમાં એ પ્રસ્તાવના પરિહારનો ગોલયોગ ઉપસ્થિત થતાં મહાસમિતિ વિનીત પક્ષ અને ઉદ્દામ પક્ષ એવી રીતે બે ભાગોમાં વિભક્ત થઈ ગઈ. અરવિન્દ ઘોષ ઉદ્દામ પક્ષના એક મુખ્ય નાયક તરીકે સૂરતની મહાસમિતિમાં આવ્યા હતા અને મહાસમિતિના અધિવેશનના આરંભમાં ચાર પાંચ દિવસનો અવકાશ હતો ત્યારથી જ તેમણે સ્વરાજ્ય વિષયક પ્રશ્નોના સંબંધમાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં વ્યાખ્યાનો આપવાનો વ્યવસાય આરંભી દીધો હતો અને તેમનાં વ્યાખ્યાનોના શ્રવણથી લોકો

ઉત્સાહવડે મદોન્મત્ત થઈ ગયા હતા. ત્યાર પછી 'જાતીય મહાસમિતિ'ના સંબંધમાં અરવિન્દ બાબૂએ પરિવર્તનના જે જે પ્રસ્તાવો રજૂ કર્યા તે સર્વ યુક્તિયુક્ત હતા; અર્થાત્ તેમના પ્રસ્તાવોનું એટલું જ તાત્પર્ય હતું કે: 'મહાસમિતિથી કદાચિત્ સ્વદેશપ્રેમ તથા જાતીય ભાવને જગાડવાની વ્યવસ્થા ન કરી શકાય તો પણ એટલી વ્યવસ્થા તો તેણે અવશ્ય કરવી જ જોઇએ કે જેના યોગે પ્રકૃત કિંવા ઇષ્ટ કાર્યની કેટલાક પરિમાણમાં સિદ્ધિ થઈ જાય.' અંતે સ્વ. લોકમાન્ય તિલકનો ઉદ્દામ પક્ષ પ્રબળ થયો, સૂરતમાં 'જાતીય મહાસમિતિ'ના અધિવેશનનો ભંગ થઈ ગયો અને એમાટે સર્વ ઉદ્દામપક્ષીયોપર જે દોષારોપ કરાયા હતા તેમાં અરવિન્દ બાબૂને પણ દૂષિત ગણવામં આવતા હતા; તથાપિ અરવિન્દ બાબૂની શુભ નિષ્ઠાના સંબંધમાં તો કોઇનો કશો પણ મતભેદ હતો જ નહિ.

એ સમયે અરવિન્દ બાબૂ નાનાવિધ કાર્યોના ભારથી એટલા બધા દબાયલા હતા કે તેમને એક નિમેષ માત્રની પણ વિશ્રાંતિ મળી શકતી નહોતી. અર્થાત્ એક બાજૂ 'વન્દે માતરમ્' પત્રને ચલાવવાનો ભાર તેમના શિરપર હતો અને બીજી બાજૂ કૉંગ્રેસના કાર્યનો ભાર તેમના શિરપર આવી પડયો હતો. સૂરત કૉંગ્રેસમાં જવા પૂર્વે તેમણે પોતાની સહધર્મિણી મૃણાલિની દેવીને જે પત્ર લખ્યું હતું તેના વાંચનથી સ્પષ્ટ જણાઈ આવે છે કે તેઓ તે દિવસોમાં કાર્યના કેટલા ગુરુતમ ભારને પોતાના મસ્તકપર ધારીને પોતાનો સમય વીતાડતા હતા. તેમણે તે પત્રમાં પોતાની સહધર્મિણી પાસેથી પુનઃ પુનઃ સહાનુભૂતિ તથા શક્તિની યાચના કરતાં લખ્યું છે કેઃ—

"અત્યારે તું મારી એક વાર્તા સાંભળીશ ખરી કે? અત્યારનો સમય તે મારો એક અત્યન્ત ચિન્તાનો સમય છે અને મારી જે

ચારે તરફથી ખેંચતાણ થાય છે તે મને પાગલ બનાવી દે તેવી છે એટલે અત્યારે તું પણ જો અસ્થિરતા દર્શાવીશ તો તેથી મારી ચિન્તા તથા દુર્ભાવનામાં વૃદ્ધિ થશે અને જો તું ઉત્સાહ તથા સાંત્વનમય પત્ર પાઠવીશ તો તેથી મારામાં શક્તિનો અધિક આવિર્ભાવ થતાં મારાથી સર્વ વિપત્તિઓ તથા ભીતિઓનો પ્રફુલ્લ ચિત્તવડે પ્રતિકાર કિંવા અતિક્રમ કરી શકાશે..............." ઇત્યાદિ.

આ સમયથી જ અરવિન્દ બાબૂએ રાજનૈતિક ક્ષેત્રમાં પ્રવેશ કર્યો હતો અને તેના યોગે તેમને કેટલીક અસહ્ય વિપત્તિઓ પણ વેઠવી પડી હતી.

## યોગાભ્યાસ

એક મહારાષ્ટ્રીય યોગીની કૃપાથી અરવિન્દ બાબૂનો તેમના લગ્નની ઘટનાથી કેટલાક સમય પૂર્વે યોગના માર્ગમાં પ્રવેશ થયો હતો અને તેના પરિણામે તેમણે ગીતા, ઉપનિષદ્ અને વેદાન્તશાસ્ત્રના અભ્યાસ ઉપરાંત યોગની કેટલીક ક્રિયાઓને પણ શરીર તથા મન પૂર્વક સિદ્ધ કરી હતી. યોગમાં અરવિન્દ બાબૂની અતિશય શ્રદ્ધા હોવાથી તેઓ 'મહત્કાર્યની સિદ્ધિ કેવળ યોગવડે જ થાય છે' એમ દૃઢતા પૂર્વક માનતા હતા. યોગાભ્યાસના આરંભમાં તેઓ ધ્યાન, ધારણા તથા પ્રાણાયામ આદિ કરતા હતા અને વનસ્પતિનો જ આહાર લેતા હતા. યોગના અભ્યાસથી જેમ જેમ તેમનો યોગ વિષયક અનુભવ વધતો ગયો તેમ તેમ તેમની તીક્ષ્ણ તથા વિશાળ બુદ્ધિને સંતોષનો સાક્ષાત્કાર થવા લાગ્યો અને તેમની અનેક શંકાઓનું પણ સમાધાન થતું દેખાયું.

કેટલાક સમય પર્યંત યોગાભ્યાસમાં પ્રવૃત્ત રહ્યા પછી અરવિન્દ બાબૂના હૃદયમાં પરમાત્માના સાક્ષાત્કાર કિંવા વિભુના દર્શનની

અભિલાષાનો ઉદય થયો હતો અને એ અભિલાષા તેમણે તે મહારાષ્ટ્રીય યોગી અથવા પોતાના ગુરુને દર્શાવી હતી. તેમની આ અભિલાષાને જાણીને તે મહારાષ્ટ્રીય યોગી તેમને એક મકાનના ત્રીજા મજલાપરના એક ઓરડામાં લઇ ગયા અને ત્યાં તેમને યોગીએ એવો આદેશ કર્યો કેઃ "આ એકાંત સ્થાનમાં બેસો અને જો મનમાં કોઇ પણ પ્રકારના વિચારનો આવિર્ભાવ થાય તો તે વિચારનો મનમાંથી બહિષ્કાર કરી દેજો; કારણ કે, યોગની અન્તિમ સિદ્ધિને મેળવવામાટે મનને વિચારહીન કરી નાખવાની સર્વથી પ્રથમ આવશ્યકતા છે." યોગીની આજ્ઞાનુસાર શ્રદ્ધા, ઉત્સાહ તથા દૃઢતાના બળથી અરવિન્દ બાબૂએ માત્ર ત્રણ દિવસના અલ્પ કાલાવધિમાં પોતાના મનને સર્વથા વિચારહીન તથા નિર્મળ કરી નાખ્યું અને ત્યાર પછી તેમને પોતાના એ વિકારહીન વિમળ મનમાં આત્માની અનુભૂતિ થઈ.

એ પછી અલ્પ સમયમાં જ તે મહારાષ્ટ્રીય યોગી તથા તેમના કેટલાક શિષ્યો સાથે અરવિન્દ બાબૂ મુંબઈમાં આવ્યા અને તેમના આગમનના સમાચાર મળતાં જ લોકોએ તેમને વ્યાખ્યાન આપવાનો આગ્રહ કર્યો. અરવિન્દ બાબૂએ યોગીને કહ્યું કેઃ "મારા મનમાં અખંડ શાન્તિના યોગે કોઇ પણ પ્રકારના વિચારોનો આવિર્ભાવ થતો જ નથી અને લોકો વ્યાખ્યાન આપવાનો આગ્રહ કરે છે તો હવે મારે વ્યાખ્યાન કેવી રીતે આપવું?" એના ઉત્તરમાં યોગી ગુરુએ જણાવ્યું કેઃ "એની ચિન્તા ન રાખશો; કારણ કે, આપણે સર્વ વ્યાખ્યાનમાં જવા પૂર્વે અહીં પ્રભુની પ્રાર્થના કરીશું અને ત્યાં પ્રથમ, પ્રભુની પ્રાર્થના કર્યા પછી જ તમો વ્યાખ્યાનનો આરંભ કરજો અને મુખમાં જે શબ્દો આવે તે જ શબ્દોને ઉચ્ચારજો." ગુરુનું પૃષ્ઠબળ મળતાં અરવિન્દ બાબૂએ વ્યાખ્યાન વિષયક આમંત્રણને સ્વીકારી લીધું અને શ્રોતૃવૃન્દ સમક્ષ ગુરુના ઉપદેશ અનુસાર

વ્યાખ્યાનનું મંગળાચરણ કર્યું. તેમના એ વ્યાખ્યાનના વિષયમાં એમ બોલાય છે કે તેમનું એ વ્યાખ્યાન અતિશય વિદ્ગત્તાપૂર્ણ, પ્રગલ્ભ-વિચારમંડિત તથા હૃદયવેધક થયું હતું અને શ્રોતૃવૃન્દ તેમના એ વ્યાખ્યાનના શ્રવણથી મોહમુગ્ધ થઈ ગયો હતો. વ્યાખ્યાનની સમાપ્તિ કરીને આમનસ્થ થયા પછી અરવિન્દ બાબૂને પોતાનું મન પૂર્વ પ્રમાણે જ સર્વથા શાન્ત તથા વિચારહીન દેખાયું અને જાણે પોતાના મનમાં કશા વિચારો આવ્યા જ નહોતા અને તેમણે વ્યાખ્યાન આપ્યું જ નહોતું ! એવો તેમને ભાસ થવા લાગ્યો. સારાંશ કે, અરવિન્દ બાબૂએ પોતાના વ્યાખ્યાનમાં લોકોને જે ઉપદેશ આપ્યો હતો તે ઉપદેશ પરમાત્માની અજ્ઞેય પ્રેરણાથી જ અપાયો હતો.

મુંબઇથી આગળ વધી અરવિન્દ બાબૂ પૂના તથા નાગપુર આદિ નગરોમાં ગયા હતા અને ત્યાં પણ લોકાગ્રહથી તેમણે કેટલાંક વ્યાખ્યાનો આપ્યાં હતાં અને તે સર્વ વ્યાખ્યાનો મુંબઇમાંના વ્યાખ્યાન પ્રમાણે પ્રથમથી કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના કેવળ પરમાત્માની પ્રેરણાથી જ અપાયાં હતાં. આવી રીતે પોતાના એ પ્રવાસની સમાપ્તિ કરીને ઈ. સ. ૧૯૦૮ ના જાન્યુઆરી માસમાં અરવિન્દ બાબૂ પાછા કલકત્તામાં આવી લાગ્યા.

## કારાગાર અને વિભુસાક્ષાત્કાર

અરવિન્દ બાબૂ તેમની પોતાની માન્યતા અનુસાર સરકારનાં જે કાર્યો તેમને અયોગ્ય દેખાતાં હતાં તે અયોગ્ય કાર્યો વિરુદ્ધ એવી નિર્ભયતાથી સરકારની સામા થતા હતા કે તેમની એ નિર્ભયતા તથા સ્પષ્ટભાષિતાને જોઇને કેટલાક વિચારશીલ પુરુષોના હૃદયમાં પ્રથમથી જ એવી શંકા થવા માંડી હતી કે અરવિન્દ બાબૂના શિરપર અવશ્ય વિપત્તિના મેઘો ઘેરાઇ આવશે અને તેમની એ શંકા અલ્પ સમયમાં જ સત્ય સિદ્ધ થઇ; કારણ કે, ઇ. સ. ૧૯૦૮ના મે માસમાં

કેટલાક રાજદ્રોહી ષડ્યંત્રકારીઓને પિસ્તોલ તથા ડાયનામાઇટ્ આદિ વિનાશક વસ્તુઓ આપીને રાજદ્રોહના કાર્યમાં તેમના સહાયક થવાના અપરાધમાટે અરવિન્દ બાબૂને પકડવામાં આવ્યા; માત્ર એટલું જ નહિ, પણ તેમના કેટલાક સહચરોને પણ તેમની સાથે ચતુર્ભુજ કરી લેવામાં આવ્યા. અરવિન્દ બાબૂને જે અપરાધના કારણથી પકડવામાં આવ્યા હતા તે અપરાધને સપ્રમાણ સિદ્ધ કરવામાટેનાં પ્રતિપક્ષીઓ દ્વારા બૃહદ્ આયોજનો થવા લાગ્યાં અને અરવિન્દ બાબૂને કેટલાક દિવસ લાલબજારના કારાગૃહમાં રાખ્યા પછી અલીપુરના કારાગારમાં મોકલી દેવામાં આવ્યા. એ અભિયોગ એક વર્ષ કરતાં પણ કાંઈક અધિક સમય ચાલ્યો એટલે કે મૅજિસ્ટ્રેટની કોર્ટમાં ચાલ્યા પછી એ અભિયોગ સેશન્સૂકમિટ્ થયો અને તે વેળાયે અરવિન્દ બાબૂના બચાવનો ભાર તેમના ધારાશાસ્ત્રી તરીકે બાબૂ ચિત્તરંજન દાસ બૅરિસ્ટરે પોતાના શિરપર ધારી લીધો. અહીં એક વિશિષ્ટ ઘટના સ્મરણમાં રાખવા યોગ્ય છે અને તે એ કે જે વેળાયે બાબૂ ચિત્તરંજન દાસે એ કેસની બ્રીફ પોતાના હસ્તમાં લીધી તે વેળાયે તેમના વ્યયના પરિમાણમાં આવક ઓછી હોવાથી તેમ જ ઉત્કૃષ્ટ ધારાશાસ્ત્રી તરીકે તેઓ વિશેષ પ્રકાશમાં આવેલા ન હોવાથી એ અભિયોગથી તેમને કેટલીક અસહ્ય આર્થિક હાનિ સહન કરવી પડી હતી; કારણ કે, અરવિન્દ બાબૂ પણ ધનાઢ્ય ન હોવાથી એ અભિયોગમાં છ માસ જેટલો દીર્ઘ કાળ વીતાડવા છતાં બાબૂ ચિત્તરંજન દાસને ફી તરીકે જે રકમ મળી હતી તેથી તેમના ગૃહનો એક માસ જેટલો ખર્ચ પણ નભી શકે તેમ નહોતું અને તેથી એ અભિયોગના પરિણામે બાબૂ ચિત્તરંજન દાસને ઋણગ્રસ્ત થવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થયો હતો; છતાં ભારતવર્ષના ગૌરવસ્વરૂપ અને પોતાના મિત્ર અરવિન્દમાટે વેઠેલી એ હાનિ વિશે તેમણે લેશ માત્ર પણ શોક દર્શાવ્યો નહોતો. આથી અધિક લોકોત્તર સ્વાર્થત્યાગ તથા મિત્રધર્મપાલનનું ઉદાહરણ ભાગ્યે જ મળી શકે તેમ છે. અસ્તુ: બૅરિસ્ટર

ચિત્તરંજન દાસે એ અભિયોગને અપ્રમાણ અને અસત્ય સિદ્ધ કરી બતાવવામાં હાઈકોર્ટને પોતાની દક્ષતા તથા ધારાશાસ્ત્ર વિષયક કુશળતાનો એવો તો પરિચય કરાવ્યો કે તેના પરિણામે અભિયોગ સર્વથા પ્રમાણહીન સિદ્ધ થયો, અરવિન્દ બાબૂ સર્વથા નિર્દોષ સિદ્ધ થતાં બંધનમુક્ત થયા અને ન્યાયમૂર્તિએ બૅરિસ્ટર ચિત્તરંજન દાસની અભિયોગપરિચાલનશક્તિની એટલી સીમાપર્યન્ત મુક્તકંઠે પ્રશંસા કરી કે તેના યોગે જે દિવસે અરવિન્દ બાબૂની બંધનમુક્તિથી સમસ્ત બંગાળામાં આનંદલહરીનો વિસ્તાર થયો તે જ દિવસે તે આનંદલહરી સાથે તેમના અભિયોગપરિચાલક ચિત્તરંજન દાસના યશઃસૌરભનો પણ ચતુર્દિશામાં વિસ્તાર થઇ ગયો અને ત્યાર પછી અલ્પ સમયમાં જ તેઓ કલકત્તાના એક નામાંકિત બૅરિસ્ટર થઈ પડતાં યથેષ્ટ ધન તથા કીર્ત્તિને મેળવવા લાગ્યા. બૅરિસ્ટર ચિત્તરંજન દાસની આવક અંતે એટલી સીમા પર્યન્ત પહોંચી હતી કે જ્યારે ઈ. સ. ૧૯૨૧ ના આરંભમાં તેમણે અસહકારવાદિપક્ષમાં જોડાઇને પોતાના બૅરિસ્ટર તરીકેના વ્યવસાયનો ત્યાગ કર્યો તે વેળાએ તેમની માસિક આવક રૂપિયા પચાસથી સાઠ હજારની હતી.

એક વર્ષથી અધિક સમય પર્યન્ત કારાગૃહની યંત્રણાઓ ભોગવવા છતાં પણ અરવિન્દ બાબૂ પોતાની સત્ય નિષ્ઠાથી કિંચિન્માત્ર પણ વિચલિત થયા નહોતા; કારણ કે, કારાગૃહમાં પણ તેઓ પોતાની સાધનામાં જ તન્મય રહેતા હતા. તેમણે પોતે જ પોતાના એક વ્યાખ્યાનમાં કહ્યું હતું કેઃ " હું બંધનમુક્ત થવાનો છું એ હું પ્રથમથી જ જાણતો હતો. આ એક વર્ષના કારાગૃહવાસે તો મારામાટે એકાન્તવાસ તથા શિક્ષણનું જ સ્થાન બનાવી બતાવ્યું છે. જો પરમાત્માની એવી ઇચ્છા ન હોત, તો મને કારાગૃહમાં રાખી શકે એવી શક્તિ બીજા કોની છે વારૂ? અર્થાત્ પરમેશ્વરે મને મારા આવ્હાનનું ઉત્તર આપવામાટે અને એક મહત્કાર્યની સિદ્ધિમાટે જ

કારાગૃહમાં બોલાવ્યો હતો; કારણ કે, જો આ પરમેશ્વરની યોજનાનું પરિણામ ન હોત, તો એવી કોઇ માનવી શક્તિ અસ્તિત્વ ધરાવતી જ નથી કે જે મને આવી રીતે કારાગૃહમાં બદ્ધ કરીને રાખી શકે. સારાંશ કે, જે કાંઇ પણ થયું છે તે પરમાત્માની ઇચ્છાથી જ થયું છે અને એથી મને જે લાભ મળ્યો છે તે અલૌકિક તથા અવર્ણનીય છે."

કારાગૃહમાંથી મુક્ત થવા પછી અરવિન્દ બાબૂએ ઉત્તરપાડામાં આપેલા વ્યાખ્યાનમાં મર્મભેદક વાણીવડે પોતાની કારાવાસકાલિક સાધનાની જે કથા સંભળાવી હતી તેના શ્રવણથી તેમની કારાવાસકાલિક માનસિક અવસ્થાનો આપણને સંપૂર્ણ પરિચય થઈ શકે છે. તેમણે જણાવ્યું હતું કે:—

"જ્યારે મને બન્દી કરીને લાલબજારની કાચી જેલમાં સિપાહીઓ લઈ ચાલ્યા તે વેળાયે કેટલાંક ક્ષણો પર્યન્ત તો મારો વિશ્વાસ હચમચી ગયો હતો; કારણ કે, હું તત્કાળ ભગવાનની ઇચ્છાને જાણી શક્યો નહોતો. અર્થાત્ મારા હૃદયમાં ભીતિનો સંચાર થયો અને તેથી હું ભગવાનને સંબોધીને મનોગત કહેવા લાગ્યો કે: "હે ભગવન્, આ શું થયું અને મારાપર આ વિપત્તિ શા કારણથી આવી પડી? મારી તો એવી જ માન્યતા હતી કે મારા દેશના લોકોના હિતનું કાર્ય મારે કરવાનું છે અને તેથી જ્યાં સુધી એ કાર્ય સિદ્ધ નહિ થાય ત્યાં સુધી તું અવશ્ય મારી રક્ષા કરીશ. છતાં અત્યારે આવા ઘૃણાકારક અપરાધમાટે હું અહીં પ્રતિબંધમાં આવી પડ્યો છું તેનું કારણ શું છે?" એક દિવસ વીત્યો, બે દિવસ વીત્યા અને ત્યાર પછી ત્રીજે દિવસે મારા અંતરમાં મને એવો નાદ થતો સંભળાયો કે: 'સ્થિર થા અને જે કાંઈ પણ થાય તે જોતો રહે!' એ આંતર નાદના શ્રવણ પછી હું શાંત તથા સ્થિર થયો અને જે

ભાવિ ઘટનાઓ ઘટવાની હતી તેમની અપેક્ષા કરવા લાગ્યો. મને લાલબજારમાંથી અલીપુર લઇ જવામાં આવ્યો અને ત્યાંના કારાગૃહમાં મને અન્ય સર્વ મનુષ્યો—બન્દિજનો—થી સર્વથા ભિન્ન ઐકાંતિક કક્ષ—Solitary Cell—માં પૂરી રાખવામાં આવ્યો. ત્યાં હું દિવારાત્ર વિભુનાદના શ્રવણની અપેક્ષા કરતો રહ્યો; કારણ કે, વિભુ મને શો આદેશ આપવાના હતા અને મારે કર્તવ્યના કયા માર્ગને સ્વીકારવાનો હતો એ જાણી લેવાની મારી તીવ્ર ઉત્કંઠા હતી......"

અર્થાત્ કારાગૃહમાં અરવિન્દ બાબૂ વિભુના જે આદેશમાટે આટલી સીમા પર્યન્ત આતુર રહેતા હતા તે આદેશ અંતે તેમને મળ્યો હતો અને તેના પરિણામે કારાગૃહવાસના સમયમાં જ તેમણે ગીતાના ધર્મને જાણી લેવાનો પ્રયત્ન આરંભ્યો હતો. તેમણે અલ્પ કાળમાં જ ગીતાના ધર્મને યથેષ્ટ સ્વરૂપમાં જાણી લીધો અને તદનુસાર સાધનાનો પ્રારંભ પણ કરી દીધો. નારાયણને નિકટ નિહાળીને એટલે કે અનન્તની અપરોક્ષ અનુભૂતિ કરીને અને તેની સાધનાને સ્વીકારીને અરવિન્દ બાબૂએ કારાગૃહમાં એક વત્સર જેટલો દીર્ઘ કાળ આનન્દ પૂર્વક વીતાડી દીધો. અર્થાત્ કારાગારની યંત્રણાઓનું કાંઈ પણ પરિણામ તેમના ઈશ્વરમય અંતઃકરણમાં અવશિષ્ટ રહી શક્યું નહિ.* આ કારણથી એ વિપત્તિના અંત પછી પણ અરવિન્દ બાબૂની કાર્યકારિણી શક્તિ નિશ્ચલ તથા સ્તંભિત રહી શકી નહિ અને તેથી કારાગૃહમાંથી મુક્ત થવા પછી અલ્પ સમયમાં જ તેમણે

* અરવિન્દ બાબૂએ પોતાના કારાગૃહવાસસમયના જીવનની કથા 'કારાકાહિની' નામક ગ્રંથમાં પોતે જ વર્ણવેલી છે તેમ જ તેમને કારાગૃહમાં થયેલા ભગવત્સાક્ષાત્કારનું 'Uttarpara Speech' માં વર્ણન કરેલું છે. પ્રસ્તુત 'અરવિન્દ વિચારમાળા' ના દ્વિતીય પુષ્પમાં એ ઉભય લેખોના અનુવાદો આવવાના હોવાથી અત્ર એ વિષયનું વિસ્તૃત વિવેચન અપ્રાસંગિક ધારીને નથી આપ્યું.

'કર્મયોગિન્' નામક અંગ્રેજી સાપ્તાહિક પત્ર તથા 'ધર્મ' નામક બંગાળી સાપ્તાહિક પત્ર મળીને બે સંવાદપત્રોને પ્રકાશિત કરવા માંડ્યાં અને એ પત્રોમાં લેખો લખીને સનાતન હિન્દુધર્મના ગ્રંથોના સત્ય અર્થોને પ્રકાશમાં લાવવાના ગંભીર કાર્યનો આરંભ કરી દીધો. એ ઉભય સંવાદપત્રોનો ભારતીય પ્રજાએ અતિશય સત્કાર કર્યો અને અરવિન્દ બાબૂના ધાર્મિક લેખોની સર્વત્ર સ્તુતિ થવા લાગી.

ઈ. સ. ૧૯૧૦ ના માર્ચ માસમાં 'કર્મયોગિન્' માં રાજપક્ષની માન્યતા અનુસાર રાજદ્રોહસૂચક પ્રબંધ લખવામાટે અરવિન્દ બાબૂ વિરુદ્ધ પુનઃ અભિયોગ પ્રસ્તુત થયો અને ન્યાયાધીશે તેમને કારાગૃહમાં મોકલવામાટેની આજ્ઞા પણ આપી દીધી; કિન્તુ અરવિન્દ બાબૂ પોતાની યોગશક્તિદ્વારા એ આવનારી વિપત્તિને પ્રથમથી જ જાણી ગયેલા હોવાથી પળ માત્રનો પણ વિલંબ કર્યા વિના કલકત્તાથી ફ્રેંચોના ભારતવર્ષમાંના પાટનગર ચન્દ્રનગરમાં ગયા અને વિભુના આદેશ અનુસાર ચન્દ્રનગરથી એક લઘુ નૌકામાં કલકત્તા આવી ત્યાં બારામાં પડેલી અને પૉંડીચેરી જનારી એક બાષ્પનૌકા—સ્ટીમર—ના કૅપ્ટનને મળીને તેમણે કહ્યું કેઃ "મારી પાસે આ થોડા રૂપિયા છે તે લ્યો અને કૃપા કરીને મને પૉંડીચેરી પહોંચાડી દ્યો." કૅપ્ટનના અંતઃકરણમાં દયાનો આવિર્ભાવ થયો અને તેણે તેમને સ્ટીમરમાં બેસાડીને પૉંડીચેરી પહોંચાડી દીધા. અરવિન્દ બાબૂએ પોતાના પૉંડીચેરી પ્રતિ પ્રયાણ કરી જવાની વાર્ત્તા કોઇને પણ જણાવી નહોતી અને તે એટલે સુધી કે તેમનાં સહધર્મિણી મૃણાલિની પણ પોતાના અખંડસૌભાગ્યહેતુ પતિદેવના એ ભગવાન્ બુદ્ધના મહાભિનિષ્ક્રમણ સમાન દેશત્યાગની ઘટનાથી બુદ્ધપત્ની દેવી યશોધરા પ્રમાણે સર્વથા અજ્ઞ જ રહ્યાં હતાં.

અરવિન્દ બાબૂના એ દેશત્યાગને કેટલાક લોકો પલાયન કહી કાપુરુષતાના લક્ષણ તરીકે ઓળખાવે છે; પરંતુ વસ્તુતઃ તેમના એ

દેશત્યાગમાં કાપુરુષતાનો અંશ માત્ર પણ નથી; કારણ કે, અરવિન્દ બાબૂ એ તત્ત્વને સારી રીતે જાણી ચૂકયા હતા કે: "જો કર્મક્ષેત્રમાં અવતીર્ણ થવું હોય તો તેમાટે અધિકતર શક્તિની આવશ્યકતા છે; માત્ર એટલું જ નહિ, પણ જ્યાંસૂધી અંતરસ્થિત ઐશી–ઈશ્વરી-શક્તિને સંપૂર્ણ સ્વરૂપમાં જાગ્રત ન કરી શકાય અને બ્રહ્મતેજની યથેષ્ટ પ્રાપ્તિ ન કરી શકાય ત્યાં સૂધી મારાથી કિંવા કોઈ અન્ય પુરુષથી આ પતિત જાતિનો ઉદ્ધાર કદાપિ કરી શકાય તેમ નથી અને તે શક્તિને મેળવવામાટે એકાગ્ર સાધનાની અત્યંત આવશ્યકતા છે." અર્થાત્ એ એકાગ્ર સાધનાની સિદ્ધિમાટે જ તેમણે અજ્ઞાત-વાસને સ્વીકાર્યો છે અને તેથી જ્યારે એ સાધનાના અન્તે તેમને અભીષ્ટ શક્તિની પ્રાપ્તિ થશે તે વેળાયે તેઓ પાછા સ્વદેશમાં આવીને કર્મક્ષેત્રમાં અવતીર્ણ થશે, એવી અનેક ભારતસંતાનોની દૃઢ શ્રદ્ધા છે.

## સાધના

જો યૌગિક સાધનાનો અભાવ હોય તો અંતરસ્થ ઐશી શક્તિને પૂર્ણરૂપથી જાગ્રત કરી શકાતી નથી અને તે શક્તિ જાગ્રત ન થાય, તો કોઈ પણ મહત્ કાર્ય સિદ્ધ નથી થતું તેમ જ કોઇ પણ પ્રબળ શક્તિ સમક્ષ દંડાયમાન થઇને વિરોધ દર્શાવી શકાતો નથી. જીવનના અંતરમાં સર્વદા વિરાજમાન ભગવાન્‌ને જો જાગ્રત ન કરી શકાય, તો પોતાની શક્તિના અક્ષય ઝરણનું વહન થઈ શકતું નથી અને એટલામાટે જ જીવના ભૂમા–સર્વવ્યાપક–સ્વરૂપને 'ભગવાન્' નામથી ઓળખવામાં આવે છે. અર્થાત્ જો મનુષ્ય પોતે પૂર્ણ સ્વરૂપમાં પ્રતિષ્ઠિત ન થઇ શકે, તો માનવજાતિમાટે નવીન સભ્યતાની ભિત્તિ-રચના ઉપયુક્ત થઈ શકતી નથી. સાધનાની એ આવશ્યકતાને અર-વિન્દ બાબૂ જ્યારે વડોદરામાં હતા તે વેળાયે જ જાણી ચૂકયા હતા અને તેથી સ્વદેશોદ્ધારના ક્ષેત્રમાં અવતીર્ણ થવા પૂર્વે જ તેમણે

સાધનાનો આરંભ કરી દીધો હતો એ તો ઉપર દર્શાવેલું જ છે એટલે પૉંડીચેરીમાં આવ્યા પછી તેમણે પોતાનો બહુધા સર્વ સમય તત્ત્વજ્ઞાન તથા યોગના અભ્યાસ તથા અનુસંધાનમાં જ વીતાડવા માંડયો અને ઇ. સ. ૧૯૧૪ સુધીનાં ચાર વર્ષમાં યોગના માર્ગમાં તેઓ કેટલી સીમા પર્યન્ત આગળ વધ્યા હતા એ તેમની યોગશક્તિના પ્રત્યક્ષ નિરીક્ષક મહાશય પૉલ રિચર્ડના નિમ્ન ઉદ્ગારોથી પ્રત્યક્ષ સમાન આપણા જાણવામાં આવી શકે છે. મહાશય પૉલ રિચર્ડ લખેછે કેઃ—

"તેઓ—અરવિન્દ બાબૂ—દક્ષિણભારતમાં એટલે કે પૉંડીચેરીમાં આવ્યા હતા અને ત્યાં કેટલાક ઇશ્વરનિર્મિત યોગાનુયોગથી મને તેમનો સાક્ષાત્કાર થયો હતો. પૉંડીચેરીમાં આવ્યા પછી અરવિન્દે યોગના મૌનયુક્ત અભ્યાસમાં પ્રવેશ કર્યો હતો અને પાંચ વર્ષના કાળમાં તેમનો તે અભ્યાસ અધિકાધિક ગહન થતો ગયો હતો. જ્યારે હું પાંચ વર્ષ પછી બીજી વાર તેમને મળ્યો તે વેળાએ તેમને પરમાત્મપ્રકાશ તથા પરમાત્મશક્તિની પ્રાપ્તિ થઇ ચૂકી હતી. અરવિન્દને જે પરમાત્મપ્રકાશની પ્રાપ્તિ થઈ હતી તે પ્રકાશ એવા પ્રકારનો હતો કે તેના યોગે ભૂત, વર્તમાન તથા ભવિષ્ય કાળ અને સ્વર્ગ, પૃથ્વી તેમ જ અન્ય કોઈ પણ લોકની સર્વ ઘટનાઓ સંપૂર્ણ ભાવથી તેમના જાણવામાં આવી શકતી હતી અને કોઈ પણ લોકની એવી કોઈ પણ ઘટના નહોતી કે જે તેમનાથી અજ્ઞાત રહી શકે. એ જ પ્રમાણે તેમને જે પરમાત્મશક્તિની પ્રાપ્તિ થઈ હતી તે શક્તિદ્વારા તેમની સાર્વભૌમ ધારણા કોઈપણ પ્રકારની ઇચ્છા કિંવા વાસના, કોઈ પણ પ્રકારના પરિશ્રમ, કોઈ પણ પ્રકારની અધીરતા તથા કોઈ પણ પ્રકારની ભીતિ વિના શાશ્વત સત્ય પરમાત્માની ઇચ્છાનો સાક્ષાત્કાર કરી શકતી હતી.*"

---

* Paul Richard's 'The Dawn over Asia' P. 86.

મહાશય પૉલ રિચર્ડના અરવિન્દ બાબૂ સાથેના એ બીજી વારના સાક્ષાત્કારની ઘટના ઈ. સ. ૧૯૧૪ માં ઘટી હતી અને ઇ. સ. ૧૯૧૪ ના ઑગસ્ટ માસની ૧૫ મી તારીખે એટલે કે પોતાની જન્મતિથિના દિવસે મહાશય પૉલ રિચર્ડની મંત્રણાથી અરવિન્દ બાબૂએ અંગ્રેજી ભાષામાં તત્ત્વજ્ઞાન વિષયક 'આર્ય' નામક માસિક પત્રનો પ્રથમ અંક પ્રકટ કર્યો હતો કે જે માસિક અદ્યાપિ વર્ત્તમાન છે. એ 'આર્ય' માસિક પત્રના તંત્રી અરવિન્દ ઘોષ, પૉલ રિચર્ડ તથા તેમનાં પત્ની માઇરા રિચર્ડ છે; એમાં પ્રતિમાસ ૬૪ પૃષ્ઠ ભરીને લેખો આવે છે અને તેમાંનાં ૬૦ પૃષ્ઠો અરવિન્દ બાબૂની પોતાની લેખિનીથી જ લખાય છે. એ માસિક પત્રના અત્યાર સુધીના પ્રકટ થયેલા અંકોનો પ્રચંડ સમુદાય આર્યતત્ત્વજ્ઞાનના લોકોત્તર ભાંડાગારરૂપ છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ.

'આર્ય' માસિક પત્રની વિશેષ મહત્તા તો અટલામાટે છે કે અરવિન્દ બાબૂએ એ માસિક પત્રમાંના પોતાના લેખોદ્વારા પોતાને સાધનામાં પૂર્ણયોગના જે જે સત્યાંશોની ઉપલબ્ધિ થયેલી છે તે તે સત્યાંશોનો જ ધારાવાહિકતાથી પ્રચાર કરેલો છે અને કરે છે. તેમના આજ સુધીના ચારિત્ર્યથી તેમ જ તેમના પોતાના કથનથી એ તો સ્પષ્ટ જાણી શકાય છે કે તેમની સાધના કેવળ પોતાની મુક્તિમાટે જ નથી અને તેથી તેઓ આત્મોન્નતિ મેળવીને નિશ્ચેષ્ટ થઇ બેસી રહ્યા નથી; અર્થાત્ તેમની સાધના જાતિ, દેશ તથા વિશ્વના કલ્યાણમાટે હોવાથી પતિતોના ઉદ્ધારમાટે વ્યાકુલહૃદય બોધિસત્ત્વ પ્રમાણે તેઓ આ પતિત જાતિના સર્વાંગીય ઉન્નતિકલ્પમાં પોતાની સાધનાને કાર્યકારિણી કરવામાટે વ્યાકુલ થઈ આ દુઃસાધ્ય અતિમાનવ–આદર્શને પોતાના જીવનમાં સફળ કરી રહ્યા છે. સારાંશ કે, પોતાની સાધનાના પરિણામે ઈષ્ટ સિદ્ધિનો લાભ મળતાં જ અલૌકિક કર્મવીર અને માન્યવર મહર્ષિ અરવિન્દ પુનઃ પોતાના કર્મક્ષેત્રમાં અવતીર્ણ થશે એ

સર્વથા નિર્વિવાદ છે; એટલું જ નહિ, પણ જો મહાશય પૉલ રિચર્ડના શબ્દોમાં કહીએ, તો 'એ અરવિન્દ નામક મહર્ષિ કિંવા ભારતત્રાતા એશિયાના ગુરુ થશે અને સમસ્ત વિશ્વના શિક્ષક તથા ઉપદેશકના આસનપર વિરાજશે; કારણ કે, વિશ્વના ઉદ્ધારકો તથા ઉપદેશકો નિરંતર એશિયામાં જ ઉત્પન્ન થયેલા છે એ તો એક સર્વમાન્ય સત્ય છે અને એ સત્ય અત્યારે નવીનતાથી પ્રતિષ્ઠિત થવાનું છે.'

અરવિન્દ બાબૂને પ્રાપ્ત થયેલા યોગસામર્થ્યના વિષયમાં એમ બોલાય છે કે તેમનો દેહ પૉંડીચેરીમાં હોવા છતાં તેઓ પોતાની ઇચ્છા અનુસાર બાહ્ય પ્રદેશોમાં ભ્રમણ કરી શકે છે, કોઇ પણ અજ્ઞાત મનુષ્યના આભ્યંતર ભાવો તથા સત્ય સ્વરૂપને જાણી શકે છે તેમ જ તેમનો આશીર્વાદ કદાપિ વ્યર્થ નથી થતો. એક વાર એક અજ્ઞાત મનુષ્ય તેમને મળવામાટે આવતાં તેને તેમણે પૂછયું કે: "આપનો વ્યવસાય શો છે?" એટલે એ પ્રશ્નના ઉત્તરમાં તેણે તેમને કહ્યું કે: "હું એક વ્યાપારી છું." તેના આ ઉત્તરથી હૃદયમાં સંશયનો સંચાર થતાં અરવિન્દ બાબૂએ અન્ય કક્ષમાં જઇને સત્યની પરીક્ષા કરી જોઇ અને ત્યાર પછી બાહ્ય કક્ષમાં આવીને તે મનુષ્યને કહ્યું કે: "આપના ભાલપ્રદેશમાં સી. આઇ. ડી. એ અક્ષરો સ્પષ્ટ લખેલા હોવા છતાં આપ પોતાને વ્યાપારી તરીકે ઓળખાવો છો? આપ અસત્યવાદી છો અને તેથી હું આપ સાથે સંભાષણ કરી શકતો નથી." મહર્ષિ અરવિન્દની આ અદ્ભુત યોગશક્તિના સાક્ષાત્કારથી તે સી. આઈ. ડીના હૃદયની શી અને કેવી સ્થિતિ થઇ હશે એની કલ્પના સહજ કરી શકાય તેમ છે. પૉંડીચેરીમાં અને તેના આસપાસના પ્રદેશોમાંનાં કેટલાંક ભયંકરરોગગ્રસ્ત સ્ત્રીપુરુષો મહર્ષિ અરવિન્દના કેવળ આશીર્વાદરૂપ દિવ્ય ઔષધની એક જ માત્રાથી વ્યાધિમુક્ત થયેલાં છે અને તેઓ અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે. મહર્ષિ

અરવિન્દ ઘોષના અલૌકિક લેખોના પરિશીલનનું ઇંગ્લૅંડના રાજ-કવિના હૃદયમાં એવું તો અપૂર્વ પરિણામ થયું હતું કે તેથી પ્રેરાઇને તેમણે "આપણા સામ્રાજ્યમાંના આવા નરરત્નને તો નિરંતર સ્વતંત્ર તથા મુક્ત જ રાખવા જોઇએ!" એવી સમ્રાટ્ પંચમ જ્યૉર્જને પ્રાર્થના કરી હતી અને એ વાર્ત્તા અનેક સંવાદપત્રોમાં પ્રકટ થઇ ચૂકી છે.

યુગોના ગમન તથા આગમનનો શાસ્ત્રોમાં એવો નિયમ સ્વીકારાયલો છે કે પ્રથમ સત્યયુગ, પછી ત્રેતાયુગ, ત્યાર પછી દ્વાપરયુગ અને અંતે કલિયુગનું આગમન થાય છે; કલિયુગની સમાપ્તિ પછી પ્રલય થાય છે અને ત્યાર પછી પુનઃ સત્યયુગનું આગમન થયેલું દેખાય છે. અર્થાત્ એ નિયમ જો સત્ય હોય તો વર્ત્તમાન કલિયુગનો અંત થતાં યથાનુક્રમ સત્યયુગનું આગમન થાય એ સ્વાભાવિક જ છે અને તે સત્યયુગરૂપ સૂર્યના ઉદયના પૂર્વસૂચક અરવિન્દરૂપ અરુણની રક્તજ્યોતિનો વર્ત્તમાનભારતરૂપ ગગનમંડળમાં પ્રસાર થયેલો છે એવી અનેક ભારતસંતાનોની શ્રદ્ધા છે અને તેમની એ શ્રદ્ધામાં તથ્યના પ્રબળ અંશો રહેલા છે એનો કોઇ પણ ધર્મશ્રદ્ધ ભારતસંતાનથી અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ; કારણ કે, એ આલંકારિક વાક્ય કિંવા રૂપકનો જો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો તેના યોગે સ્પષ્ટ જણાઇ આવે તેમ છે કે આત્મા અનાદિ હોવાથી તેમાં અનંત કાળના જે સંસ્કારો રહેલા હોય છે તેમનામાંના ઉત્કૃષ્ટ સંસ્કારોના યોગે, આત્મા જ પરમાત્મા હોવાથી, જે ભક્ત કિંવા યોગી પુરુષ પરમાત્માના સમગ્ર સ્વરૂપમાં સ્થિત થવાની શક્તિને પ્રાપ્ત કરી શકે છે તે અલૌકિક પુરુષ જ્યારે ધારે ત્યારે પોતાની ઇચ્છાનુસાર નવીન યુગને ઉત્પન્ન કરી શકે છે; માત્ર એટલું જ નહિ, પણ એક યુગ વર્ત્તમાન હોવા છતાં જો તેમાં જ અન્ય યુગને આરોપવાની તેની ઇચ્છા થાય, તો તે કલિયુગમાં જ સત્યયુગનો સમસ્ત સૃષ્ટિને સાક્ષાત્કાર કરાવી શકે છે.

## લેખો અને ગ્રંથો

અરવિન્દ બાબૂએ અત્યાર સુધીમાં 'ઇન્દુપ્રકાશ' 'વન્દે માતરમ્' કર્મયોગિન્' 'ધર્મ' તથા 'આર્ય' આદિ દૈનિક તથા સાપ્તાહિક સમાચારપત્રો તેમ જ માસિક પત્રોમાં જે રાજનૈતિક, સામાજિક, ધાર્મિક, નૈતિક તથા આધ્યાત્મિક લેખો બંગાળી તથા અંગ્રેજી ભાષામાં લખ્યા છે તે શતાવધિપરિમાણમાં છે અને તેમના એ સર્વ લેખો અદ્યાપિ ગ્રંથરૂપમાં પ્રકટ થયેલા ન હોવાથી અનેક લેખો સમાચારપત્રો તથા માસિક પત્રોનાં પૃષ્ઠોના રૂપમાં જ પડી રહ્યા છે; તથાપિ તેમના જે લેખો અત્યાર સુધીમાં ગ્રંથોના રૂપમાં પ્રકટ થયા છે તે લેખોની સંખ્યા પણ એટલી છે કે 'શ્રી અરવિન્દ વિચારમાળા' ના પ્રસ્તુત પ્રથમ પુષ્પના આકારનાં સાત થી આઠ પુસ્તકો તો તેટલા લેખોથી જ ભરાઈ જાય તેમ છે. અરવિન્દ બાબૂના જે મૌલિક તથા અનુવાદિત બંગાળી તથા અંગ્રેજી લેખોના સંગ્રહો ભિન્ન ભિન્ન ગ્રંથપ્રકાશકોદ્વારા ગ્રંથાકારમાં પ્રકાશિત થયા છે અને અત્યારે મારા પોતાના ગ્રંથાલયમાં વિદ્યમાન છે તે લેખસંગ્રહાત્મક ગ્રંથોની સંખ્યા વીસની છે અને તેમનાં નામો નીચે પ્રમાણે છેઃ—

**બંગાળીઃ**—(૧) અરવિન્દેર પત્ર; (૨) અરવિન્દેર પૉંડીચેરીર પત્ર; (૩) જગન્નાથેર રથ; (૪) ગીતાર ભૂમિકા; (૫) ધર્મ ઓ જાતીયતા અને (૬) કારાકાહિની.

**અંગ્રેજીઃ**—(૧) The Ideal of Human unity; (૨) Ideal of the Karmayogin *; (૩) The Renaissance in India; (૪) Ideal and Progress;

* આ ગ્રંથમાં સંગૃહીત લેખોમાંના 'The Laws of Thought' અને 'A Daily Aspiration for the Nationalist' એ બે લેખો સ્વ. ભગિની નિવેદિતાના લખેલા છે.

( ૫ ) Evolution; ( ૬ ) Thoughts and Glimpses; ( ૭ ) The Superman; ( ૮ ) The Yoga and its Objects; ( ૯ ) Isha Upanishad; ( ૧૦ ) War and Self-determination; ( ૧૧ ) Ahana and other Poems; ( ૧૨ ) Love and Death; ( ૧૩ ) The Dawn over Asia ‡ અને ( ૧૪ ) Songs of the Sea.§

કેટલાક વિદ્વાનો એવા પ્રતિભાસંપન્ન હોય છે કે જો તેઓ ધારે તો ઉત્તમ લેખો લખી શકે છે; પરંતુ તેમનામાં ઉત્તમ લેખકની પ્રતિભા, સંસ્કૃતિ તથા યોગ્યતા સાથે જે આલસ્ય નામક શરીરસ્થ મહાન્ શત્રુનો નિવાસ હોય છે તે આલસ્યરૂપ શત્રુ તેમની પ્રતિભા, સંસ્કૃતિ તથા યોગ્યતાને પરાજિત કરી નાખે છે અને તેથી તેઓ કાં તો કાંઈ લખતા જ નથી અને બળાત્કારે કોઇ વાર કાંઈ લખે છે તો તે બહુ જ અલ્પ પરિમાણમાં; એટલે તેમની પ્રતિભા સંસ્કૃતિ તથા યોગ્યતાનો અન્ય જનોને ભાગ્યે જ લાભ મળી શકે છે; તેમ જ લેખકોનો એક વર્ગ એવો હોય છે કે તે વર્ગના લેખકોમાં અવિ-

---

‡ આ ગ્રંથ મહાશય પૉલ રિચર્ડે ફ્રેંચ ભાષામાં લખ્યો હતો અને અરવિન્દ બાબૂએ એનો અંગ્રેજી અનુવાદ કરેલો છે.

§ સુવિખ્યાત દેશભક્ત અને અરવિન્દ બાબૂના મિત્ર બૅરિસ્ટર ચિત્તરંજન દાસે બંગાળી ભાષામાં 'સાગરસંગીત' નામક એક કાવ્યગ્રંથ રચેલો છે અને તે ગ્રંથનો તેમણે પોતે જ 'Songs of the Sea' નામક અંગ્રેજી અનુવાદ પણ કરેલો છે; પરંતુ તેમણે બંગાળી કાવ્યનો અંગ્રેજી ગદ્યમાં અનુવાદ કરેલો હોવાથી અરવિન્દ બાબૂએ બંગાળી કાવ્યનો અંગ્રેજી કાવ્યમાં જ અનુવાદ કરેલો છે અને તેથી એ ઉભય અંગ્રેજી અનુવાદો એક જ ગ્રંથમાં એકત્ર પ્રકાશિત કરવામાં આવ્યા છે. અર્થાત્ આ કારણથી જ આ ગ્રંથનો અરવિન્દકૃત ગ્રંથમાળામાં સમાવેશ કરાયલો છે.

શ્રાંત પરિશ્રમપરાયણતા કિંવા અખંડ ઉદ્યોગશીલતા પ્રચંડ રૂપમાં વિહરતી હોય છે અને તેથી તેઓ અતિશય અધિક પરિમાણમાં લેખો લખી શકે છે; પરંતુ એ વર્ગના લેખકોમાં પ્રતિભા, સંસ્કૃતિ તથા અન્ય આવશ્યકીય યોગ્યતાનો કાં તો સર્વથા અભાવ હોય છે અને કાં તો પ્રતિભા આદિનું પરિમાણ તેમની પરિશ્રમપરાયણતાની તુલનામાં એટલું તો ન્યૂન હોય છે કે તેથી તેમના લેખો સારહીન થઈ જાય છે અને પાઠકવર્ગના હૃદયમાં કશું પણ યોગ્ય પરિણામ નિપજાવી શકતા નથી. કેટલાક લેખકો વળી એવા પ્રકારના હોય છે કે તેમની લેખનશક્તિ માત્ર એક જ વિશિષ્ટ દિશામાં સીમાબદ્ધ થયેલી હોય છે અને તેથી અમુક વિશિષ્ટ વિષય વિના અન્ય વિષયનું તેમનાથી ભાગ્યે જ યથેષ્ટ નિરૂપણ કરી શકાય છે: એટલે કે, કેટલાક લેખકો પોતાની એક વિશિષ્ટ સ્વીકૃત પદ્ધતિથી શૃંગાર, ભક્તિ, પ્રેમ કિંવા વીરરસાત્મક કાવ્યની જ રચના કરી શકે છે; કેટલાક લેખકો કેવળ સંસ્કૃત કિંવા અન્ય ભાષાના ગદ્યપદ્યાત્મક ગ્રંથોના ઉત્તમ અનુવાદો જ કરી શકે છે અને મૌલિક એક પંક્તિ પણ લખી શકતા નથી; કેટલાક લેખકો ઐતિહાસિક ઉપન્યાસ લખવામાં નિષ્ણાત હોય છે તો સામાજિક નવલકથા તેમનાથી નથી લખી શકાતી અને ઉભય પ્રકારની નવલકથાઓ લખી શકતા હોય તો નાટકરચનાના પ્રદેશમાં તેમનાથી પ્રવેશ કરી શકાતો નથી. કેટલાક લેખકો સાંસારિક વિષયોના નિરૂપણમાં નિષ્ણાત હોય છે તો ધાર્મિક તથા આધ્યાત્મિક વિષયોથી સર્વથા અજ્ઞ હોય છે અને કેટલાક લેખકો ધાર્મિક તથા આધ્યાત્મિક વિષયનું જેટલું ઉત્તમ વિવેચન કરી શકે છે તેટલું જ વ્યાવહારિક વિષયોમાં તેમનું અજ્ઞાન પ્રબળ હોય છે. સારાંશ કે, જેવી રીતે નક્ષત્રો પોતાના મંદ પ્રકાશને અમુક સીમા પર્યન્ત વિસ્તારી શકે છે તેવી રીતે પોતાની વિષયનિરૂપણશક્તિ કિંવા લેખનશક્તિને અમુક વિશિષ્ટ વિષયની સીમા પર્યન્ત વિસ્તારી શકનારા નક્ષત્રરૂપ લેખકો તો વિપુલ સંખ્યામાં મળી આવે છે; પરંતુ જેવી રીતે સૂર્ય-

નારાયણ પોતાના વિશ્વવ્યાપક પ્રકાશનો વિશ્વનાં સર્વ સ્થાનોમાં વિસ્તાર કરી શકે છે તેવી રીતે સર્વ પ્રતિપાદ્ય વિષયોનું યથાપ્રસંગ ઓજસ્વિની વાણીવડે યથેષ્ટ નિરૂપણ કરી શકનારા સૂર્યરૂપ લેખકોની સંખ્યા પ્રત્યેક યુગમાં તથા પ્રત્યેક દેશમાં અલ્પ કિંવા સ્વલ્પ જ હોય છે અને તેથી જ એવા સર્વદેશીય વિરલ વિદ્વાન્ લેખકોને પરમાત્મ-વિભૂતિરૂપ માનવામાં આવે છે. એક અલૌકિકપ્રતિભાસંપન્ન તથા અપૂર્વવિદ્વાન્ લેખક કિંવા ગ્રંથકાર તરીકે અરવિન્દ બાબૂ પરમાત્મ-વિભૂતિ જ છે; કારણ કે, અત્યાર સુધીમાં તેમણે જે જે રાજનૈતિક, ધાર્મિક, આધ્યાત્મિક, વ્યાવહારિક તથા પ્રેમ વિષયક લેખો લખ્યા છે તે લેખોમાં તેમની વિચારમૌલિકતા, સર્વત્રવ્યાપક બુદ્ધિ, વિષય-ગ્રાહકતા, ઓજસ્વિની વાણી, પ્રગલ્ભ શૈલી અને કૂલંકષાના અમોઘ શક્તિશાલી વારિપ્રવાહ સમાન પ્રબળ વિષયનિરૂપણશક્તિનો આપ-ણને એવો તો અશ્રુતપૂર્વ સાક્ષાત્કાર થાય છે કે તે સાક્ષાત્કારથી સાનન્દાશ્ચર્યમુગ્ધ થઇ જવાય છે! અરવિન્દ ઘોષની ગદ્યલેખનશક્તિ જેટલા પરિમાણમાં અપૂર્વ છે તેટલા જ પરિમાણમાં અંગ્રેજી જેવી વિદેશીય ભાષામાં કાવ્ય રચવાની તેમની શક્તિ પણ સર્વથા અદ્દભુત, આશ્ચર્યજનક તથા અવર્ણનીય છે એમ તેમના રચેલા 'Ahana and other Poems' 'Love and Death' તથા Songs of the Sea' આદિ કાવ્યગ્રંથોના પરિશીલનયુક્ત પઠ-નથી તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે. 'Ahana' નામક કાવ્યમાં અરવિન્દ ઘોષે રાધિકાના રોષનું એક સ્થળે આવા પ્રકારનું સ્નેહસુધાતરંગિણીમાં ઝીલાવનારૂં અતિશય રમ્ય તથા હૃદયંગમ વર્ણન કરેલું છેઃ—

રાધિકા કહે છે કેઃ–"હે પ્રભો, હે પ્રાણજીવન, મારામાટે આપનો વિયોગ કેવો અને કેટલો અસહ્ય છે તે આપ જાણતા જ નથી. હું જ્યારે યૌવનમદોન્મત્તા તથા ભીરુહૃદયા હતી તે વેળાયે

આપ મને પોતાના પ્રેમજાળમાં સપડાવી લેતા હતા અને ગૃહપ્રતિ પણ જવા દેતા નહોતા અને હવે તો બહુ વાર દૂરના દૂર જ રહ્યા કરો છો. અર્થાત્ આપનો વિયોગ અસહ્ય થવાથી હવે મેં એવી તીવ્ર ઇચ્છાને અંતઃકરણમાં ધારીને સમુદ્રમાં પડી આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો છે કે: ‘ આ શરીરને ત્યાગ્યા પછી વ્રજની ગોપીઓના કૃષ્ણ તરીકે નન્દના ગૃહમાં મારો પુનર્જન્મ થાય અને તમો વૃષભાનુના ગૃહમાં રાધારૂપે અવતરો ! ’ જે વેળાએ આ ઘટના થશે તે વેળાએ તમો મારામાં જેવો સ્નેહ રાખતા હતા તેવો જ સ્નેહ હું તમારામાં રાખીશ અને પછી તમોને કદંબ વૃક્ષ તળે ઊભા રાખીને હું ગમે ત્યાં પ્રયાણ કરી જઈશ. અર્થાત્ તમો વાંસળી વગાડતા રહેજો અને મારા પ્રેમવિરહથી દગ્ધ થતા રહેજો. આવી અવસ્થામાં જ્યારે તમારૂં આ કોમળ વદન શુષ્ક તથા નિસ્તેજ થઈ જશે, ત્યારે જ વિરહવેદના કેવી અને કેટલી અસહ્ય હોય છે એ રહસ્ય યથાર્થ સ્વરૂપમાં તમારા જાણવામાં આવી શકશે ! ”

શૃંગારરસાત્મક દામ્પત્ય પ્રેમ તથા મધુર દામ્પત્ય કલહનું આવું હૃદયવેધક તથા પ્રગલ્ભ નિરૂપણ તો અરવિન્દ ઘોષથી જ કરી શકાય; કારણ કે, રાધાના કૃષ્ણમાંના પ્રેમના વિષયમાં તેમના પોતાના ભાવો “ પ્રભુને કોઈ જનકભાવથી ભજે છે, કોઇ માતૃભાવથી યજે છે, કોઈ મિત્રભાવથી પૂજે છે અને કોઈ દાસભાવથી પ્રભુનાં ચરણોમાં મસ્તક નમાવે છે;:પરંતુ એ સર્વ ભાવો કરતાં રાધાએ જે ભાવથી કૃષ્ણની ઉપાસના કરેલી છે તે ભાવથી પ્રભુને ભજવામાં જે આનન્દ અનુભવાય છે તે સર્વથા સ્વસંવેદ્ય તથા અવર્ણનીય છે; કારણ કે, સંસારમાં પણ એ સુખ ગમે તેટલું મળવા છતાં ન્યૂન જ ભાસે છે અને તેથી ભગવાનને એ સુખની સરિતામાં ભક્તજનોને નિરંતર નિમજ્જિત રાખવાં પડે છે;” આવા પ્રકારના છે અને પોતાના એ ભાવો અનુસાર તેમના હૃદયમાં જ્યારે ભગવાન્ પ્રતિ રોષનો આવિર્ભાવ થયો હતો

ત્યારે ભગવાને પોતાના ભક્તવાત્સલ્યથી પ્રેરાઈને તેમને સાક્ષાત્ દર્શન આપી તેમના માનવજન્મની સાર્થકતા કરી હતી. અસ્તુઃ અરવિન્દ ઘોષે પોતાની કાવ્યપ્રિયતાથી પ્રેરાઈને કવિકુલગુરુ કાલિદાસકૃત 'ઋતુસંહાર' કાવ્યના સંબંધમાં પણ એક વિવેચનાત્મક નિબંધ લખ્યો છે અને તે નિબંધ અતિશય ઉત્તમ છે.

અરવિન્દ ઘોષના પ્રત્યેક લેખ તથા પ્રત્યેક પુસ્તકની સમાલોચનાનું આ સ્થાન નથી અને તેથી અમો એ વિષયને અત્ર વિશેષ પરિમાણમાં વિસ્તારી શકતા નથી; તથાપિ એટલું તો કહેવું જ જોઈએ કે અરવિન્દ બાબૂની લેખિનીથી લખાયલા પ્રત્યેક લેખ અને તે લેખમાંના પ્રત્યેક વાક્યમાં એક કે અન્ય પ્રકારનું અપૂર્વ રહસ્ય અવશ્ય સમાયલું હોય છે અને તેથી તેમના અપૂર્વ લેખો જો ભારતવર્ષની વર્તમાન તથા ભાવિ પ્રજામાટે નાનાવિધ ઉન્નતિના માર્ગને દર્શાવનારા અને ચિરમાન્ય થઇ પડે તો તેમાં આશ્ચર્ય કિંવા વિસ્મય જેવું કાંઇ પણ નથી. અરવિન્દ ઘોષના 'આર્ય' માસિકમાં પ્રકાશિત થયેલા કેટલાક તાત્ત્વિક લેખોનો 'અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન' નામક અનુવાદ ગુર્જર ભાષામાં પ્રકટ થઈ ચૂક્યો છે* અને 'અરવિન્દ વિચારમાળા'ના આ પ્રથમ પુષ્પ–ખંડ–માં તેમના ધર્મવિચાર વિષયક કેટલાક અન્યાન્ય તાત્ત્વિક લેખોનો ગુર્જર અનુવાદ આજે ગુર્જર પાઠક તથા પાઠિકાઓના કમનીય કરકમળમાં સમર્પવાના ભાગ્યને હું પ્રાપ્ત કરી શક્યો છું તે કેવળ પરમાત્માની કૃપાનું પરિણામ હોવાથી હું એ કૃપામાટે પરમકરુણાસિન્ધુ પરમાત્માને અંતઃકરણપૂર્વક કોટિશઃ ધન્યવાદ આપું છું અને પરમાત્માનાં પદપંકજમાં દંડવત્ પ્રણામયુક્ત મારી એ જ પ્રાર્થના છે કે

* 'અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન' એ ગ્રન્થના અનુવાદક રા. મોતીલાલ જેઠાલાલ મહેતા છે, પ્રકાશક રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી છે અને એ ગ્રંથનું મૂલ્ય રૂપિયા અઢી છે.

'વિવેકાનન્દ વિચારમાળા†' તથા પ્રસ્તુત 'અરવિન્દ વિચારમાળા'ના જે દેશસેવાત્મક તથા ગુર્જરસાહિત્યસેવાત્મક શુભ કાર્યનો મેં આરંભ કર્યો છે તે કાર્યની મારા હસ્તથી નિર્વિઘ્ન સમાપ્તિ થાય અને આ સ્વરૂપમાં મારાથી દેશની અલ્પ સ્વલ્પ સેવાના કાર્યને સિદ્ધ કરી શકાય !

## યોગ્યતા અને પ્રભાવ

અરવિન્દ ઘોષના અત્યાર સુધીના ચારિત્ર્યનિરૂપણથી તેમની નાનાવિધ યોગ્યતાનો ગ્રાહકશક્તિસંપન્ન, સુજ્ઞ તથા બુદ્ધિશીલ પાઠક તથા પાઠિકાઓને કેટલોક પરિચય તો થયેલો હોવો જ જોઇએ; તથાપિ અરવિન્દ બાબૂની એ નાનાવિધ યોગ્યતાના સંબંધમાં કેટલાક ભારતીય પુરુષપુંગવો તથા યૂરોપીય નરરત્નોના જે ઉત્કૃષ્ટ અભિપ્રાયો બંધાયલા છે તે અભિપ્રાયોના અવલોકનથી તેમની એ નાનાવિધ યોગ્યતાનો પાઠક તથા પાઠિકાઓને અધિકતર તથા દઢતર પરિચય કિંવા સાક્ષાત્કાર થવાનો સંભવ હોવાથી તેવા સન્માનનીય પુરુષોના અભિપ્રાયોમાંના એક બે અભિપ્રાયો જો અમો અહીં આપીશું તો તે અસ્થાનીય કિંવા અપ્રાસંગિક તો નહિ જ થાય.

અરવિંન્દ ઘોષની રાજનૈતિક યોગ્યતાના સંબંધમાં એક પ્રતિષ્ઠિત પુરુષે પોતાના અભિપ્રાયને દર્શાવતાં એક સ્થાનમાં લખ્યું છે કેઃ " વાસ્તવિકતાથી જોતાં અરવિન્દનું કોઇ પણ રાજનૈતિક કાર્ય અત્યારે

---

† 'વિવેકાનન્દ વિચારમાળા' નાં મારા હસ્તથી લખાયલાં વિશાળ પાંચ પુષ્પો-ખંડો-'ગુજરાતી' પ્રેસદ્વારા પ્રકાશિત થઈ ચૂક્યાં છે; પરંતુ અદ્યાપિ એટલા જ આકારનાં અન્ય ત્રણ પુષ્પો-ખંડો-પ્રકાશિત થવાનાં છે એટલે કે એ કાર્ય પણ અદ્યાપિ અપૂર્ણ અવસ્થામાં હોવાથી એની નિર્વિઘ્ન પૂર્ણતા કિંવા સમાપ્તિમાટે પરમાત્મા પાસેથી જો કૃપાની યાચના કરવામાં આવે તો તે ઇચ્છવા યોગ્ય જ છે.

દશ્ય સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવતું નથી; તથાપિ જનસમાજના મતને પરિચાલિત કરવામાં તેમ જ જનસમાજના કાર્યસમૂહમાં રહેલા દોષોની ભયનિદર્શિની તથા તીવ્રતમ સમાલોચના કરવામાં તેઓ સિદ્ધહસ્ત હતા અને તેથી જો એ જ દષ્ટિથી તેમના રાજનૈતિક કાર્યને જોવામાં આવે, તો તેમના રાજનૈતિક કાર્યનું યથેષ્ટ નિદર્શન કરી શકાય તેમ છે.* "

અરવિન્દ ઘોષની રાજનૈતિક યોગ્યતા, એક મહાપુરુષ તરીકેની યોગ્યતા તથા એક ઋષિ તરીકેની યોગ્યતાના સંબંધમાં જેમના યશઃ-સૌરભનો આજે અખિલ ભારતવર્ષ તથા યૂરોપમાં સર્વત્ર વિસ્તાર થયેલો છે તે વંગવાસી કવીશ્વર રવીન્દ્ર નાથ ટાગોરે પોતાના એક પત્રમાં નીચે પ્રમાણેના પૂજ્યભાવદર્શક ઉદ્‌ગારો કાઢેલા છેઃ—

" આપણી સમસામયિક રાજનીતિ સાથેનો મારો પરિચય આકસ્મિક કિંવા અનિયત તથા અસ્થિર કિંવા અનિયમિત હોવાથી આજની ઘટિકા ( તા. ૩૦-૧૧-૧૯૧૯ ) પર્યન્ત અરવિન્દ ઘોષની રાજનૈતિક નિર્દિષ્ટ ભૂમિ કઈ છે અને શી છે તે હું જાણતો જ નથી; તથાપિ એ તો હું નિશ્ચયપૂર્વક જાણું છું કે તે એક મહાપુરુષ છે; માત્ર એટલું જ નહિ, પણ અત્યારે આપણા મધ્યમાં જે મહત્તમ પુરુષો અસ્તિત્વ ધરાવે છે તેમનામાંના એક મહત્તમ પુરુષ છે અને તેટલામાટે જો તેમના મિત્રો પણ તેમના આશય કિંવા ભાવોને યથાર્થ રૂપમાં ન સમજી શકે તો તે સ્વાભાવિક છે. મારા હૃદયમાં તેમનામાટે જે ભાવ વસી રહ્યો છે તે શ્લાઘા કિંવા પ્રશંસાનો ભાવ

* " Aravinda's political work does not now exist in any visible shape. But if guidance of public opinion and the vigilant and trenchant criticism of public measures have any value he did valuable work. "

આ અવતરણ શ્રી વિષ્ણુભાસ્કર સરસ્વતીકૃત ' શ્રી અરવિન્દ ' નામક પુસ્તકમાંથી લેવામાં આવ્યું છે. પૃષ્ઠ ૨૭-૨૮.

નથી, કિંતુ તેમની આધ્યાત્મિકતાની ગહનતા, તેમની દષ્ટિની વિશાળતા અને તેમની વિભાવક કિંવા કલ્પક નિરીક્ષકતા તથા બોધનયુક્ત અસાધારણ નૈસર્ગિક સાહિત્યશક્તિના સાક્ષાત્કારથી ઉપજ થયેલો પૂજ્યભાવ છે. તેઓ એક વાસ્તવિક ઋષિ તથા સત્ય કવીશ્વર છે અને તેથી જે વેળાયે પ્રથમ તેમને દુઃખનો આઘાત થયો હતો અને તેના પરિણામે તેઓ વંગભૂમિને ત્યાગીને સર્વથા દેશાન્તરનિવાસી થયા હતા તે વેળાયે મેં તેમને જે નમસ્કાર કર્યા હતા તે જ નમસ્કારની અત્યારે પણ હું પુનરાવૃત્તિ કરૂં છું. *"

એ ઉપરાંત મહાશય પૅાલ રિચર્ડના અરવિન્દ ઘોષના સંબંધમાં કેવા પૂજ્ય ભાવો છે એ તો પ્રસ્તુત મહર્ષિ અરવિન્દ ઘોષના કિંચિત્ પરિચયના પ્રારંભમાં જ દર્શાવેલા છે એટલે તેમના તે ભાવોની દ્વિરુક્તિ કિંવા પુનરુક્તિ કરવાની આવશ્યકતા નથી. કવીશ્વર રવીન્દ્રનાથ ટાગોરનું જીવન એક ઋષિ સમાન છે અને એ ઋષિ કવિયે જ જ્યારે અરવિન્દ

* "My acquaintance with the literature of our contemporary politics being casual and desultory, I do not, even to this day (30-11-1919) definitely know what is the political standpoint of Aurobindo Ghosh. But this I positively know that he is a great man, one of the greatest we have and therefore liable to be misunderstood even by his friends. What I myself feel for him is not mere admiration but reverence for his depth of spirituality, his largeness of vision and his literary gifts, extraordiuary in imaginative insight and expression. He is a true Rishi and a Poet combined and I still repeat my Namaskar which I offered to him when he was first assailed by the trouble which ultimately made him an exile from the soil of Bengal."

"Modern Review" January, 1920.

ઘોષને એક વાસ્તવિક ઋષિ તરીકે સ્વીકારીને તેમને નમસ્કાર કર્યા છે તો પછી આપણે અરવિન્દ ઘોષને મહર્ષિ માનીએ અને વિશ્વને તેમનો એક મહર્ષિ તરીકે જ પરિચય કરાવીએ તો તે સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક છે અને તેટલામાટે જ તેમના જીવનચરિત્ર વિષયક પ્રસ્તુત નિબંધના શીર્ષકમાં તેમને મહર્ષિ તરીકે ઓળખાવવામાં આવ્યા છે.

અસ્તુ: પ્રસ્તુત પ્રબંધની પરિસમાપ્તિ પૂર્વે અમારી પરમકરુણાઘન પરમાત્માનાં પદપંકજમાં પુનઃ પુનઃ એ જ પ્રાર્થના છે કે ભારતવર્ષ નામક સુરભૂમિ કિંવા દેવદેશની રંગભૂમિપર જે 'દેશોદ્ધાર' નામક નાટ્યપ્રયોગ આરંભાયો છે તે નાટ્યપ્રયોગની શાન્તિમયી સફળતામાટે અત્યારે અજ્ઞાતવાસમાં વિરાજતા મૌનાવલંબી મહર્ષિ અરવિન્દરૂપ સૂત્રધાર ભારતવર્ષની રંગભૂમિપર સત્વર અવતીર્ણ થાય અને પોતાનાં ધર્મબળ, ધ્યાનબળ, જ્ઞાનબળ તથા યોગબળ આદિ નાનાવિધ ભદ્ર બળોના યોગે પતિત અવસ્થામાં આવી પડેલી ભારતીય જનતાનો ઉદ્ધાર કરી 'દેશોદ્ધાર' નામક નાટ્યપ્રયોગની આનન્દોત્કર્ષપર્યવસાયિની પરિસમાપ્તિ કરી બતાવે અને આપણી સ્વર્ગાદપિ ગરીયસી જનની જન્મભૂમિ ભરતભૂમિને જે સુજલા, સુફલા, મલયજશીતલા, શસ્યશ્યામલા, શુભ્રજ્યોત્સ્નાપુલકિતયામિની, ફુલ્લકુસુમિતદ્રુમદલશોભિની, સુહાસિની, સુમધુરભાષિણી, સુખદા, વરદા, બહુબલધારિણી, કમલા કમલદલવિહારિણી, વાણી વિદ્યાદાયિની, સકલા, અમલા, અતુલા, સરલા, સુસ્મિતા, ભૂષિતા, ધરણી, ભરણી, સંસારસાગરતારિણી તથા રિપુદલવારિણી આદિ વિશેષણો અપાયલાં છે તે વિશેષણોની તેમના વરદ હસ્તથી અક્ષરસઃ સાર્થકતા થાય અને તે સાથે આત્માભિમાન તથા આત્મગૌરવદર્શક ભાવથી ભારતનાં નરનારી સંતાનો પોતાના ભાવિકાળને ભૂતકાળ સમાન ગૌરવાન્વિત કરવાના ભદ્ર ઉદ્દેશથી એકમન તથા એકપ્રાણ થઇને નિમ્ન સંગીતથી દિવ્ય ભરતભૂમિને નિરન્તર સ્મરતાં રહે:—

વશિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, જમદગ્નિનું જન્મસ્થાન;
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે પ્રકાશતી સૂર્ય સમાન;
બ્રહ્મરસે ભીના ઋષિવરનાં જ્યાં ગવાય છે ગૌરવગાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિકતેજનિધાન. ૧

વ્યાસ, જૈમિનિ, કણાદ, ગૌતમ, કપિલ, પાણિનિ, પ્રજ્ઞ મહાન;
યાજ્ઞવલ્ક્ય વાત્સ્યાયન વાણીસરિતાનું જલ સુધા સમાન;
તેનું જેનાં ભાગ્યશાળિ જન કર્ણે કરે નિરન્તર પાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિકતેજનિધાન. ૨

ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમ ને દ્રોણ કર્ણ અર્જુન બળવાન;
નામ સાંભળી જે વીરોનાં થાય વીરનું હૃદયવિતાન;
જ્યાં ગીતાથી કૃષ્ણે આપ્યું કર્મયોગનું તત્ત્વજ્ઞાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિકતેજનિધાન. ૩

કર્યું અવતરી જેમાં બુદ્ધે દયા અહિંસાનું સન્માન;
વચનકાજ હમ્મીરે આપ્યું જ્યાં હઠથી જીવનબલિદાન;
સરિતા ગંગા સિન્ધુ સમી જ્યાં, જ્યાં પર્વત હિમગિરિ પ્રધાન;
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિકતેજનિધાન. ૪

કર્મ ધર્મના મર્મ સભ્યતા સંસ્કૃતિ જ્ઞાન અને વિજ્ઞાન;
એ વિષયોનું સકળ સૃષ્ટિમાં પ્રથમ થયું જ્યાંથી આધાન;*
સૃજાયલી છે થવા જગદ્ગુરુ ભાગ્યવતી જે ભૂ† ઉત્તાન;‡
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિકતેજનિધાન. ૫

બ્રહ્મવાદિની ગાર્ગી, મૈત્રેયી ને સાવિત્રી સજ્ઞાન;
સીતા, તારા, દમયન્તી, પાંચાલી સ્ત્રીકુલકીર્તિનિદાન;
કુલમહિલા જ્યાં કૃતાર્થ થાતી ધરી એમનું હૃદયે ધ્યાન.
તે જ આપણી ભરતભૂમિ આ દિવ્ય અલૌકિકતેજનિધાન. ૬

---

* સ્થાપના. † ભૂમિ. ‡ વિશાળ, વિસ્તૃત.

ધર્મભૂમિ ને **વીર**ભૂમિ આ **ભા**રતનું જાળવવા માન;
વીરહાકથી ઉઠો વીર નરનારી ભારતનાં સન્તાન;
ઉન્નતિમાટે ઐક્ય વધારી કરો ભેદપર શરસંધાન;
અહીં મેળવો યશઃ કીર્ત્તિ ને અમરલોકમાં મુક્તિવિધાન.

અહમ્મદાબાદ (અમદાવાદ)
**વિક્રમાબ્દ** ૧૯૭૮, માર્ગશીર્ષ,
કૃષ્ણપંચમી, તા. ૧૯ મી
ડિસેમ્બર ૧૯૨૧ સોમવાર.

ઠક્કુર નારાયણ



શ્રી

# અરવિન્દ વિચારમાળા

## પ્રથમ પુષ્પ—ધર્મવિચાર

### પ્રથમ દલ—ગીતાની ભૂમિકા

ॐ तत्सत्परमात्मने नम.

# ગીતાની ભૂમિકા

## પ્રથમ કલ્પ

### પ્રસ્તાવના

વિશ્વમાં જો કોઇ પણ શ્રેષ્ઠતમ ધર્મગ્રંથ હોય, તો તે કેવળ શ્રીમદ્ ભગવદ્ગીતા જ છે. ગીતામાં સંક્ષિપ્ત સ્વરૂપમાં જે જ્ઞાનનું વ્યાખ્યાન કરાયલું છે, તે જ જ્ઞાન ચરમ અથવા અંતિમ અને ગુહ્યતમ છે; ગીતામાં જે ધર્મનીતિનો પ્રચાર કરાયલો છે તે જ ધર્મનીતિમાં અન્ય સર્વ ધર્મનીતિઓનો સમાવેશ થયેલો છે એટલે કે અન્ય સર્વ ધર્મનીતિઓ એ ધર્મનીતિમાં જ પ્રતિષ્ઠિત થયેલી છે અને ગીતામાં જે કર્મમાર્ગ દર્શાવવામાં આવ્યો છે તે જ કર્મમાર્ગ ઉન્નતમુખી જગતનો સનાતન માર્ગ છે.

ગીતા અયુતરત્નપ્રસૂ સમુદ્ર સમાન હોવાથી સમસ્ત જીવનકાલ પર્યન્ત એ સમુદ્રના નિમ્ન સ્તરમાં વારંવાર ડુબકીઓ મારવા છતાં પણ તેની ગહનતા અથવા તેના ઉંડાણનું અનુમાન કરી શકાતું નથી અને તેનો તલપ્રદેશ જોવામાં આવી શકતો નથી. આપણે સો વર્ષ પર્યન્ત શોધતા અથવા ખોળતા રહીએ તો પણ તે અનન્ત રત્નભાંડારમાંના ધનના હજારમા અંશને પણ ભાગ્યે જ પ્રાપ્ત કરી શકીએ છીએ; એટલે કે, એ રત્નભાંડારમાંનાં માત્ર બે ચાર રત્નોની પ્રાપ્તિથી જ

દરિદ્ર જનો ધનાઢ્ય થાય છે, અસન્ત વિચારશીલ મનુષ્યો જ્ઞાની થઇ જાય છે; ભગવાન્ સાથે દ્વેષ ધરાવનારા લોકો ભગવાન્ના ભક્ત તથા પ્રેમિક થતા દેખાય છે અને મહાપરાક્રમી તથા શક્તિમાન્ કર્મવીરો પોતાના જીવનના ઉદ્દેશની સિદ્ધિમાટે સંપૂર્ણ રૂપે સજ્જિત તથા તત્પર થઇને પુનઃ કર્મક્ષેત્રમાં આવી ઊભા રહે છે.

ગીતા અક્ષય મણિનો એક એવો આકર છે કે તેમાંના મણિયોનો પ્રત્યેક યુગમાં સંગ્રહ કરાતો રહે, તો પણ ભવિષ્યના વંશધરો તેમાંથી સર્વદા નવીન નવીન અને અમૂલ્ય મણિમાણિક્યને મેળવ્યા કરશે અને હર્ષ તથા વિસ્મયના સરોવરમાં નિમજ્જિત થતા રહેશે, એ સર્વથા નિર્વિવાદ છે.

ગીતા જેવું ગંભીર અને ગુપ્તજ્ઞાનપૂર્ણ પુસ્તક બીજું કોઇ છે પણ નહિ અને બહુધા થવાનું પણ નથી; કારણ કે, ગીતાની ભાષા અતિશય પ્રાંજલ છે, તેની રચના સરલ છે અને તેનો બાહ્ય અર્થ સહજ બોધગમ્ય છે એટલે કે તત્કાળ સમજવામાં આવી શકે તેવો છે. અર્થાત્ આપણે જો ગીતાસમુદ્રના લઘુ તરંગોની ઉપર ઉપર જ તરતા રહીએ અને તેના ઊંડાણમાં ડુબકી ન મારીએ, તો પણ આપણી કેટલીક શક્તિ તથા આપણા કેટલાક આનન્દની વૃદ્ધિ થાય છે. ગીતારૂપ આકરની રત્નપ્રકાશિત ગંભીર ગુહામાં પ્રવેશ ન કરતાં જો તેની ચારે બાજૂએ આપણે ભ્રમણ કરતા રહીએ તો પણ તૃણ-રાશિના મધ્યમાં પડેલો ઉજ્જવલ મણિ આપણા જોવામાં આવી શકે છે અને એના સ્વીકારથીજ આપણે આપણા ઐહિક જીવનના ઉદ્ધાર-રૂપ ધનને મેળવી શકીએ છીએ.

ગીતાની સહસ્રાવધિ વ્યાખ્યાઓ અથવા ટીકાઓ હોવા છતાં જે સમયમાં તેમાંની એક પણ વ્યાખ્યા અથવા ટીકાનું અસ્તિત્વ નહિ હોય તે વેળાયે પણ ગીતાની નૂતન વ્યાખ્યા અથવા ટીકાની આવશ્યકતા પડવાની નથી; કારણ કે, કોઇ પણ જગત્શ્રેષ્ઠ મહાપંડિત તથા ગંભીર

જ્ઞાની ગીતાની એવી વ્યાખ્યા અથવા ટીકા કરી શકે તેમ છે જ નહિ કે જે વ્યાખ્યાને હૃદયંગમ કરી લીધા પછી એમ જ કહેવું પડે કે: 'હવે ગીતાની બીજી વ્યાખ્યા કરવાનું પ્રયોજન રહ્યું જ નથી; કારણ કે, આ વ્યાખ્યાથી ગીતાનો સમસ્ત અર્થ અથવા ભાવાર્થ જાણવામાં આવી જાય છે.' સારાંશ કે, ગીતાના અર્થને સમજી લેવાના કાર્યમાં આપણી બુદ્ધિનો વ્યય કરવા છતાં તેમાંના જ્ઞાનની માત્ર કેટલીક દિશાઓને જ આપણે જાણી તથા જણાવી શકીએ છીએ અને દીર્ઘ કાળ પર્યન્ત યોગમગ્ન અવસ્થામાં રહીને અથવા તો નિષ્કામ કર્મયોગના ઉચ્ચથી ઉચ્ચતર સ્થાનમાં આરૂઢ થઇને પણ આપણાથી માત્ર એટલું જ કહી શકાય છે કે: 'ગીતાનાં કેટલાંક સત્યોને આપણે મેળવી શક્યા છીએ અથવા તો ગીતામાંના એ ચાર ઉપદેશોને આપણા ઐહિક જીવનના વ્યવહારમાં યોજી શક્યા છીએ કિંવા જીવન કાર્યમાં પરિણત કરી શક્યા છીએ.' અર્થાત્ આ લેખના લેખકે ગીતાના અભ્યાસથી જે કાંઇ પણ પ્રાપ્ત કર્યું છે, કર્મમાર્ગનો જે કાંઇ અભ્યાસ કર્યો છે અને વિચાર તથા વિતર્કદ્વારા તે અભ્યાસને અનુસરીને ગીતાનો જે અર્થ કરેલો છે, તે અર્થનું અન્ય જનોના લાભમાટે વિવરણ કરવું, એ જ પ્રસ્તુત પ્રબંધ લખવાનો ઉદ્દેશ છે, એ નવીનતાથી જણાવવાની અધિક આવશ્યકતા તો નથી જ.

## વક્તા

ગીતાના ઉદ્દેશ તથા અર્થને જાણી લેવામાટે પ્રથમ વક્તા, પાત્ર તથા તે વેળાની અવસ્થા અથવા પરિસ્થિતિના વિચારની આવશ્યકતા હોવાથી અત્યારે આપણે એ વિચારના કાર્યમાં પ્રવૃત્ત થઇશું. ગીતામાં વક્તા શ્રી કૃષ્ણ ભગવાન્ છે, પાત્ર તેમનો સખા અથવા સુહૃદ્ વીરશ્રેષ્ટ અર્જુન છે અને અવસ્થા અથવા પરિસ્થિતિ કુરુક્ષેત્રના ભીષણ યુદ્ધ અથવા નરહત્યાકાંડનો આરંભ છે.

કેટલાક પુરુષોનો એવો અભિપ્રાય છે કે: 'મહાભારત માત્ર

એક રૂપક એટલે કે કાલ્પનિક કથા હોવાથી ભગવાનને શ્રી કૃષ્ણનું, જીવને અર્જુનનું, ષડ્‌રિપુઓને કૌરવોનું અને મુક્તિદાયિની વૃત્તિઓને પાંડવસેનાનું રૂપ આપવામાં આવ્યું છે.' પરંતુ આવી રીતે જેટલા પરિમાણમાં મહાભારતને કાવ્યજગતમાં હીન સ્થાન આપવામાં આવે છે, એટલે કે, જેટલા પરિમાણમાં તેની ઐતિહાસિકતાનો અસ્વીકાર કરવામાં આવે છે, તેટલા જ પરિમાણમાં ગીતાની ગંભીરતા, કર્મવીરોના જીવનમાં થનારી તેની ઉપયોગિતા અને તેમાં રહેલી ઉચ્ચ માનવજાતિની ઉન્નતિકારિણી શિક્ષા ન્યૂન તથા નષ્ટ થઇ જાય છે, એ કોઇ પણ જાણી શકે તેમ છે. કુરુક્ષેત્રનું યુદ્ધ તે ગીતાચિત્રની કેવળ ફ્રેમ નથી, કિન્તુ ગીતામાં અપાયલી શિક્ષાનું મૂળ કારણ તેમ જ ગીતાનિર્દિષ્ટ ધર્મના સંપાદન અથવા ઉપાર્જનનું શ્રેષ્ઠતમ ક્ષેત્ર છે; એટલામાટે જો કુરુક્ષેત્રના યુદ્ધના કાલ્પનિક અર્થને જ સ્વીકારી લેવામાં આવે, તો ગીતાનો ધર્મ તે વીરનો ધર્મ તથા સંસારનો આચરણીય ધર્મ ન થતાં સંસારમાટે સર્વથા અનુપયોગી તથા નિરર્થક શાન્ત સંન્યાસધર્મમાં પરિણત થઇ જાય, એ સર્વથા સ્વાભાવિક છે; અને જો એમ થાય, તો ગીતાની અત્યારે જે મહત્તા છે તે તો અવિચળ ન જ રહી શકે એ સ્પષ્ટ છે.

ગીતાના વક્તા શ્રી કૃષ્ણ છે અને શાસ્ત્રોમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે કે શ્રી કૃષ્ણ તે ભગવાન્ પોતે જ છે. ગીતામાં શ્રી કૃષ્ણે પોતે પણ પોતાને ભગવાન્ તરીકે જ ઓળખાવેલા છે. ગીતાના ચતુર્થ અધ્યાયમાં અવતારવાદ તથા દશમ અધ્યાયમાં વિભૂતિવાદનું અવલંબન કરીને ભગવાન્ સર્વ ભૂતો–જીવો–ના દેહોમાં પ્રચ્છન્ન–ગુપ્ત–ભાવથી અધિષ્ઠિત થયેલા છે, અમુક વિશિષ્ટ ભૂતોમાં એટલે કે વિશિષ્ટ પુરુષોમાં શક્તિવિકાસના યોગે કેટલાક પરિમાણમાં વ્યક્ત થયેલા છે અને શ્રી કૃષ્ણના દેહમાં પૂર્ણાંગરૂપે અવતીર્ણ થયેલા છે એટલે કે શ્રી કૃષ્ણ ઇશ્વરના સંપૂર્ણ અવતાર છે, એવા પ્રકારનાં સ્પષ્ટ વિધાન કરાયલાં છે. કેટલાક પુરુષોની

એવી માન્યતા જોવામાં આવે છે કે શ્રી કૃષ્ણ, અર્જુન અને કુરુક્ષેત્ર આદિ સર્વ રૂપક હોવાથી એ રૂપકને ત્યાગી દઇને જ ગીતામાં સમાયલી શિક્ષાને તારવી કાઢવાની આવશ્યકતા છે; તથાપિ આશ્ચર્યનો વિષય એ જ છે કે આવા આક્ષેપકો પોતે જ તેમનાં પોતાનાં માનેલાં એ રૂપકોને ત્યાગીને ગીતામાં સમાયલી શિક્ષાના અંશને જૂદો તારવી શકતા નથી; એટલે કે, તેમનાથી શ્રી કૃષ્ણ, અર્જુન તથા કુરુક્ષેત્ર આદિનો ત્યાગ કરી શકાતો નથી; કારણ કે, જો અવતારવાદ સત્ય હોય, તો પછી શ્રી કૃષ્ણનો અસ્વીકાર કેવી રીતે અને કેમ કરીને કરી શકાય વારૂ? એટલામાટે ગીતામાં સમાયલાં જ્ઞાન તથા શિક્ષણના પ્રચારક સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ અને સર્વવ્યાપક પરમાત્મા પરમેશ્વર પોતે જ છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ.

શ્રી કૃષ્ણ પરમેશ્વરના અવતાર હોવાથી માનવ દેહમાં અવતરીને મનુષ્યના શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ધર્મને સ્વીકારી તદ્નુસાર લીલા કરી ગયા છે. તેમની એ લીલાની દશ્ય તથા અદશ્ય અથવા પ્રકાશ્ય તથા ગૂઢ શિક્ષાને આપણે આપણા અધિકારમાં લાવી શકીએ, તો એ વિશ્વવ્યાપિની લીલાનાં અર્થ, ઉદ્દેશ તથા પ્રણાલી આદિ પોતાની મેળે જ આપણા જાણવામાં આવી શકે તેમ છે. પૂર્ણ જ્ઞાનપ્રવર્ત્તિત કર્મ એ લીલાનું પ્રધાન અંગ છે અને તે કર્મના મધ્યમાં તથા એ લીલાના મૂળમાં કયું જ્ઞાન સમાયલું હતું, એનો જ ગીતામાં પ્રકાશ કરાયલો છે.

મહાભારતના શ્રી કૃષ્ણ કર્મવીર, મહાયોગી, મહાસંસારી, સામ્રાજ્યસ્થાપક, રાજનીતિજ્ઞ તથા યોદ્ધા હતા અને ક્ષત્રિયદેહમાં બ્રહ્મજ્ઞાની હતા. તેમના જીવનમાં મહાશક્તિનો અતુલનીય વિકાસ અને તેમની રહસ્યમયી ક્રીડા દૃષ્ટિગોચર થયા કરે છે અને તે રહસ્યની જે વ્યાખ્યા છે તેનું જ નામ ગીતા છે.

શ્રી કૃષ્ણ જગત્પ્રભુ તથા વિશ્વવ્યાપક વાસુદેવ હોવાથી તેમણે

પોતાના મહિમાને ગુપ્ત રાખીને તથા પિતા, પુત્ર, ભ્રાતા, પતિ, સખા, મિત્ર અને શત્રુ ઈત્યાદિ સંબંધોને મનુષ્યો સાથે સ્થાપીને પોતાની લીલા કરેલી છે. શ્રી કૃષ્ણના જીવનમાં આર્ય જ્ઞાનનું જે શ્રેષ્ઠતમ રહસ્ય અને ભક્તિમાર્ગનું ઉત્તમ શિક્ષણ ગૂઢ ભાવથી ભરેલું છે, તેનું તત્ત્વ પણ ગીતામાં અપાયલા ઉપદેશમાં જ સમાયલું છે.

કલ્પકલ્પમાં અથવા તો યુગયુગમાં ભગવાન્ પૂર્ણાંગ રૂપથી અવતાર ધારે છે, એવો નિયમ હોવાથી શ્રી કૃષ્ણ ભગવાને પણ દ્વાપર તથા કલિયુગના સંધિકાળમાં જ અવતાર ધારેલો છે. કલિયુગ ચારે યુગમાં જેટલો સર્વથી અધમ છે તેટલો જ સર્વથી શ્રેષ્ઠ યુગ પણ છે; કારણ કે, એ યુગના એટલે કે માનવજાતિની ઉન્નતિના પ્રધાન શત્રુ અને પાપપ્રવર્ત્તક કલિના રાજ્યકાળમાં જો કે માનવજાતિની અત્યન્ત અવનતિ તથા અધોગતિ થઇ જાય છે; તથાપિ એથી એટલો લાભ તો અવશ્ય થાય છે કે જેવી રીતે વિઘ્નો કિંવા બાધાઓ સાથે યુદ્ધ કરતાં કરતાં શક્તિની વૃદ્ધિ થતી જાય છે અને જીર્ણતાનો ધ્વંસ થતાં નવીનતાનો ઉદ્‌ભવ થતો દેખાય છે; તેવો જ પ્રકાર અને તેવો જ નિયમ કલિયુગમાં પણ દૃષ્ટિગોચર થાય છે; એટલે કે, વિશ્વના ક્રમવિકાસના યોગે જે અશુભતર અંશોનો વિનાશ થતો જાય છે, તે અશુભતર અંશો કલિયુગમાં અતિવિકાસના પરિણામે સર્વથા નષ્ટ થઇ જાય છે એટલે તેમના ખાલી પડેલા સ્થાનમાં શુભતર અંશોનાં બીજ પ્રેરાય છે, અંકુરિત થાય છે અને ત્યાર પછી સત્યયુગમાં વૃક્ષના રૂપમાં પરિણત થઈ જાય છે. જેવી રીતે જ્યોતિર્વિદ્યાના નિયમ અનુસાર એક ગ્રહની દશામાં સર્વ ગ્રહોની અન્તર્દશાનો ભોગ આવી પડે છે, તેવી જ રીતે સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચારે યુગો પોત પોતાની અન્તર્દશાને ક્રમાનુસાર વારંવાર ભોગવતા હોય છે. આવા પ્રકારની ચક્રગતિના કારણથી કલિયુગની સત્તાના સમયમાં એક વાર ઉન્નતિ થાય છે તો વળી પાછી ઘોર અધોગતિ થઇ જાય છે અને કોઈ વાર ઘોર અવનતિ અચાનક ઉન્નતિના રૂપમાં ફેરવાઈ જતાં તે

ઉન્નતિના યોગે સાક્ષાત્ ભગવાનના દર્શન તથા સાક્ષાત્કારનો અલભ્ય યોગ પણ આવી મળે છે. દ્વાપર અને કલિયુગના સંધિકાળમાં ભગવાને અવતાર ધારીને અશુભનો અતિવિકાસ, અશુભનો નાશ, શુભના બીજનું આરોપણ અને અંકુરનો વિકાસ કરવામાટે અનુકૂલ થઇ પડે તેવી પરિસ્થિતિની વ્યવસ્થા કર્યા પછી કલિયુગનો આરંભ થયેલો છે. શ્રી કૃષ્ણ સત્યયુગને લાવવામાટે ઉપયુક્ત થનારાં ગુહ્ય જ્ઞાન તથા કર્મપ્રણાલીને ગીતારૂપ ભંડારમાં રાખી ગયા છે એને તેથી કલિયુગની સત્ય અંતર્દશાના આગમનકાળમાં ગીતાધર્મના વિશ્વ-વ્યાપક પ્રચારની અત્યંત આવશ્યકતા છે, એનો તો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ; અને અત્યારે કલિયુગની સત્ય અન્તર્દશાનો સમય વર્ત્તમાન હોવાથી એ ગીતાનો, કેવળ જ્ઞાની, અને પંડિતો જ નહિ, કિન્તુ સર્વ જાતિનાં અને સર્વ સ્થિતિનાં મનુષ્યો સમભાવથી આદર કરવા લાગ્યાં છે; માત્ર એટલું જ નહિ, પરંતુ જે દેશના લોકો સનાતન આર્ય ધર્મના અનુયાયી નથી તેવા વિધર્મીયોના દેશોમાં પણ ગીતાના આદરસત્કારયુક્ત પ્રચારનો આરંભ થઇ ગયો છે.

આ સર્વ કારણોથી વક્તા શ્રી કૃષ્ણથી તેમના ગીતારૂપ વાક્યને ભિન્ન કિંવા વિભક્ત કરી શકાય તેમ છે જ નહિ. શ્રી કૃષ્ણ ગીતામાં ગુપ્ત રહેલા હોવાથી ગીતા શ્રી કૃષ્ણની વાઙ્મયી મૂર્ત્તિ છે, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી.

**પાત્ર**

ગીતામાં ઉપદેશાયલા જ્ઞાનનું પાત્ર પાંડવશ્રેષ્ઠ મહાવીર ઇન્દ્રનન્દન અર્જુન છે. જેવી રીતે ગીતાથી તેના વક્તાને વિભક્ત કરતાં ગીતાના ઉદ્દેશ તથા નિગૂઢ અર્થના ઉદ્ધારનું કાર્ય કઠિન થવાનો સંભવ છે; તેવી જ રીતે ગીતાના પાત્રને કાઢી નાખવાથી પણ ગીતાના અર્થની

હાનિ થવાની સંભાવના છે, એ સદા સર્વદા સ્મરણમાં રાખવા યોગ્ય વિષય છે.

અર્જુન શ્રી કૃષ્ણનો સખા હતો. જેઓ શ્રી કૃષ્ણના સમ-સામયિક એટલે કે સમકાલિક હતા અને એક જ કર્મક્ષેત્રમાં અવતરેલા હતા, તેમણે માનવદેહધારી પુરુષોત્તમ સાથે પોતપોતાના અધિકાર અને પૂર્વકર્મના ભેદ અનુસાર નાના પ્રકારના સંબંધો સ્થાપ્યા હતા. ઉદ્ધવ શ્રી કૃષ્ણનો ભક્ત હતો, સાત્યકિ તેમનો અનુગત સહચર તથા અનુચર હતો અને રાજા યુધિષ્ઠિર તેમની મંત્રણાથી ચાલતો આત્મીય તથા બન્ધુ હતો; કિન્તુ એમનામાંની કોઇ પણ વ્યક્તિ શ્રી કૃષ્ણ સાથે અર્જુન સમાન ઘનિષ્ઠતમ સંબંધને સ્થાપી શકી નહોતી. સમવયસ્ક પુરુષોનો જેટલા પરિમાણમાં પરસ્પર મધુરતમ તથા નિકટતમ સંબંધ થઈ શકે છે; તેટલા પરિમાણમાં શ્રી કૃષ્ણ તથા અર્જુનનો પરસ્પર મધુરતમ તથા નિકટતમ સંબંધ વિદ્યમાન હતો. અર્જુન શ્રી કૃષ્ણનો ભ્રાતા હતો, સખા હતો અને તેમની પ્રાણપ્રતિમ ભગિની સુભદ્રાનો સ્વામી હતો. ગીતાના ચતુર્થ અધ્યાયમાં ભગવાન્ શ્રી કૃષ્ણે અર્જુનને ગીતાના પરમ રહસ્યના શ્રવણના પાત્ર તરીકે દર્શાવતાં પોતાના એ પરસ્પર ઘનિષ્ઠ સંબંધનું પણ દર્શન કરાવ્યું છે અને તે આ પ્રમાણેઃ—

**"स एवाऽयं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥"**

"આ પુરાતન, ઉત્તમ અને ગુપ્ત યોગનો મેં આજે તારા સમક્ષ એટલામાટે જ પ્રકાશ કર્યો છે કે તું મારો ભક્ત અને સખા—મિત્ર—છે. જો જગત્નું કોઇ પણ શ્રેષ્ઠ તથા પરમ રહસ્ય હોય તો તે એ યોગ જ છે"

એ જ પ્રમાણે ગીતાના અષ્ટાદશ અધ્યાયમાં ગીતાના કેન્દ્રરૂપ કર્મયોગના મૂળમંત્રને વ્યક્ત કરતી વેળાયે શ્રી કૃષ્ણના મુખથી એ જ

વિષયની પુનરુક્તિ થયેલી છે અને તે આવી રીતઃ—

" सर्वगुह्यतमं भूयः श्रृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ "

"હવે તું મારા સર્વથી ગુહ્યતમ તથા પરમ વચનને સાંભળી લે; કારણ કે, તું મને અત્યન્ત પ્રિય છે અને તેથી જ તારા સમક્ષ મારે એ શ્રેષ્ઠ માર્ગનો પ્રકાશ કરવાનો છે."

ઉપર આપેલા બન્ને શ્લોકોનું તાત્પર્ય શ્રુતિને અનુકૂલ છે; કારણ કે, 'કઠોપનિષદ્' માં કહેવાયલું છે કેઃ—

" नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य
स्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥ "

"એ પરમાત્મા દાર્શનિકોની વ્યાખ્યાદ્વારા નથી મળતો, મેધાશક્તિદ્વારા પણ નથી મળતો અને શાસ્ત્રોના વિશાળ જ્ઞાનદ્વારા પણ નથી મળતો; કિન્તુ પરમેશ્વર જેના પર પ્રસન્ન થાય છે તેને જ પરમાત્માની પ્રાપ્તિ થઇ શકે છે અને તેના સમક્ષ જ પરમાત્મા પોતાના શરીરનો પ્રકાશ કરે છે." એટલામાટે જે ભગવાન્ સાથે સખ્ય અથવા મૈત્રી આદિ મધુર સંબંધને સ્થાપવા સમર્થ થયો હતો, તે અર્જુન જ જો ગીતામાં વ્યક્ત કરાયલા જ્ઞાનના ઉત્તમ પાત્ર તરીકે સ્વીકારાયો હોય, તો તે સર્વથા સ્વભાવિક જ છે.

આમાં વળી જે એક બીજી અત્યંત પ્રયોજનીય કથા ગુપ્ત રહેલી છે, તે એ કે, ભગવાન્ શ્રી કૃષ્ણે અર્જુન એકશરીરધારી હોવા છતાં તેને ભક્ત તથા સખા એવાં સંબોધનોવડે સંબોધેલો છે અને તેનું કારણ એ છે કે ભક્તો નાનાવિધ હોવાથી કોઇને પણ 'ભક્ત'

સંબોધનથી બોલાવતાં સ્વાભાવિક જ ગુરુ તથા શિષ્યના સંબંધનું સ્મરણ થઈ આવે છે; અર્થાત્ ભક્તની ભક્તિના મૂળમાં પ્રેમ તો હોય છે જ; છતાં પણ સાધારણતઃ બાધ્યતા, સન્માન અને અંધભક્તિ અથવા અંધશ્રદ્ધા એનું વિશિષ્ટ લક્ષણ છે અને તેથી ભક્ત તથા સખા વચ્ચે મહદ્ અંતરાય રહેલો છે. જેઓ સખા અથવા મિત્ર હોય છે તેઓ એક બીજાનું સન્માન કરતા નથી, પરસ્પર ક્રીડાકૌતુક, આમોદ અને સ્નેહસંભાષણ કરતા રહે છે; ક્રીડામાટે તેઓ એક બીજાનો ઉપહાસ કરે છે અને કવચિત્ ગાળો પણ ભાંડે છે; માત્ર એટલું જ નહિ, પણ કોઈ વેળા તમાચાબાજી અને હોંસાબાજી પણ કરી બેસે છે; સારાંશ કે, એક સખા સદાસર્વકાળ પોતાના સખાનો દબાયલો હોતો નથી. એક સખાની જ્ઞાનગરિમા તથા કપટહીન હિતૈષિતાથી મુગ્ધ થઇને અન્ય મિત્ર કદાચિત્ તેના ઉપદેશ અનુસાર ચાલતો હોય, તો પણ ભક્ત પ્રમાણે તે અંધભાવથી નથી ચાલતો, કિન્તુ તેની સાથે તર્કવિતર્ક કરે છે, તેને પોતાના સંદેહો દર્શાવે છે અને કેટલીક વાર તેના વાદનો પ્રબળ પ્રતિવાદ પણ કરે છે. ભયનો ત્યાગ એ મૈત્રીસંબંધની પ્રથમ શિક્ષા છે અને સન્માનના બાહ્ય આડંબરનું વિસર્જન એ તેની દ્વિતીય શિક્ષા છે; તેમ જ મૈત્રીસંબધની પ્રથમ તથા અંતિમ કથા એક માત્ર પ્રેમમાં જ સમાઈ જાય છે. સારાંશ કે, જે કોઈ પણ જગત્ કિંવા સંસારને માધુર્યમય, રહસ્યમય, પ્રેમમય તથા આનન્દમય ક્રીડા જાણીને ભગવાનને ક્રીડાના સહચર રૂપે સ્વીકારી મૈત્રીના સંબંધથી બાંધી લે છે તે જ ગીતામાં પ્રકાશિત થયેલા જ્ઞાનને પાત્ર થઇ શકે છે, એ નિર્વિવાદ છે. જે ભગવાનનાં મહિમા, પ્રભુત્વ, જ્ઞાનગૌરવ તથા ભીષણત્વને પણ હૃદયંગમ કરી લે છે, એટલે કે, તેનાથી ભયભીત ન થતાં તેની સાથે નિર્ભયતા તથા હસિત મુખથી રમતો રહે છે, તે જ ગીતામાં વર્ણવાયલા જ્ઞાનને પાત્ર થાય છે, એમાં સંશયનો સંભવ છે જ નહિ.

સખ્યસંબંધ અથવા મૈત્રીસંબંધમાં ક્રીડાના છળથી અન્ય સર્વ

સંબંધો અંતર્ભુક્ત થઇ શકે છે. જો વચ્ચે ગુરુશિષ્યસંબંધની પ્રતિષ્ઠા થાય, તો તે અતિશય મધુર થઇ પડે છે અને તેટલામાટે જ અર્જુને ગીતાના પ્રારંભમાં શ્રી કૃષ્ણ સાથે એ ગુરુશિષ્યના મધુર સંબંધની જ સ્થાપના કરેલી છે; એટલે કે, અર્જુને શ્રી કૃષ્ણને સંબોધીને કહેલું છે કે: " હે કૃષ્ણ, આપ મારા પરમ હિતૈષી બન્ધુ હોવાથી હું આપના વિના અન્ય કોના શરણને સ્વીકારૂં વારૂ ? કારણ કે, મારી બુદ્ધિ હણાઇ ગઈ છે, કર્તવ્યના ભયથી હું ભીત થયેલો છું; કર્તવ્યના સંબંધમાં મારા વિચારો સંદિગ્ધ રહ્યા કરે છે અને મારા અંતઃકરણમાં તીવ્ર શોક વ્યાપી રહ્યો છે. આપ મારી રક્ષા કરો, મને યોગ્ય ઉપદેશ આપો અને મને યોગ્ય માર્ગ દર્શાવો; કારણ કે, મારા ઐહિક તથા પારલૌકિક કલ્યાણનો સમસ્ત ભાર મેં આપના શિર-પર જ મૂકી દીધો છે એટલે હવે મારા કલ્યાણની વ્યવસ્થા આપે જ કરવાની છે." અર્જુન આવા ભાવને હૃદયમાં ધારીને સમસ્ત માનવજાતિના સખા અને સહાયક શ્રી કૃષ્ણ સમક્ષ જ્ઞાનને મેળવવાની લાલસાથી આવ્યો હતો. આમાં કેટલેક અંશે માતૃસંબંધ અથવા વાત્સલ્યભાવનો પણ સમાવેશ થયેલો દેખાય છે; કારણ કે, વિશ્વનો એક એવો નિયમ જ છે કે જે વયમાં જ્યેષ્ઠ તથા જ્ઞાનમાં શ્રેષ્ઠ હોય છે તે પોતાથી વયમાં અલ્પ તથા અલ્પવિદ્ય સખાનું માતા સમાન કલ્યાણ ઇચ્છે છે, તેની રક્ષા કરે છે, તેનું યત્નપૂર્વક લાલનપાલન કરે છે અને તેને સદાસર્વદા પોતાના અંક–ખોળા–માં રાખીને વિપત્તિ તથા અકલ્યાણથી તેનું પરિત્રાણ કર્યા કરે છે; અર્થાત્ જેણે શ્રી કૃષ્ણ સાથે સખા તરીકેનો સંબંધ સાંધેલો હતો, તે અર્જુન સમક્ષ શ્રી કૃષ્ણે પોતાના માતૃરૂપનો પણ પ્રકાશ કર્યો હતો. વળી સખ્ય અથવા મૈત્રીમાં જેવી રીતે માતૃપ્રેમની ગંભીરતા રહેલી હોય છે તેવી જ રીતે તેમાં દામ્પત્ય પ્રેમની તીવ્રતા તથા ઉત્કટ આનંદનો પણ નિવાસ હોય છે. એક મિત્ર પોતાના અન્ય મિત્રના સાન્નિધ્ય અથવા સંયોગને નિરંતર ઇચ્છતો રહે છે, તેના વિરહ અથવા વિયોગથી તે શોકાતુર

થઈ જાય છે, તેના શરીરના સ્પર્શથી પુલકિત થાય છે અને તેના માટે જો પોતાના પ્રાણોનું પણ વિસર્જન કરવું પડે, તો પ્રાણવિસર્જનમાં પણ તેને આનન્દનો જ સાક્ષાત્કાર થયા કરે છે. મૈત્રીની ક્રીડામાં જો દાસ્યસંબંધ અથવા દાસ્યભાવ પણ આવીને સમાવિષ્ટ થઇ જાય, તો તેથી વળી મૈત્રીસંબંધ વિશેષ મધુર થઇ જાય છે અને એટલામાટે જ કહેવામાં આવ્યું છે કે જે વ્યક્તિ જેટલા પરિમાણમાં પુરુષોત્તમ સાથે મધુર સંબંધ સાંધી શકે છે તેટલા વિશેષ પરિમાણમાં તેનો મૈત્રીભાવ અથવા સખ્યભાવ પ્રસ્ફુટિત થાય છે; એટલે કે, તેટલા વિશેષ પરિમાણમાં ગીતામાં વર્ણવાયલા જ્ઞાનનું પાત્રત્વ તેનામાં આવી શકે છે.

કૃષ્ણનો મિત્ર અર્જુન મહાભારતનો પ્રધાન કર્મી છે અને ગીતામાં કર્મયોગનું શિક્ષણ જ સર્વથી પ્રધાન :શિક્ષણ છે, એ નવીનતાથી કહેવાની કે લખવાની આવશ્યકતા છે જ નહિ. જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ઇશ્વરપ્રાપ્તિના ત્રણ માર્ગો લેશ માત્ર પણ પરસ્પર વિરોધી નથી; કારણ કે, કર્મમાર્ગમાં જ્ઞાનપ્રવર્ત્તિત કર્મવડે ભક્તિથી પ્રાપ્ત થયેલી શક્તિનો ઉપયોગ અથવા પ્રયોગ કરીને ભગવાનના ઉદ્દેશથી ભગવાન્ સાથે મળી જઇ તેનાં જ દેખાડેલાં એટલે કે તેની આજ્ઞા પ્રમાણેનાં કર્મ કરવાં, એ જ ગીતાનો ઉપદેશ છે. જેઓ સંસારનાં દુઃખોથી ભયભીત થયેલા હોય, વૈરાગ્યથી પીડાયલા હોય, જેમનામાં જન્મથી જ તૃષ્ણાનો અભાવ રહેલો હોય અને લીલાને સર્વથા ત્યાગીને કેવળ અનન્તના અંકમાં જ અદૃશ્ય થઇ જવાની ઇચ્છા ધરાવતા હોય, તેવા પુરુષોનો માર્ગ એ માર્ગથી સર્વથા ભિન્ન તથા સ્વતંત્ર હોવો જોઇએ અને છે પણ તેમ જ; પરંતુ વીરશ્રેષ્ઠ મહાધનુર્ધર અર્જુનની એવી કોઈ પણ ઇચ્છા કિંવા ભાવના હતી જ નહિ અને શ્રી કૃષ્ણ ભગવાને કોઇ શાન્ત સંન્યાસી કિંવા કોઈ દાર્શનિક જ્ઞાની સમક્ષ આ ઉત્તમ રહસ્યનો પ્રકાશ ન

કરતાં તેમ જ કોઇ અહિંસાપરાયણ બ્રાહ્મણને પોતાના ઉપદેશને પાત્ર ન ગણતાં મહાપરાક્રમી, તેજસ્વી અને ક્ષત્રિય સુભટ અર્જુનને જ અતુલનીય જ્ઞાનલાભના ઉપર્યુક્ત પાત્ર તરીકે સ્વીકારી લીધો, તેનું કારણ પણ એ જ છે; કારણ કે, જે સંસારસમરાંગણમાં જય કિંવા પરાજયના પ્રસંગે અચલ અને એકરૂપ રહે છે તે પુરુષ જ આ ઉપદેશના ગૂઢતમ સ્તરમાં પ્રવેશવાને સમર્થ થઈ શકે છે. આ કારણથી જ એમ કહેવાયલું છે કે: "नाऽयमात्मा बलहीनेन लभ्यः" જે પુરુષ મુમુક્ષા એટલે કે મુક્તિને મેળવવાની ઇચ્છા કરતાં ભગવાનને મેળવવાની આકાંક્ષાને જ પોતાના અંતઃકરણમાં વિશેષતાથી પોષે છે, તે જ પુરુષ ઇશ્વરસાક્ષાત્કારનો આસ્વાદ પામીને પોતાને નિત્યમુક્ત સ્વભાવવાન્ તરીકે ઓળખી શકે છે અને મુમુક્ષાને અજ્ઞાનના અંતિમ આશ્રય તરીકે ઓળખી તેને ત્યાગી દેવાને સમર્થ થાય છે. જે પુરુષ તામસ તથા રાજસ અહંકારને ત્યાગીને સાત્ત્વિક અહંકારમાં પણ બદ્ધ થવા નથી ઇચ્છતો, તે પુરુષ જ ગુણાતીત થઈ શકે છે. અર્જુને ક્ષાત્ર ધર્મને પાળવામાં રાજસ વૃત્તિની ચરિતાર્થતા કરી હતી અને તેવી જ રીતે સાત્ત્વિક આદર્શને સ્વીકારવામાં રજઃશક્તિને સત્ત્વમુખી કરી નાખી હતી એટલે એ પાત્ર જો ગીતામાં વર્ણવાયલા ઉપદેશનો ઉત્તમ આધાર થાય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ?

અર્જુન તેના સમકાલિક મહાપુરુષોમાં કાંઈ સર્વથી શ્રેષ્ઠ પુરુષ ન હોતો; કારણ કે, આધ્યાત્મિક જ્ઞાનના વિષયમાં શ્રી વ્યાસજી તેનાથી શ્રેષ્ઠ હતા; તે યુગના સર્વ પ્રકારના સાંસારિક જ્ઞાનના વિષયમાં પિતામહ ભીષ્મ જેવી શ્રેષ્ઠતા અન્ય કોઇ પણ પુરુષની નહોતી; જ્ઞાનતૃષ્ણાના વિષયમાં રાજા ધૃતરાષ્ટ્ર તથા વિદુરજી સર્વશ્રેષ્ઠ હતા; ભક્તિના વિષયમાં ઉદ્ધવ તથા અક્રૂરની શ્રેષ્ઠતા અદ્વિતીય હતી; સાધુતા તથા સાત્ત્વિક ગુણના વિષયમાં ધર્મરાજ યુધિષ્ઠિર સર્વથી શ્રેષ્ઠ હતા અને સ્વાભાવિક શૌર્ય તથા પરાક્રમના વિષયમાં પાંડવોના જ્યેષ્ઠ ભ્રાતા અને મહારથી

કર્ણની સ્પર્ધા કિંવા સમાનતા કરી શકે એવો અન્ય કોઇ પણ શ્રેષ્ઠ વીર તે કાળમાં અસ્તિત્વ ધરાવતો જ નહોતો; છતાં પણ જગત્પ્રભુએ અર્જુન પ્રતિ જ પોતાની પ્રસન્નતા દર્શાવી, અને તેના હસ્તમાં જ અચલા જયશ્રી તથા ગાંડીવ ધનુષ્ય આદિ દિવ્ય અસ્ત્રો સમર્પીને તેના હસ્તથી જ ભારતવર્ષના સહસ્રાવધિ વિશ્વવિખ્યાત યોદ્ધાઓનો નાશ કરાવી યુધિષ્ઠિરના નિષ્કંટક સામ્રાજ્યની અર્જુનના પરાક્રમથી મેળવેલા દાનરૂપે સ્થાપના કરી દીધી; માત્ર એટલું જ નહિ, પણ ગીતામાં વર્ણવાયલા પરમ જ્ઞાનના પાત્ર તરીકે પણ અર્જુનને જ ચૂંટી કાઢયો, એનું પણ કાંઈ કારણ તો હોવું જ જોઇએ. વળી મહાભારતનો નાયક અને પ્રધાન કર્મવીર પણ અર્જુન છે અને તેથી તે કાવ્યનો પ્રત્યેક અંશ તેની જ યશઃકીર્તિની ઘોષણા કરી રહ્યો છે. આ પુરુષોત્તમ શ્રી કૃષ્ણ કિંવા મહાભારતના રચયિતા શ્રી વ્યાસજીનો અન્યાય કે પક્ષપાત તો નથી જ; કારણ કે, એ ઉત્કર્ષમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવાનું તથા આત્મસમર્પણનું જ શ્રેષ્ઠ પરિણામ કિંવા મધુર ફળ છે, એ તત્કાળ આપણા જાણવામાં આવી શકે તેમ છે. અર્થાત્ જેણે પુરુષોત્તમ શ્રી કૃષ્ણમાં પરમ શ્રદ્ધા રાખી કોઈ પણ પ્રકારના સ્વત્વને ન દર્શાવતાં પોતાના શુભ તથા અશુભ, મંગળ તથા અમંગળ અને પુણ્ય તથા પાપ આદિનો સમસ્ત ભાર શ્રી કૃષ્ણને જ સમર્પી દીધો હતો; પોતાના પ્રિય કર્મમાં આસક્તિ ન રાખતાં જે શ્રી કૃષ્ણની આજ્ઞા અનુસાર કર્મ કરવાને તત્પર થયો હતો; જેણે પોતાની પ્રિય-વૃત્તિઓની સાર્થકતા ન કરતાં શ્રી કૃષ્ણની પ્રેરેલી વૃત્તિઓને સ્વીકારી લીધી હતી અને પોતાના પ્રશંસિત ગુણોને આગ્રહ પૂર્વક વળગી ન રહેતાં શ્રી કૃષ્ણના આપેલા ગુણ તથા તેની પ્રેરણાને તેના જ કાર્યમાં નિયુક્ત કર્યા હતાં; તે શ્રદ્ધાવાન્ અને અહંકારરહિત કર્મયોગી, પુરુષોત્તમ શ્રી કૃષ્ણના પ્રિયતમ સખા અને શક્તિના ઉત્તમ આધાર અર્જુન દ્વારા જો વિશ્વનું વિરાટ્ કાર્ય નિર્દોષ રૂપથી સંપન્ન અથવા સંપૂર્ણ થયું હોય, તો તેમાં આશ્ચર્યનો અવકાશ છે જ નહિ.

ઇસ્લામ ધર્મના પ્રવર્તક હજરત મહમ્મદ પયગંબર પણ એવા જ શ્રેષ્ઠ યોગીશ્વર હતા. અર્જુન પણ એવી જ રીતે આત્મસમર્પણના કાર્યમાં નિરંતર તત્પર રહ્યા કરતો હતો અને તેની એ તત્પરતા જ શ્રી કૃષ્ણની તેનાપરની પ્રસન્નતા તથા તેના માટેની શુભ ભાવનાનું મુખ્ય કારણ હતું, એ સર્વથા સ્પષ્ટ હોવાથી એના વિશેષ વિવરણની આવશ્યકતા નથી. સારાંશ કે, જે કોઇ પણ સંપૂર્ણ આત્મસમર્પણનો દૃઢ ઉદ્યોગ કરે છે, તે જ ગીતામાં વર્ણવાયલા જ્ઞાનનો ઉત્તમ અધિકારી થાય છે અને શ્રી કૃષ્ણ તેના ગુરુ તથા મિત્ર થઇને તેના આ લોક તથા પરલોકના સમસ્ત ભારને પોતાના શિરપર ધારી લે છે.

## અવસ્થા અથવા પરિસ્થિતિ

મનુષ્યની પ્રત્યેક કૃતિ તથા ઉક્તિના ઉદ્દેશ તથા કારણને જાણવામાટે તે કાર્ય કઇ અને કેવી અવસ્થામાં કરાયલું છે તેમ જ તે ઉક્તિ કઇ અને કેવી પરિસ્થિતિમાં વ્યક્ત થયેલી છે, એ પ્રથમ જાણી લેવાની આવશ્યકતા છે. ત્યારે અહીં પ્રશ્ન એ થાય છે કે જ્યારે ગીતાનો પ્રકાશ થયો હતો તે વેળાયે અવસ્થા અથવા પરિસ્થિતિ કેવા પ્રકારની હતી? એનું ઉત્તર એ જ છે કે, કુરુક્ષેત્રના મહાયુદ્ધના પ્રારંભકાળમાં જ્યારે શસ્ત્રપ્રયોગનો આરંભ થયો હતો—' **प्रवृत्ते शस्त्रसंपाते**—' તેજ વેળાયે ભગવાન્ શ્રી કૃષ્ણે ગીતાનો પ્રકાશ કર્યો હતો. ગીતાના પ્રકાશસમયની આવી વિલક્ષણ પરિસ્થિતિને જોઇને અનેક જનો આશ્ચર્યચકિત તથા સંશયશીલ થઇને પોતાનો એવો અભિપ્રાય દર્શાવે છે કે: 'આ અવસ્ય કવિની અસાવધાનતા કિંવા બુદ્ધિની વિકૃતિનું જ પરિણામ હોવું જોઇએ.' પરંતુ અમારો તો એવો જ દૃઢ નિશ્ચય છે કે તે સમય અને તે સ્થાનમાં, દેશ, કાળ તથા પાત્ર આદિનો વિચાર કરીને, અર્જુન જેવા ભાવાપન્ન અથવા શ્રદ્ધાળુ પાત્ર સમક્ષ શ્રી કૃષ્ણ ભગવાને ગીતોક્ત જ્ઞાનનો પ્રકાશ કરેલો છે અને કવિયે

યથાઘટિત ઘટના વર્ણવેલી હોવાથી એમાં કવિનો કાંઈ પણ દોષ છે જ નહિ.

કુરુક્ષેત્રના યુદ્ધનો પ્રારંભકાળ તે જ ગીતાના પ્રકાશનો સમય છે. જેમણે પ્રબળ કર્મના પ્રવાહમાં પડીને પોતાના વીરત્વ તથા શક્તિ વિકાસની પરીક્ષા જ કરી નથી, તેઓ કદાપિ ગીતામાં વર્ણવાયલા જ્ઞાનના અધિકારી થઇ શકે તેમ નથી. એથી વિરુદ્ધ, જેમણે કોઈ કઠિન મહાવ્રતનો આરંભ કરેલો હોય છે કે જે મહાવ્રતમાં અનેક બાધાઓ, વિઘ્નો, શત્રુઓની વૃદ્ધિ તથા પરાજય આદિની આશંકા સ્વાભાવિક જ ઉત્પન્ન થાય છે અને એવા મહાવ્રતના આચરણથી જેમનામાં દિવ્ય શક્તિનો ઉદ્ભવ થયેલો હોય છે; તે વેળાએ તે મહાવ્રતની અવશિષ્ટ ઉદ્યાપના–પૂર્ત્તિ–માટે અથવા તો ભગવાનના કાર્યની સિદ્ધિમાટે તે મહાવ્રતધારીઓ સમક્ષ આ જ્ઞાનનો પ્રકાશ થાય છે. ગીતા કર્મયોગવડે ભગવાનના સાક્ષાત્કારની ઘટનાનો પણ પોતામાં સમાવેશ કરી દે છે; કારણ કે, શ્રદ્ધા તથા ભક્તિપૂર્ણ કર્મમાંથી જ જ્ઞાનનો જન્મ થાય છે, એટલામાટે ગીતામાં દર્શાવાયલા માર્ગનો પ્રવાસી પોતાના માર્ગને ત્યાગીને દૂરના શાન્તિમય આશ્રમમાં, પર્વતમાં કિંવા નિર્જન અરણ્યમાં પરમેશ્વરનો સાક્ષાત્કાર નથી કરતો; કિન્તુ પોતાના માર્ગના મધ્યભાગમાં અને કર્મના કોલાહલના મધ્યમાં જ તેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યાં જ તે સ્વર્ગીય દીપ્તિ આવીને વિશ્વને પ્રકાશિત કરે છે અને પરમાત્માની મધુર તથા તેજોમયી વાણી તેના કર્ણકુહરમાં પ્રવેશ કરતી દેખાય છે.

અર્થાત્ ઉપર જણાવ્યા પ્રમાણે ગીતાના પ્રકાશનું સ્થાન કુરુક્ષેત્ર એટલે કે સમરક્ષેત્ર હતું, અને તે સ્થળ ઉભય સૈન્યોના મધ્યમાં આવેલું હોવાથી ત્યાં શસ્ત્રપાત થતો હોય, તો તે સ્વાભાવિક જ હતું. જેઓ એ કર્મમાર્ગના પ્રવાસી હોય છે અને આવા પ્રકારના કર્મમાં અગ્રેસર થયેલા હોય છે, તેમને તે જ વેળાએ એટલે કે આવા કોઈ પણ ગુરુતર ક્લેશોત્પાદક સમયમાં કે જ્યારે કર્મવીરોના કર્મ

અનુસાર તેમના અદૃષ્ટની ગતિ આ દિશામાં કે તે દિશામાં સંચાલિત થવાનો સંભવ હોય છે, તેવા સમયમાં જ અકસ્માત્ અને અચાનક તેમના યોગની સિદ્ધિ સાથે તેમને પરમ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે; કારણ કે, તેમનું જ્ઞાન કર્મને અટકાવનારૂં હોતું નથી, કિન્તુ કર્મ સાથે સર્વથા મળી ગએલું હોય છે. એ વાર્તા પણ સત્ય જ છે કે નિર્જન સ્થાનમાં નિવાસ કરીને ધ્યાનમગ્ન થવાથી પોતાના આત્માનો જ્ઞાન સાથે સંયોગ થાય છે અને તેથી જ બુદ્ધિમાન્ પુરુષો અરણ્યનિવાસને વિશેષ પરિમાણમાં ઇચ્છે છે; કિન્તુ ગીતામાં ઉપદેશાયલા યોગમાર્ગના પ્રવાસીઓ મન, પ્રાણ તથા દેહરૂપ આધારને એવા ભાવ સહિત વિભક્ત કરી દે છે કે તેના યોગે તેઓ જનતામાં નિર્જનતા, કોલાહલમાં શાંતિ તથા ઘોર કર્મપ્રવૃત્તિમાં અત્યન્ત નિવૃત્તિનો ઉપભોગ અથવા સાક્ષાત્કાર કરી શકે છે. તેઓ આભ્યંતરને બાહ્ય દ્વારા નિયંત્રિત કરતા નથી, કિન્તુ બાહ્ય વસ્તુને આભ્યંતર વસ્તુદ્વારા જ નિયંત્રિત કરે છે. સાધારણ યોગી સંસારથી ભયભીત થઈ જાય છે અને તેથી સંસારમાંથી પલાયન કરી નિર્જન સ્થાનમાંના યોગાશ્રમનો આશ્રય લઇ ત્યાં જ પોતાના સ્વીકારેલા યોગમાં પ્રવૃત્ત થાય છે; પરંતુ કર્મયોગીના યોગનો આશ્રમ આ સંસાર હોવાથી તે સંસારને ત્યાગીને અન્યત્ર કયાં જાય વારૂ? સાધારણ યોગી બાહ્ય શાન્તિ તથા નીરવતાનો અભિલાષ રાખે છે અને તેની બાહ્ય શાન્તિના ભંગથી તેના તપનો ભંગ થઇ જાય છે; પરંતુ કર્મયોગી અંતરમાં વિશાળ શાન્તિ તથા નીરવતાનો ઉપભોગ કરતો હોય છે; બાહ્ય કોલાહલના યોગે તેની એ અવસ્થા વળી વિશેષ ગંભીર થાય છે અને બાહ્ય તપોભંગથી તેના સ્થિર આંતરિક તપનો ભંગ થતો નથી; કિન્તુ તેનું તપ અવિચલ જ રહે છે. કેટલાક લોકો એવી શંકા દર્શાવે છે કે, 'યુદ્ધમાટે ઉદ્યુક્ત થયેલી સેનાઓના મધ્યભાગમાં શ્રી કૃષ્ણ તથા અર્જુનનો આવા પ્રકારનો તાત્ત્વિક સંવાદ કેવી રીતે સંભવી શકે વારૂ?' એના ઉત્તરમાં જે કહેવાનું છે તે એ જ કે, યોગના પ્રભાવથી

એ અસંભવનીય ઘટના પણ સંભવનીય થઇ જાય છે; અર્થાત્ એ યોગના બળથી યુદ્ધજન્ય કોલાહલના મધ્યમાં હોવા છતાં શ્રી કૃષ્ણ તથા અર્જુનના આંતરિક તથા બાહ્ય પ્રદેશમાં અખંડ શાન્તિ વિરાજી રહી હતી અને તેથી યુદ્ધનો કોલાહલ તે ઉભય જનોને સ્પર્શ કરી શક્યો નહોતો. આમાં કર્મમાર્ગમાં ઉપયોગિની થઇ પડે તેવી એક શિક્ષાનો સમાવેશ થયેલો છે અને તે એ કે જેઓ ગીતામાં ઉપદેશાયલા યોગનું અનુશીલન કરે છે, તેઓ શ્રેષ્ઠ કર્મી હોવાથી કર્મમાં આસક્ત હોતા નથી એટલે કે કર્મના મધ્યમાં જ આત્માના આભ્યંતર આવ્હાનને સાંભળીને તેઓ કર્મથી વિરક્ત થઇ યોગમગ્ન તથા તપસ્યામગ્ન થઇ જાય છે. તેઓ એ તત્ત્વને સારી રીતે જાણતા હોય છે કે: 'કર્મ ભગવાન્‌નું છે, ફળ ભગવાન્‌નું છે, આપણે યન્ત્ર સમાન છીએ અને તેથી ફળમાં આપણો કશો પણ અધિકાર નથી.' આવા પ્રકારના જ્ઞાનથી તેઓ કર્મના ફળને મેળવવામાટેની ઉત્કંઠાને કદાપિ પોતાના હૃદયમાં સ્થાન આપતા જ નથી. વળી તેઓ એ રહસ્યને પણ જાણે છે કે, કર્મયોગની સુવિધામાટે, કર્મની ઉન્નતિમાટે અને જ્ઞાન તથા શક્તિની વૃદ્ધિમાટે જ તે આવ્હાન થાય છે અને તેથી તેઓ કર્મથી વિરક્ત થતાં જરા પણ ડરતા નથી; કારણ કે, તપસ્યામાં વીતાડેલો સમય કદાપિ વ્યર્થ જતો નથી, એવો તેમનો દૃઢ નિશ્ચય થયેલો હોય છે.

પાત્રનો ભાવ કર્મયોગીના શેષ સંદેહને વધારનારો જ થઇ પડે છે. વિશ્વસમસ્યા, સુખદુઃખસમસ્યા અને પાપ તથા પુણ્ય આદિની સમસ્યાથી વ્યાકુલ થઇને અનેક જનો સંસારમાંથી પલાયન કરી જવામે જ શ્રેયસ્કર માની નિવૃત્તિ, વૈરાગ્ય તથા કર્મત્યાગની જ પ્રશંસા કરતા રહે છે. બુદ્ધદેવે જગત્‌ને અનિત્ય તથા દુઃખમય દર્શાવીને નિર્વાણની પ્રાપ્તિનો માર્ગ દર્શાવેલો છે; જેજસ્ ક્રાઇસ્ટ અને મહાત્મા ટૉલ્સ્ટૉય ઇત્યાદિ પુરુષો માનવ જાતિની સંતાનોત્પાદિકા વિવાહપદ્ધતિ તથા જગતના ચિરંતન નિયમયુદ્ધના ઘોર વિરોધી હોય એમ સ્પષ્ટ

દેખાઇ આવે છે; સંન્યાસીઓ કહે છે કે: 'કર્મનો જન્મ અજ્ઞાનમાંથી થયેલો હોવાથી કર્મને ત્યાગો, કર્મથી દૂર ભાગો અને સદા સર્વદા શાન્ત તથા નિષ્ક્રિય જ થઇ રહો!' અને અદ્વૈતવાદીઓ કહે છે કે: 'જગદ્ મિથ્યા હોવાથી શાશ્વત બ્રહ્મમાં લીન થઇ જાઓ!' જો આ સર્વ વિધાનો સત્ય હોય, તો એથી સ્વાભાવિક જ પ્રશ્ન ઉદ્ભવે છે કે: 'તો પછી આ જગતના અસ્તિત્વનું કારણ શું છે અને આ સંસાર શા કારણથી અસ્તિત્વમાં આવ્યો છે?' જો ભગવાનના અસ્તિત્વને સ્વીકારવામાં આવે, તો તેણે એક બુદ્ધિહીન અને મૂર્ખ અલ્પવયસ્ક બાળક પ્રમાણે આ સર્વ નિષ્ફળ તથા વ્યર્થ પરિશ્રમયુક્ત નીરસ ઉપહાસનો આરંભ શામાટે કરેલો છે, એવી શંકાનો સ્વાભાવિક જ આવિર્ભાવ થાય છે. જો આત્માના અસ્તિત્વને સ્વીકારવામાં આવે અને જગતને માયા તરીકે જ માનવામાં આવે, તો એથી એ સંદેહ આવીને ઊભો રહે છે કે આત્માના અસ્તિત્વનું પ્રયોજન શું છે અને તેણે આ ઘૃણાકારક કિંવા અધમ સ્વપ્નનો પોતાના નિર્મળ અસ્તિત્વમાં અધ્યારોપ શા કારણથી કર્યો છે? નાસ્તિકોની એવી માન્યતા છે કે: 'ભગવાન્ પણ નથી અને આત્મા પણ નથી; અર્થાત્ જો કાંઈ પણ હોય, તો તે અન્ધ શકિતની અન્ધ ક્રિયા માત્ર જ છે.' આ વળી કેવા પ્રકારની કથા વારૂ? શક્તિ કોની, તેનો ઉદ્ભવ ક્યાંથી થયો અને તે અંધ તથા ઉન્મત્ત શા કારણથી થઇ; આ સર્વ પ્રશ્નોની સંતોષજનક મીમાંસા કોઇ પણ કરી શકે તેમ નથી; એટલેકે, ક્રિશ્ચિયન્સ્, બૌદ્ધ, અદ્વૈતવાદી, નાસ્તિક, અને વૈજ્ઞાનિક ઇત્યાદિ સર્વ જનો આ વિષયમાં નિરુત્તર હોવાથી તેઓ આ સમસ્યાને ત્યાગીને પછી પોતાના પક્ષનું સમર્થન કર્યા કરે છે. માત્ર એક ઉપનિષદ્ અને તદનુકૂલ ગીતા એવી રીતે એ સમસ્યાને ત્યાગીને ગુલાંટ મારી જવાના કાર્યથી અલિપ્ત રહે છે અને તેટલામાટે જ કુરુક્ષેત્રના યુદ્ધમાં ગીતા ગીતા થયેલી છે એટલે કે ગીતા ગવાયલી છે. ઘોર સાંસારિક કર્મ, ગુરુહત્યા, ભ્રાતૃહત્યા અને આત્મીય જનોની હત્યા એ જ ગીતાનો પ્રધાન ઉદ્દેશ છે, એ

જ અસંખ્યપ્રાણિસંહારક યુદ્ધના આરંભનો હેતુ છે અને તેથી વીરશિરોમણિ અર્જુન હતબુદ્ધિ થતાં પોતાના ગાંડીવ ધનુષ્યને દૂર ફેંકી દઈને સમરક્ષેત્રમાં પ્રવેશતાં શ્રી કૃષ્ણને કાતર સ્વરથી આ પ્રમાણે પૂછતો દેખાય છે કેઃ—

" तत्किं कर्माणि घोरे मां नियोजयासि केशव ? "

"હે કેશવ, તમો મને આ ઘોર કર્મમાં શામાટે યોજો છો વારૂ?" અને એના ઉત્તરમાં યુદ્ધના કોલાહલના મધ્યમાં ભગવાન્ શ્રી કૃષ્ણના મુખમાંથી વજ્રસમાન ગંભીર સ્વરથી જે મહાગીતનો આલાપ થયો છે તે આ પ્રમાણે છેઃ—

कुरु कर्मैव तस्मात्त्वं पूर्वै पूर्वतरं कृतम् ।

* * * *

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनञ्जय ।

* * * *

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥

* * * *

असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ।

* * * *

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशी र्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥

* * * *

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

* * * *

अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ।

* * * *

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्व भूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥

* * * *

मया हताँ स्त्वं जहि मा व्यथिष्ठा ।
युध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥

* * * *

यस्य नाहंकृतो भावो बुद्धि र्यस्य न लिप्यते ।
हत्वापि स इमांल्लोकान्न हन्ति न निबध्यते ॥

" એટલામાટે તું કર્મ જ કરતો રહે; કારણ કે, તારા પૂર્વજો જે કર્મ પરાપૂર્વથી કરતા આવ્યા છે તે જ કર્મ તારે પણ કરવાનું છે અને કરવું જ પડશે......યોગીની અવસ્થામાં રહી આસક્તિનો પરિત્યાગ કરીને કર્મ કર......જેની બુદ્ધિ યોગસ્થ થયેલી છે તે આ કર્મક્ષેત્રમાં જ પાપ તથા પુણ્યનો અતિક્રમ કરી જાય છે એટલે યોગ-માટે સાધના કર; કારણ કે, જો કર્મનું કોઈ એક સાધન હોય, તો તે યોગ જ છે......મનુષ્ય જો અનાસક્ત ભાવથી કર્મ કરતો રહે, તો તે નિશ્ચયપૂર્વક પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે, એટલે કે, ભગવત્પ્રાપ્તિના લાભને મેળવી શકે છે......જ્ઞાનથી ભરેલા હૃદયવડે તું પોતાનાં સર્વ કર્મોના ભારને મારા શિરપર નાખી દે અને કામના, અહંકાર તથા દુઃખ આદિનો પરિત્યાગ કરી યુદ્ધકાર્યમાં અગ્રેસર થઈ જા......જે મુક્ત છે, આસક્તિથી રહિત છે અને જેનું ચિત્ત સદાસર્વદા જ્ઞાનના પ્રદેશમાં જ નિવાસ કરી રહેલું છે તેમ જ જે યજ્ઞને માટે જ કર્મ કરે છે તેનાં સર્વ કર્મો તેના બંધનનાં કારણ ન

થતાં તત્કાળ મારામાં સંપૂર્ણ રૂપથી વિલીન થઇ જાય છે......... સર્વ પ્રાણીઓનું આંતરિક જ્ઞાન અજ્ઞાનવડે ઢંકાયલું હોવાથી તે અજ્ઞાનના યોગે તે સુખદુઃખ તથા પાપ અને પુણ્ય આદિ દ્વંદ્વભાવની સૃષ્ટિને નિર્માણ કરી અકારણ મોહમાં પડી જાય છે.........મને સર્વ લોકોનો મહેશ્વર, યજ્ઞ તથા તપસ્યા આદિ સર્વ કર્મોનો ભોક્તા તેમ જ સર્વ ભૂતોનો સખા તથા બંધુ જાણવાથી પરમ શાન્તિનો લાભ થાય છે......મેં જ તારા સર્વ શત્રુઓને મારેલા છે એટલે તું યન્ત્ર થઇને તેમનો સંહાર કરી નાખ; હૃદયમાં વ્યથાને સ્થાન ન આપ અને યુદ્ધના કાર્યમાં લાગી જા એટલે તું રણમાં તારા શત્રુઓ-પર અવશ્ય વિજય મેળવીશ......જેનું અંતઃકરણ અજ્ઞાનથી રહિત છે અને જેની બુદ્ધિ લેપાયલી નથી, તે પુરુષ જો સકળ જગતનો સંહાર કરી નાખે, તો પણ તે હત્યા કરતો જ નથી, એમ જ માની લેવાનું છે અને તેથી તેને પાપરૂપ બંધનનો સ્પર્શ થતો જ નથી."

પ્રશ્નને ઉડાવી દેવાનું કે ગુલાંટ મારીને આગળ વધવાનું આમાં કશું પણ લક્ષણ નથી; છતાં આ પ્રશ્ન પરિષ્કારભાવથી જ અત્યારે ઉપસ્થિત કરાયલો છે; કારણ કે, ભગવાન્ શું છે, જગત શું છે, સંસાર શું છે, ધર્મમાર્ગ શું છે અને પાપ શું છે એ સર્વ પ્રશ્નોનાં ગીતામાં સંક્ષિપ્ત ઉત્તરો અપાયલાં છે; સારાંશ કે, સંન્યાસશિક્ષા નહિ કિન્તુ કર્મશિક્ષા જ ગીતાનો પ્રધાન ઉદ્દેશ છે અને એમાં જ ગીતાની સાર્વજનિક ઉપયોગિતા સમાયલી છે.



# દ્વિતીય કલ્પ

## પ્રથમ અધ્યાય

धृतराष्ट्र उवाच

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पाण्डवाश्चैव किमकुर्वत सञ्जय ? ॥ १ ॥**

ધૃતરાષ્ટ્રે કહ્યું કેઃ—

"હે સંજય, ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમાં યુદ્ધમાટે એટલેકે યુદ્ધની ઇચ્છાથી એકત્ર થયેલા મારા તથા પાંડુના પુત્રોએ શું કર્યું ?"

सञ्जय उवाच

**दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।**
**आचार्यमुपसंगम्य राजा वचन मब्रवीत् ॥ २ ॥**

સંજયે ઉત્તર આપ્યું કેઃ—

"ત્યાં પાંડવોની સેનાને (યુદ્ધમાટે) વ્યૂહબદ્ધ થયેલી જોઇને આચાર્ય (દ્રોણાચાર્ય) પાસે જઇ (દુર્યોધન) રાજા નીચે પ્રમાણે વચન બોલ્યોઃ—"

**पश्यैतां पाण्डुपुत्राणा माचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥**

"હે આચાર્ય, તમારા બુદ્ધિશાળી શિષ્ય અને દ્રુપદ રાજાના પુત્રે જેની વ્યૂહરચના કરેલી છે તે પાંડવોની આ મહતીં સેનાને જુઓ."

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

"એ વિરાટ્ સૈન્યમાં ભીમ તથા અર્જુન જેવા મહાધનુર્ધર વીર પુરુષો દૃષ્ટિગોચર થાય છે; તેમ જ યુયુધાન, વિરાટ અને મહારથી દ્રુપદ રાજા; ધૃષ્ટકેતુ, ચેકિતાન તથા મહાપ્રતાપી કાશિરાજ; વળી પુરુજિત, કુન્તિભોજ અને નરપુંગવ શૈબ્ય; માત્ર એટલું જ નહિ, પણ પરાક્રમશાળી યુધામન્યુ, પ્રતાપશાળી ઉત્તમૌજા, સુભદ્રાનો સુત અભિમન્યુ તેમ જ દ્રૌપદીના પુત્રો પણ વિદ્યમાન છે અને એ મહારથી એટલે કે અદ્વિતીય યોદ્ધાઓ છે."

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥

"હે દ્વિજોત્તમ આચાર્ય, આપણા સૈન્યમાં પણ જે અસાધારણ શક્તિશાળી પુરુષો છે અને જેઓ આપણી સેનાના નાયકો છે તેમનાં નામોનો હું આપના સ્મરણમાટે આપ સમક્ષ ઉચ્ચાર કરું છું, તો તે કૃપા કરીને સાંભળો:—

"भवान् भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्ति जयद्रथः ॥८॥

अन्येच बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥

"પ્રથમ તો આપ પોતે, દ્વિતીય પિતામહ ભીષ્મ, તૃતીય કર્ણ, ચતુર્થ કૃપાચાર્ય કે જેઓ સંગ્રામજેતાના નામથી ઓળખાય છે તે, પંચમ અશ્વત્થામા, ષષ્ઠ વિકર્ણ, સપ્તમ સૌમદત્તિ એટલેકે ભૂરિશ્રવા અને સપ્તમ જયદ્રથ; માત્ર એટલું જ નહિ, પણ બીજા અનેક વીર પુરુષો મારામાટે પોતાના પ્રાણોની મમતાને ત્યાગીને યુદ્ધ કરવાને રણભૂમિમાં આવી લાગ્યા છે. એ સર્વે વીરો યુદ્ધવિદ્યાવિશારદ તથા નાનાવિધ શસ્ત્રાસ્ત્રવડે સુસજ્જિત છે."

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥

"ભીષ્મ પિતામહવડે રક્ષાયલી આપણી સેના અપરિમિત એટલે કે જેનો માપ ન કરી શકાય તેટલી પ્રચંડ છે અને ભીમવડે રક્ષાયલી પાંડવોની સેના પરિમિત એટલે કે તત્કાળ ગણી શકાય તેટલી અલ્પસંખ્યક છે."

अयनेषु च सर्वेषु यथा भागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवंतः सर्व एव हि ॥११॥

"એટલામાટે આપ સર્વ યુદ્ધનાં જેટલાં પ્રવેશસ્થળો હોય તે સર્વ માર્ગોમાં પોતપોતાને સ્થળે રહીને ભીષ્મ પિતામહની જ રક્ષા કરો."

तस्य संजनयन् हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

"(દુર્યોધનનાં આ વચનો સાંભળીને) કુરુકુળમાં સર્વથી વૃદ્ધ અને પ્રતાપવાન્ પિતામહ ભીષ્મે ઉચ્ચ સિંહનાદથી રણભૂમિને

કંપાવીને પોતાનો શંખ વગાડયો અને તેથી દુર્યોધનના હર્ષનો અતિરેક થવા લાગ્યો."

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥

"ત્યાર પછી શંખો, ભેરીઓ, પણવો, નગારાં તથા ગોમુખ આદિ વાદ્યો અકસ્માત્–એકદમ–વાગવા લાગ્યાં અને તેથી રણભૂમિમાં ભયંકર નાદ સંભળાવા લાગ્યો."

ततः श्वेतैर्हयैर्युक्ते* महति स्यन्दने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥

"પછીથી શ્વેત અશ્વો જેમાં જોડેલા હતા એવા વિશાળ રથમાં વિરાજેલા માધવ એટલે કે શ્રી કૃષ્ણ ભગવાન્ અને પાંડુપુત્ર અર્જુને પોતાના દિવ્ય શંખોને વગાડયા."

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौण्ड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥

"હૃષીકેશ શ્રી કૃષ્ણે પોતાના પાંચજન્ય નામક શંખને, અર્જુને પોતાના દેવદત્ત નામક શંખને અને ભયંકર કર્મ કરનારા ભીમસેને પોતાના પૌંડ્ર નામક મહાશંખને વગાડયો."

अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥

---

* 'અમરકોષ'માં શ્રી કૃષ્ણના રથમાં જોડાતા ચાર અશ્વોનાં જે નામો આપેલાં છે તે અનુક્રમે શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ તથા બલાહક છે.

" अश्वाश्च शैब्यसुग्रीवमेघपुष्पबलाहकाः "

સંસ્કૃત ભાષામાં દ્વિવચનના પ્રત્યયો હોવા છતાં અહીં બહુવચનનો પ્રયોગ હોવાથી એ અશ્વો બેથી વધારે એટલે કે ચાર જ હોવા જોઈએ, એ નિઃસંશય છે.

"કુન્તીના પુત્ર રાજા યુધિષ્ઠિરે પોતાના અનન્તવિજય નામક શંખને, અને નકુલ તથા સહદેવે અનુક્રમે પોતાના સુઘોષ તથા મણિપુષ્પક નામક શંખોને વગાડયા."

काश्यश्चपरमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥१८॥

"મહાધનુર્ધારી કાશિરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, જેને કોઇ પણ જીતી શકે તેમ નહોતું એવો રાજા સાત્યકિ, દ્રુપદ રાજા, દ્રૌપદીના પુત્રો અને સુભદ્રાનો પુત્ર મહાબાહુ અભિમન્યુ ઇત્યાદિ સર્વ વીરશ્રેષ્ઠોએ, હે પૃથ્વીપતિ (ધૃતરાષ્ટ્ર), પોતપોતાના શંખોને પૃથક્ પૃથક્ વગાડયા."

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

"તેમના શંખોનો તે ઘોષ અથવા નાદ આકાશ તથા પૃથ્વીને તુમુલ રવથી પ્રતિધ્વનિત કરીને ધૃતરાષ્ટ્રના દુર્યોધન આદિ પુત્રોનાં હૃદયોને વિદારવા લાગ્યો."

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥
हृषीकेशं तदा वाक्य मिदमाह महीपते ।

"એટલામાં કપિના ચિન્હવાળી છે ધ્વજા જેની એવા અર્જુને જ્યારે શસ્ત્રોના ચાલનનો સમય આવી લાગ્યો ત્યારે તારા પુત્રોને

અવસ્થા પૂર્વક ગોઠવાયલા જોઈને પોતાના ધનુષ્યને ઉંચું ઉપાડી, હે ભૂપાલ, ઇન્દ્રિયોના નિયામક ભગવાન્ શ્રી કૃષ્ણને સંબોધીને આ વાક્ય કહ્યું:—

**अर्जुन उवाच**

**सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥**
**यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।**
**कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥२२॥**
**योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।**
**धार्तराष्ट्रस्य दुर्बुद्धे युद्धे प्रियचिकीर्षवः ॥२३॥**

“હે અચ્યુત, આપ મારા રથને ઉભયપક્ષીય સૈન્યોના મધ્ય ભાગમાં લઈ જઈને ઊભો રાખો કે જેથી યુદ્ધની ઇચ્છાવાળા જે વિપક્ષીઓ રણભૂમિમાં આવેલા છે તેમનું મારાથી નિરીક્ષણ કરી શકાય અને કોની સાથે મારે આ રણોત્સવમાં યુદ્ધ કરવું પડશે એ મારાથી જાણી શકાય. સારાંશ કે, જેઓ દુષ્ટબુદ્ધિ દુર્યોધનને જય અપાવવાની આકાંક્ષાથી રણક્ષેત્રમાં આવેલા છે, તે સર્વને મારે ધ્યાનપૂર્વક જોઈ લેવા છે.”

**संजय उवाच**

**एव मुक्त्वा हृषीकेशो गुडाकेशेन भारत ।**
**सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२८॥**
**भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।**
**उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥**

“સંજયે રાજા ધૃતરાષ્ટ્રને કહ્યું કેઃ ‘હે ભારત, ગુડાકેશ અર્જુનનું એ કથન સાંભળીને હૃષીકેશ શ્રી કૃષ્ણે રથને ઉભય સૈન્યોના

મધ્યમાં લઇ જઇને ઊભો રાખી દીધો અને ત્યાં ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય તથા અન્ય સર્વ રાજાઓ સમક્ષ ઉપસ્થિત થઇને પછી અર્જુનને સંબોધીને કહ્યું કેઃ 'હે અર્જુન, અહીં એકત્ર થયેલા સર્વ કૌરવોને નિહાળી લે.'"

तत्रापश्यत् स्थितान्पार्थः पितृनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातृन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥
श्वशुरान्सुहृदश्चैव सेनयो रुभयो रपि ।

"અર્જુને જેયું તો તેને ઉભય પક્ષનાં સૈન્યોમાં પિતા, પિતામહ, આચાર્ય, માતુલ (મામા), ભ્રાતા, પુત્ર, પૌત્ર, સખા, શ્વશુર અને સુહૃદ્ એટલે કે પોતાના હિતકારી આદિ સર્વ આત્મીય જનો જ ઊભેલા તેના જેવામાં આવ્યા."

तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बंधूनवस्थितान् ॥२७॥
कृपया परयाऽऽविष्टो विषीदन्निदमब्रवीत् ।

"તે સર્વ બંધુ બાંધવોને આવી રીતે સૈન્યોમાં ઊભેલા જેઇને કુન્તીનો પુત્ર અર્જુન અતિશય કૃપાવશ થઇને શોક તથા ખેદપૂર્વક કહેવા લાગ્યો કેઃ—

अर्जुन उवाच

दृष्ट्वेमान्स्वजनान्कृष्ण युयुत्सून्समवस्थितान् ॥२८॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

"હે કૃષ્ણ, આ સવ આત્મીય જનોને યુદ્ધમાટે ઊભેલા જેઇને

મારાં હસ્ત અને ચરણ ઈત્યાદિ ગાત્રો શિથિલ થતાં જણાય છે; મુખ સૂકાય છે, સમસ્ત શરીરમાં કંપનો આવિર્ભાવ થાય છે, રોમાંચ ખડાં થતાં દેખાય છે; મારૂં ગાંડીવ ધનુષ્ય મારા હાથમાંથી સરી જાય છે અને મારા શરીરની ત્વચામાં દાહ થતો અનુભવાય છે; એથી હું અહીં ઊભો રહી શકતો નથી; કારણ કે, મારૂં મન પણ ભ્રમિષ્ટ થવા લાગ્યું છે."

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजन माहवे ॥२१॥**

"હે કેશવ, મને સર્વ લક્ષણો વિપરીત કિંવા અશુભ જ દેખાય છે; અર્થાત્ યુદ્ધમાં આત્મીય જનોને હણવામાં હું કોઈ પણ પ્રકારના શ્રેય અથવા કલ્યાણને જોઇ શકતો નથી."

**न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।**
**किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥२२॥**

**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।**
**त इमेऽवस्थिता युद्धे प्राणाँस्त्यक्त्वा धनानि च ॥२३॥**

**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।**
**मातुलाः श्वसुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥२४॥**

**एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।**
**अपि त्रैलोक्य राज्यस्य हेतोः किं नु महीकृते ॥२५॥**

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतान् नाततायिनः ॥ २६ ॥**

**तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥**

"હે કૃષ્ણ, હું વિજયને કે સુખોને ઇચ્છતો જ નથી; કારણકે, હે ગોવિન્દ, જેમના માટે જીવન ધારવામાં આવે છે અને રાજ્ય તથા ભોગ આદિની ઇચ્છા રખાય છે; તે આચાર્યો, પિતા, પુત્રો, પૌત્રો, પિતામહ, માતુલ (મામા), શ્વસુર, સ્યાલક તથા અન્યાન્ય કૌટુમ્બિક કિંવા સંબંધિજનો પોતાનાં જીવન તથા ધન આદિને ત્યાગીને જ્યારે રણ-ક્ષેત્રમાં આવીને ઊભા રહ્યા છે, તો પછી મારા જીવનનું પ્રયોજન શું છે અને રાજ્ય તથા ભોગથી મને શો લાભ થવાનો છે વારુ? એટલા-માટે, હે મધુસૂદન, મારો પોતાનો ભલે તેમના હસ્તથી વધ થઇ જાય, તો પણ તેમનો વધ કરવાની મારી ઇચ્છા નથી. હું ત્રિલોકના રાજ્યના લોભથી પણ તેમને મારવા નથી ઇચ્છતો, તો પછી આ પૃથ્વીના રાજ્યમાટે તેમને મારવા હું તત્પર થાઉં, એ તો બની જ કેમ શકે વારુ? હે જનાર્દન, આ ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાથી આપણને શું સુખ મળી શકે તેમ છે વારુ? સારાંશ કે સુખ તો નથી જ મળવાનું પણ એ આતતાયીઓને+ હણવાથી આપણા શિરપર પાતકનો જ ભાર ચઢવાનો છે. આ સર્વ કારણોનો વિચાર કરતાં ધૃતરાષ્ટ્રના પુત્રો આપણા આત્મીય જન અથવા બાંધવ હોવાથી તેમના સંહારનો આપણને અધિકાર નથી એટલે કે તેમને મારવા એ આપણામાટે યોગ્ય નથી. હે માધવ, આપણે આત્મીય જનોની હત્યા કરીને કેવી રીતે અને ક્યાંથી સુખી થઇ શકીશું વારુ?"

---

+ આતતાયીનાં લક્ષણો આ પ્રમાણે કહેવામાં આવ્યાં છેઃ—

"अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारापहर्ता च षडेते आततायिनः ।"

એટલે કેઃ અગ્નિથી બાળનાર; વિષ દેનાર; વસુ, વસુંધરા તથા વનિતાને હરિ લેનાર અને શસ્ત્ર ઉગામી મારવા અવનાર; એ છ કર્મ કરનાર આતતાયી કહેવાય છે." આતતાયીને હણવામાં શાસ્ત્રકારોએ દોષ માનેલો નથી.

**यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥**

"જો કે એઓ લોભથી બુદ્ધિભ્રષ્ટ થતાં કુળનો ક્ષય કરવામાં જે દોષ રહેલો છે અને મિત્રના દ્રોહમાં જે મહાપાપ સમાયલું છે, તે દોષ તથા પાપને જોઇ કે જાણી શકતા નથી;

**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥**

"પરંતુ આપણે તો કુળનો ક્ષય કરી નાખવાથી થતા દોષને જાણીએ છીએ; તો પછી હે જનાર્દન, આપણે જ્ઞાનનો આશ્રય શામાટે ન લેવો અને આ પાપથી નિવૃત્ત શામાટે ન થવું? (કારણ કે,)

**कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥**

"કુળના ક્ષયથી સનાતન કુળધર્મોનો નાશ થાય છે અને ધર્મનો નાશ થવાથી તે કુળને અધર્મ ચારે દિશાથી ઘેરી લે છે એટલે કે તે કુળનાં મનુષ્યો ધર્મ તથા કર્ત્તવ્યથી હીન થઇ જાય છે."

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥**

"અધર્મનો પ્રચાર થવાથી, હે કૃષ્ણ, કુળની સ્ત્રીઓ અથવા કુલીન કાન્તાઓ દુશ્ચરિત્રા અથવા વ્યભિચારિણી થઇ જાય છે અને હે વાર્ષ્ણેય, સ્ત્રીઓ વ્યભિચારિણી થતાં તેમનામાંથી વર્ણસંકર પ્રજા અથવા જાતિ ઉત્પન્ન થાય છે."

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥४२॥**

"પ્રજા વર્ણસંકર થઇ જતાં કુળના ઘાતકો તથા તે કુળ પોતે પણ નરકવાસને પામે છે અને પિંડદાન તથા તર્પણ આદિ ક્રિયાઓ અટકી જવાથી ઉભયનાં પિતરો (પૂર્વજો) નરકમાં જ પડયાં રહે છે એટલે કે નરકવાસને ભોગવતાં રહે છે."

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंककारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥**

"કુલઘાતકોના વર્ણસંકર પ્રજાને ઉત્પન્ન કરવાના દોષના પરિણામે સમસ્ત સનાતન જાતિધર્મ તથા સમસ્ત કુળધર્મ નષ્ટ થઇ જાય છે."

**उत्सन्न कुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥**

"જેમના કુળધર્મનો નાશ થઈ ગયેલો હોય છે, તે મનુષ્યોનો હે જનાર્દન, અવશ્ય નરકમાં જ નિવાસ થાય છે, એમ જ પ્રાચીન કાળથી આપણે સાંભળતા આવ્યા છીએ."

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥४५॥**

"હાય, મહાશોક! કે આપણે રાજ્યસુખના લોભથી પોતાના આત્મીય જનોને મારી નાખવામાટે ઊઠી ઊભા થઇ ઘોર પાપ કરવાને તૈયાર થયા છીએ."

**यदि माम प्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्यु स्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥**

"એટલામાટે જો નિઃશસ્ત્ર થઇને હું તેમના આઘાતનો પ્રતિકાર એટલે કે પ્રાણરક્ષણનો કાંઈ પણ પ્રયત્ન ન કરું અને શસ્ત્રધારી કૌરવો રણક્ષેત્રમાં મારી હત્યા કરી નાખે, તો તેથી મારું અધિક કલ્યાણ થવાની સંભાવના છે."

संजय उवाच

**एव मुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥**

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કે: "જેના ચિત્તમાં ખિન્નતા વ્યાપી રહી હતી એવો અર્જુન શ્રી કૃષ્ણને આ પ્રમાણે કહીને પોતાનાં ધનુષ્ય તથા બાણને ત્યાગીને રથને હાંકવાના સ્થાનમાં બેસી ગયો.



## સંજયને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ

ગીતા મહાભારત નામક મહાયુદ્ધના આરંભમાં કથાયલી હોવાથી ગીતાના પ્રથમ શ્લોકમાં જેને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થયેલી છે એવા સંજયને રાજા એ યુદ્ધના સમાચાર આતુરતાથી પૂછે છે, એવું દશ્ય આપણા જોવામાં આવે છે; કારણ કે જે બે સૈન્યો રણભૂમિમાં ઉપસ્થિત થયાં હતાં તેમની પ્રથમ ચેષ્ટા શી હતી, એ જાણવામાટે રાજા ધૃતરાષ્ટ્ર ઉત્સુક અથવા આતુર થયેલો હતો, અને તે કોઈને પણ જાણવામાં આવી શકે તેમ છે. પરંતુ સંજયને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થવાની કથા વર્ત્તમાન ભારતવર્ષના અંગ્રેજી વિદ્યાવિભૂષિત અથવા તો જેમને 'એજ્યુકેટેડ' કહેવામાં આવે છે તે લોકોની દૃષ્ટિમાં કેવળ કવિની કલ્પના સમાન મિથ્યા કથા તરીકે જ દેખાય છે. જો એમ કહેવામાં આવ્યું હોત કે અમુક મનુષ્યોને દૂરદૃષ્ટિ (Clairvoyance) તેમજ દૂરશ્રવણશક્તિ (Clairaudience)ની પ્રાપ્તિ થયેલી હોવાથી તેઓ દૂરના રણક્ષેત્રમાંના લોમહર્ષક દશ્યને જોઇ શક્યા હતા અને યુદ્ધમાં લડતા મહાવીરોના સિંહનાદને સાંભળી શક્યા હતા; તો કદાચિત્ આ કથા આટલી સીમા પર્યન્ત અવિશ્વાસને પાત્ર થાત

નહિ; અને તેમાં પણ વળી સંજયને એ દિવ્ય ચક્ષુ વ્યાસજીએ આપેલાં હોવાથી એ કથાને જો ગપ્પાષ્ટક ગણીને વાયુમાં ઉડાવી દેવાની પ્રવૃત્તિ થાય, તો તે સ્વાભાવિક જ છે; પરંતુ જો એને બદલે એમ કહેવામાં આવે કે એક વિખ્યાત યૂરોપીય વિજ્ઞાનવેત્તાએ અમુક મનુષ્યને સ્વપ્નાવસ્થામાં નાખી દઇને (તેને હિપ્નોટાઇજ્ડ્–Hypnotised કરીને) તેના મુખથી તે દૂરના સ્થાનમાં થતી ઘટનાનું કેટલુંક વર્ણન કરાવ્યું હતું અને તેથી એ ઘટનાનો કેટલોક વૃત્તાન્ત જાણવામાં આવ્યો હતો; તો એથી જેમણે પાશ્ચાત્ય 'Hypnotism' ના ગ્રંથો મનન પૂર્વક વાંચેલા છે એવા લોકો એ કથનમાં કેટલેક અંશે વિશ્વાસ રાખી શકત. હવે જો વાસ્તવિક વિચારની દૃષ્ટિથી જોવામાં આવે, તો Hypnotism યોગશક્તિનું એક અત્યંત નિકૃષ્ટ અને ત્યાજ્ય અંગ માત્ર છે. મનુષ્યમાં એવી અનેક શક્તિઓ ગુપ્ત રહેલી છે કે જે શક્તિઓને પ્રાચીન કાળની સભ્ય માનવજાતિ સારી રીતે જાણતી હતી અને તેમનો વિકાસ પણ કરતી હતી; પરંતુ કલિ યુગના પ્રભાવથી વ્યાપેલા અજ્ઞાનના પ્રવાહમાં તે વિદ્યા તણાઈ ગઈ છે અને તેથી કેવળ અંશરૂપે અલ્પસંખ્ય મનુષ્યોમાં જ ગુપ્ત તથા ગૂઢ જ્ઞાન તરીકે રક્ષાતી આવી છે. જેને સૂક્ષ્મ દૃષ્ટિ કહેવામાં આવે છે તે સ્થૂલ ઇન્દ્રિયોથી અતીત ભિન્ન સૂક્ષ્મ ઇન્દ્રિય છે અને એ સૂક્ષ્મ ઇન્દ્રિયદ્વારા જ જે પદાર્થોને આપણે સ્થૂલ ઇન્દ્રિયદ્વારા પ્રાપ્ત નથી કરી શકતા તે પદાર્થોને તેમ જ જ્ઞાનને સરળતાથી પ્રાપ્ત કરી શકીએ છીએ, એટલે કે, સૂક્ષ્મ વસ્તુનું દર્શન, સૂક્ષ્મ શબ્દનું શ્રવણ, સૂક્ષ્મ ગંધનું આઘ્રાણ, સૂક્ષ્મ પદાર્થનો સ્પર્શ અને સૂક્ષ્મ આહારનો આસ્વાદ, એ સર્વ કાર્યોને આપણે સૂક્ષ્મ ઇન્દ્રિયદ્વારા જ સિદ્ધ કરી શકીએ છીએ. સૂક્ષ્મ દૃષ્ટિના ચરમ અથવા અંતિમ પરિણામને દિવ્ય ચક્ષુ કહેવામાં આવે છે અને એ દિવ્ય ચક્ષુના પ્રભાવથી દૂરસ્થ, ગુપ્ત અથવા અન્ય લોક (સ્વર્ગ આદિ લોક) માંના સર્વ વિષયો આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે અને જો તત્ત્વજ્ઞાનની પરિભાષામાં

કહીએ તો તે સર્વ વિષયો આપણને જ્ઞાનગોચર થઈ શકે છે. અર્થાત્ પરમ યોગશક્તિના આધારરૂપ મહામુનિ વ્યાસજી જો સંજયને એ દિવ્ય ચક્ષુ આપવાને સમર્થ થયા હોય, તો એ કથામાં અવિશ્વાસ લાવવાનું અને એ ઘટનાને અશક્ય કિંવા અસંભવનીય માનવાનું કાંઇ પણ કારણ જોવામાં આવી શકતું નથી. જ્યારે આપણે પાશ્ચાત્ય Hypnotist ની અદ્દભુત શક્તિમાં અવિશ્વાસ અથવા સંશય નથી રાખતા, તો પછી અદ્વિતીય જ્ઞાની પુરુષ શ્રી વ્યાસદેવની શક્તિમાં અવિશ્વાસ રાખવાનું શું કારણ છે વારૂ? શક્તિમાન્ પુરુષની શક્તિ અન્ય મનુષ્યના શરીરમાં સંક્રાન્ત થઇ શકે છે એટલે કે અન્ય મનુષ્યના દેહમાં પ્રવેશ કરી શકે છે અને એનાં જેટલાં જોઇએ તેટલાં અસંખ્ય પ્રમાણો ઇતિહાસના પ્રત્યેક પૃષ્ઠમાં અને માનવજીવનના પ્રત્યેક કાર્યમાં દૃષ્ટિગોચર થઇ શકે છે. નેપોલિયન બોનાપાર્ટ અને કંટો આદિ મહાપુરુષોએ અને કર્મવીરોએ પોતાને ઉપયોગી દેખાતા અને યોગ્ય પાત્રરૂપ મનુષ્યોના શરીરમાં પોતાની એ શક્તિનું સંક્રમણ કરીને એ શક્તિદ્વારા જ પોતાના સ્વીકૃત કાર્યના સહકારીઓના સમુદાયને ઉત્પન્ન કર્યો હતો. એક અત્યંત સાધારણ યોગી પણ કોઇ એક સિદ્ધિની પ્રાપ્તિ થતાં અમુક સમય પર્યન્ત અથવા તો કોઇ વિશિષ્ટ કાર્યનો પ્રયોગ કરી જોવામાટે પોતાની સિદ્ધિ અન્ય મનુષ્યને આપી શકે છે; તો પછી શ્રી વ્યાસજી જેવા એક વિશ્વવંદ્ય વિદ્વાન્ અને અસાધારણ યોગસિદ્ધ પુરુષ જો સંજયને દિવ્ય ચક્ષુ આપી શકે, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઈ શકે વારૂ? એટલામાટે જો વાસ્તવિક કહીએ, તો દિવ્ય ચક્ષુનું અસ્તિત્વ સર્વથા કાલ્પનિક નથી, કિન્તુ એક શાશ્વત વૈજ્ઞાનિક સત્ય છે, એમાં સંશયનો લેશ માત્ર પણ સંભવ નથી. આપણે એ તો સારી રીતે જાણીએ છીએ કે, કોઇ પણ વસ્તુને આપણાં નેત્રો જોઈ શકતાં નથી; કોઇ પણ શબ્દને આપણાં શ્રવણો સાંભળી શકતાં નથી; આપણી નાસિકા કોઇ પણ પદાર્થને સૂંઘી શકતી નથી, આપણી ત્વચા કોઇ પણ વસ્તુના સ્પર્શજ્ઞાનને મેળવી

શકતી નથી અને આપણી રસના અથવા જિવ્હા કોઇ પણ વસ્તુનો આસ્વાદ લઈ શકતી નથી; કિન્તુ મન જુએ છે, મન સાંભળે છે, મન સૂંઘે છે, મન સ્પર્શના જ્ઞાનને મેળવે છે અને મન જ આસ્વાદ લે છે. દર્શનશાસ્ત્ર તથા મનોવિજ્ઞાનશાસ્ત્રમાં આ સત્યનો દીર્ઘ કાળથી સ્વીકાર કરાયલો છે અને 'હિપ્નોટિઝ્મ' માં વૈજ્ઞાનિક પ્રયોગદ્વારા પરીક્ષા કર્યા પછી એ પ્રમાણપૂર્વક સિદ્ધ થયું છે કે ચક્ષુ બંધ હોવા છતાં પણ દર્શનેન્દ્રિયનું કાર્ય કોઇ નાભિદ્વારા ચાલ્યા કરે છે અને એથી એમ જ સિદ્ધ થાય છે કે ચક્ષુ ઇત્યાદિ સ્થૂલ ઇન્દ્રિયો જ્ઞાનપ્રાપ્તિના કેવળ સુવિધાજનક ઉપાય છે અને સ્થૂલ શરીરના દીર્ઘકાલિક અભ્યાસના બંધનમાં જકડાઇ આપણે તે ઉપાયોના દાસ બની ગયા છીએ; એટલે વાસ્તવિકતાથી જોતાં તો એમ જ જણાય છે કે જેવી રીતે અંધ મનુષ્ય સ્પર્શદ્વારા પદાર્થના આકાર તથા સ્વભાવની પ્રમાદરહિત ધારણા કરી શકે છે; તેવી જ રીતે મનુષ્ય કોઇ એક વિશિષ્ટ શારીરિક પ્રણાલીદ્વારા તે જ જ્ઞાનને મન પર્યન્ત પહોંચાડી શકે છે એટલે કે જે કાર્ય સ્થૂલ ઇન્દ્રિય પાસેથી લેવાનું હોય છે તે કાર્ય તે મન પાસેથી લઈ શકે છે; પરન્તુ અંધ મનુષ્યની દૃષ્ટિ અને સ્વપ્નાવસ્થાને પ્રાપ્ત થયેલી વ્યક્તિની દૃષ્ટિમાં એટલો ભેદ અવશ્ય જણાઇ આવે છે કે સ્વપ્નાવસ્થામાં પડેલી વ્યક્તિ પોતાના મનમાં પદાર્થની પ્રતિમૂર્ત્તિને સ્પષ્ટ રૂપમાં જોઈ શકે છે અને એને જ વસ્તુદર્શન કહેવામાં આવે છે; પરંતુ આવા પ્રકારના વસ્તુદર્શનનો લાભ અંધ વ્યક્તિને મળી શકતો નથી. સારાંશકે, આપણે આપણાં નેત્રો સમક્ષ પડેલા પુસ્તકને જોઇ શકતા નથી, કિન્તુ તે પુસ્તકની જે પ્રતિમૂર્તિ અથવા પ્રતિમા આપણાં ચક્ષું અથવા નેત્રોમાં ચિત્રિત થાય છે, તેને જોઇને મન બોલી ઊઠે છે કે: 'મેં પુસ્તક જોયું' અથવા તો 'હું પુસ્તકને જોઉં છું.' પરંતુ સ્વપ્નાવસ્થાને પ્રાપ્ત થયેલી વ્યક્તિ દૂરના પદાર્થોને દેખી શકે છે અને દૂર-દૂરના નાદને સાંભળી શકે છે, એથી તો વળી એમ જ સિદ્ધ થાય છે કે પદાર્થના જ્ઞાનની પ્રાપ્તિમાટે કોઇ પણ શારીરિક પ્રણાલીની આવ-

સ્યકતા છે જ નહિ; કારણ કે, સૂક્ષ્મ દષ્ટિદ્વારા કોઇ પણ પદાર્થનું કોઈ પણ પ્રકારના પ્રતિબંધ વિના દર્શન કરી શકાય છે. એક મનુષ્ય લંડનમાંના પોતાના ગૃહમાં હોવા છતાં તે જ વેળાયે એડિનબરોમાં થતી સર્વ ઘટનાઓને તેમના યથાર્થ સ્વરૂપમાં મનદ્વારા જોઇ શકે છે અને આવા પ્રકારના દષ્ટાન્તોની સંખ્યા દિવસાનુદિવસ વધતી જાય છે. જેને સૂક્ષ્મ દષ્ટિ કહેવામાં આવે છે તે એ જ છે. પરંતુ સૂક્ષ્મ દષ્ટિમાં અને દિવ્ય ચક્ષુમાં જે એક ભેદ રહેલો છે તે એ છે કે સૂક્ષ્મ-દર્શી મનુષ્ય પોતાની સૂક્ષ્મ દષ્ટિદ્વારા પોતાના મનમાં જ અદષ્ટ પદાર્થોની પ્રતિમાનું દર્શન કરે છે અને દિવ્ય ચક્ષુદ્વારા આપણે અદષ્ટ પદાર્થોનું મનમાં જ દર્શન ન કરતાં આપણાં શારીરિક ચક્ષુ સમક્ષ તે અદષ્ટ પદાર્થોને ઉપસ્થિત થયેલા જોઈ શકીએ છીએ અને દૂરના નાદને ચિન્તનદ્વારા ન સાંભળતાં શારીરિક શ્રવણોદ્વારા જ સાંભળી શકીએ છીએ. એનો એક સામાન્ય દષ્ટાન્ત crystal અથવા સિયા-હીમાં સમકાલિક ઘટના તરીકે જોવામાં આવી શકે તેમ છે; પરંતુ જેને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થયેલી હોય છે તેવા યોગીને એવાં ઉપકરણોની કશી પણ આવશ્યકતા હોતી નથી; કારણ કે, તે તો એ શક્તિના વિકા-સથી એવાં ઉપકરણો વિના જ દેશ તથા કાળ ઇત્યાદિના બંધનને છેદીને અન્ય દેશ તથા અન્ય કાળની સર્વ ઘટનાઓને જોઈ તથા જાણી શકે છે. દેશબંધનથી મુક્ત થવાનાં પ્રમાણો તો આપણને જોઇએ તેટલાં મળી ચૂક્યાં છે પરંતુ કાળના બંધનને પણ છેદી શકાય છે; કારણ કે મનુષ્ય ત્રિકાલદર્શી થઇ શકે છે, એ સત્ય છે; છતાં એનાં સંતોષજનક પ્રમાણો વિશેષ સંખ્યામાં અદ્યાપિ જગત્ સમક્ષ રજૂ કરાયાં નથી, એ પણ સર્વથા સત્ય છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ જ્યારે દેશની બાધાનું નિવારણ કરી શકાય છે એટલે કે એક દેશની ઘટના એકસમયાવચ્છેદે અન્ય દેશના મનુષ્યના જોવામાં આવી શકે છે; તો પછી કાળની બાધાનું નિવારણ સર્વથા અશક્ય કિંવા અસંભવનીય છે, એમ તો ન જ કહી શકાય. અસ્તુ:

ગમે તેમ હોય, પણ શ્રી વ્યાસજીનાં આપેલાં દિવ્ય ચક્ષુદ્વારા સંજયે હસ્તિનાપુરમાં હોવા છતાં કુરુક્ષેત્રમાં યુદ્ધમાટે એકત્ર થયેલા ધૃતરાષ્ટ્રના પુત્રો એટલે કે કૌરવો તથા પાંડવોને પોતાનાં નેત્રોથી જોયા હતા તેમજ દુર્યોધનના ઉદ્‌ગારોને, પિતામહ ભીષ્મના ભીષણ સિંહનાદને, શ્રી કૃષ્ણના પાંચજન્ય નામક શંખના કુરુવંશના ધ્વંસઘોષક મહાશબ્દને અને ગીતાના અર્થના દ્યોતક શ્રી કૃષ્ણ તથા અર્જુનના સંવાદને પોતાનાં શારીરિક શ્રવણોવડે સાંભળ્યા હતા, એ સર્વથા નિર્વિવાદ છે.

અમારી માન્યતા પ્રમાણે મહાભારત જેમ કેટલાક લોકો માને છે તેમ રૂપક નથી; કૃષ્ણ તથા અર્જુન કવિની કલ્પનામાંથી જ ઉત્પન્ન થયેલા નથી અને ગીતા પણ કોઈ આધુનિક તાર્કિક અથવા દાર્શનિકનો સિદ્ધાંત નથી; એટલામાટે ગીતામાંની કોઈ પણ કથા અસંભવનીય કિંવા યુક્તિવિરુદ્ધ નથી, એ દર્શાવવાની આવશ્યક્તા હોવાથી જ સંજયને પ્રાપ્ત થયેલા દિવ્ય ચક્ષુની કથાની આટલી વિસ્તૃત સમાલોચના કરવામાં આવી છે.

## દુર્યોધનનું વાણીકૌશલ્ય

ઉપર જણાવ્યા પ્રમાણે જે સંજયને શ્રી વ્યાસજીએ દિવ્ય ચક્ષુ આપ્યાં હતાં તે ધૃતરાષ્ટ્રના પ્રધાન સારથી અથવા રથ હાંકનાર સંજયે જ સર્વથી પ્રથમ યુદ્ધની કથા સંભળાવવાના કાર્યનો આરંભ કર્યો છે અને તેમાં એમ દર્શાવ્યું છે કે, દુર્યોધન પાંડવસૈન્યના રચાયલાં વ્યૂહને જોઇને દ્રોણાચાર્ય પાસે ગયો; એટલે દુર્યોધન દ્રોણાચાર્ય પાસે એ વેળાયે શા કારણથી ગયો હતો અથવા ગયેલો હોવો જોઇએ એના કિંચિદ્ વિવેચનની આવશ્યક્તા અનિવાર્ય છે; કારણ કે, કારણ વિના કાર્યનો સંભવ હોતો જ નથી. કૌરવ સેનાના સેનાપતિનો અધિકાર ભીષ્મ પિતામહના હસ્તમાં હતો અને તેથી યુદ્ધ વિષયક વાતો તેમને જ જણાવવાની આવશ્યક્તા હતી; પરંતુ દુષ્ટબુદ્ધિ દુર્યોધનનો ભીષ્મ પિતામહમાં હોવો જોઇએ તેટલો વિશ્વાસ નહોતો;

કારણકે, ભીષ્મ પિતામહ પાંડવોના પક્ષપાતી હતા અને હસ્તિનાપુરના શાન્તિપ્રિય જનસમુદાયના એક મુખ્ય નેતા હતા; એટલે કે, પાંડવોસાથેના યુદ્ધમાટે તેમની અનુમતિ હતી જ નહિ અને તેથી જો પાંડવો તથા કૌરવોનું જ પરસ્પર યુદ્ધ થયું હોત, તો ભીષ્મ પિતામહ શસ્ત્રને યુદ્ધમાટે કદાપિ હસ્તમાં ધારત નહિ; પરંતુ કુરુવંશના પ્રાચીન શત્રુ અને સમકક્ષસામ્રાજ્યેચ્છુ પાંચાલજાતિદ્વારા કુરુરાજ્યને આક્રાન્ત થતું જોઇને કુરુજાતિના પ્રધાન પુરુષ, અદ્વિતીય યોદ્ધા અને અનુપમ રાજનીતિવિશારદ ભીષ્મ પિતામહ સેનાપતિના પદપર આરૂઢ થઇને પોતાના બાહુબળવડે દીર્ઘકાળથી રક્ષાતા આવેલા પોતાના જાતિગૌરવ તથા પોતાની જાતિના પ્રધાનત્વને રક્ષવામાટે જ શસ્ત્ર ધારીને રણભૂમિમાં ઝૂંઝવાને તૈયાર થયા હતા. અસ્તુ: દુર્યોધન પોતે અસુર, દાનવ તથા રાક્ષસ સમાન પ્રકૃતિનો હોવાથી જો તેનાં સર્વ કાર્યોના ઉદ્દેશ કિંવા હેતુને જોઇએ, તો કેવળ રાગ અને દ્વેષ વિના તેનો અન્ય કોઇ પણ ઉદ્દેશ કિંવા હેતુ ભાગ્યે જ જોવામાં આવી શકતો હતો; એટલેકે, તેનું અંતઃકરણ ઓતપ્રોત રાગ અને દ્વેષથી જ ભરેલું હતું, એમ કહેવામાં અતિશયોક્તિ કિંવા એકપક્ષીયતાનો લેશ માત્ર પણ સંભવ નથી. સારાંશ કે, 'પિંડે તેવું બ્રહ્માંડે' એ કિંવદંતી અનુસાર દ્વેષપરાયણ દુર્યોધનમાં કર્ત્તવ્યપરાયણ મહાપુરુષ ભીષ્મના આભ્યંતર ભાવ અથવા મનોભાવને તેના યથાર્થ સ્વરૂપમાં જાણવાની શક્તિ હતી જ નહિ અને તેથી ભીષ્મ પિતામહનો પાંડવોમાં ભલે પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રેમ હોય છતાં પણ પોતાના કર્ત્તવ્યના પાલનમાટે તે પ્રાણપ્રિય પાંડવોને પણ સમરભૂમિમાં સંહારી નાખવા જેટલું આત્મબળ એ ઉગ્રતપસ્વી ભીષ્મ પિતામહમાં વિદ્યમાન છે, એમ તે વિશ્વાસ પૂર્વક માની શકતો ન હોતો. ભીષ્મ પિતામહની સ્થિતિ એવી હતી કે જેવી રીતે કોઈ દેશહિતૈષી પુરુષને, દેશોદ્ધારના ઉપાયોના પરામર્શની વેળાએ પોતાના સત્ય અભિપ્રાયને વ્યક્ત કરી પોતાની જાતિ અથવા પોતાના પક્ષને અન્યાય તથા અકલ્યાણના માર્ગમાંથી નિવૃત્ત કરવામાટેના પોતાથી કરી શકાય તેટલા પ્રયત્નો કરવા છતાં જોકે તેના

અભિપ્રાયને ન સ્વીકારીને તે અન્યાય તથા અકલ્યાણના માર્ગને જ સ્વીકારી લે છે, એટલે પછી પોતાના અભિપ્રાયને તિલાંજલિ આપી અધર્મયુદ્ધ, સ્વજાતિરક્ષા અને શત્રુનો સંહાર ઇત્યાદિ કાર્યો નિરુપાય-વશાત્ કરવાં જ પડે છે; તેવી રીતે અનિચ્છા પૂર્વક **ભીષ્મને** પણ કૌરવોના પક્ષનું અવલંબન કરવું પડયું હતું; પરંતુ **ભીષ્મ** પિતામહના હૃદયનો આ ભાવ પણ દુર્યોધનના જાણવામાં આવી શકે તેમ ન હોવાથી જો તેણે **ભીષ્મ** સમક્ષ ઉપસ્થિત થવાને બદલે **દ્રોણ** સમક્ષ ઉપસ્થિત થવાનું વિશેષ ઉચિત ધાર્યું હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ માની શકાય તેમ છે; કારણ કે, એ માર્ગને સ્વીકારવામાં પણ તેનો એક ગુપ્ત આશય સમાયલો હતો અને તે એ કે **દ્રોણનું** **પાંચાલ** દેશના રાજાએ એક વાર ભયંકર અપમાન કરેલું હોવાથી **દ્રોણ** વ્યક્તિગત ભાવથી **પાંચાલ** દેશના રાજાનો ઘોર શત્રુ હતો અને અધૂરામાં પૂરું **પાંચાલ** દેશના રાજકુમાર **ધૃષ્ટદ્યુમ્ને** ગુરુ **દ્રોણને** સંહારવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી એટલે દુર્યોધને પોતાના મનમાં વિચાર કર્યો કે: 'જો હું **દ્રોણાચાર્યને** અત્યારે તેમના **પાંચાલરાજ** સાથેના ગુપ્ત વૈર-ભાવનું સ્મરણ કરાવીશ, તો તેઓ શાન્તિના પક્ષપાતને પરિત્યાગીને પૂર્ણ ઉત્સાહથી શત્રુ સાથે લડશે.' છતાં પણ એ વાર્તા દુર્યોધને **દ્રોણા**-ચાર્યને સ્પષ્ટ શબ્દોમાં ન દર્શાવતાં પોતાના ભાષણમાં કેવળ '**ધૃષ્ટદ્યુમ્ન**' નામનો જ ઉલ્લેખ કર્યો અને ત્યાર પછી **ભીષ્મ** પિતામહને પણ સંતુષ્ટ રાખવામાટે તેમને કુરુરાજ્યના રક્ષક તથા વિજયના આધારસ્તંભ તરીકે ઓળખાવીને તેમના ગૌરવને વધારી દીધું. પ્રથમ દુર્યોધને પોતાના શત્રુપક્ષના મુખ્ય મુખ્ય યોદ્ધાઓનાં નામોને ઉચ્ચાર્યાં અને ત્યાર પછી પોતાના સૈન્યમાંના સર્વ નેતાઓનાં નહિ, કિન્તુ કેટલાક નેતાઓનાં નામોનો ઉચ્ચાર કર્યો; કારણ કે, તેના પોતાના આશયની સિદ્ધિમાટે તો કેવળ **ભીષ્મ** પિતામહ તથા **દ્રોણાચાર્યનાં** નામોની જ આવશ્યકતા હતી, તથાપિ તેમનાં નામો વિશિષ્ટ ઉદ્દેશથી જ ઉચ્ચારવામાં આવ્યાં છે એવા સંશયનો તેમના હૃદયમાં ઉદય ન થાય એટલામાટે—એટલે કે પોતાના આશયને અંત પર્યન્ત ગુપ્ત રાખવામાટે—તેણે બીજા

પણ ચાર પાંચ નેતાઓનાં નામો ઉચ્ચાર્યાં. ત્યાર પછી તેણે કહ્યું કે: "આપણી સેના અત્યંત વિશાળ તથા પ્રચંડ છે અને **ભીષ્મ પિતામહ** આપણા સેનાનાયક છે; અને **પાંડવોની** સેના આપણી સેના સાથે સરખાવતાં ક્ષુદ્ર અથવા અલ્પસંખ્ય છે અને કેવળ **ભીમ**નું બાહુબળ જ તેમની આશાનું એક માત્ર સ્થાન છે એટલે પછી આપણો જ વિજય કેમ અને શા કારણથી ન થાય વારૂ? સારાંશ કે, **ભીષ્મ પિતામહ** જ આપણી આશાની સફળતાના પ્રધાન આધારસ્તંભ હોવાથી શત્રુના આક્રમણ તથા આઘાતથી એમની રક્ષા કરવી, એ જ આપણું પ્રધાન કર્ત્તવ્ય છે; કારણ કે, જો એમનું જીવન છે, તો આપણો વિજય અવસ્યંભાવી છે." કેટલાક લોકો '**अपर्याप्त**' શબ્દનો જે વિપરીત અર્થ કરે છે, તે બુદ્ધિપુરઃસર કિંવા યુક્તિસંગત નથી; કારણ કે, દુર્યોધનની સેના હોવી જોઇએ તેથી વધારે વિશાળ હતી અને તેની સેનાના નેતાઓ પણ શૌર્ય તથા વીરતા આદિ ગુણોમાં અન્ય કોઈ પણ સેનાનાયકોથી ઊતરે તેવા નહોતા, તો પછી આત્મશ્લાઘી દુર્યોધન પોતાના બળની નિન્દા કરીને પોતાના તેમ જ પોતાના સૈનિકોના મનમાં નિરાશાને ઉપજાવવાનો પોતે જ પ્રયત્ન કરે, એ કદાપિ સંભવી શકે તેમ છે ખરૂં કે? **ભીષ્મે** દુર્યોધનના મનોભાવને એટલે કે પોતાવિશે તેના હૃદયમાં ઉત્પન્ન થયેલા સંશય કિંવા અવિશ્વાસને જાણી લઇને તેમ જ તેના આશયને ઓળખી લઇને તેના સન્દેહના નિવારણમાટે સિંહનાદ તથા શંખનાદનો આરંભ કરી દીધો. **ભીષ્મ** પિતામહના એ ઉત્સાહથી પોતાના ગુપ્ત આશયને સિદ્ધ થયેલો જોઇને દુર્યોધનના અંતઃકરણરૂપ અર્ણવમાં આનન્દની ઉત્તુંગ લહરીઓ ઉછળવા લાગી અને તે મનોગત કહેવા લાગ્યો કે: "દ્રોણાચાર્ય તથા **ભીષ્મ** પિતામહ દ્વૈતભાવને ત્યાગી એક ભાવથી યુદ્ધ કરશે એમ સ્પષ્ટ દેખાય છે એટલે મારો ઉદ્દેશ સર્વાંશે સિદ્ધ થઈ ચૂક્યો છે."

## પૂર્વ સૂચના

ભીષ્મ પિતામહના ગગનભેદક શંખનાદથી રણભૂમિ કંપાયમાન થવા લાગી અને તેજ વેળાયે કૌરવોની વિશાળ સેનાની ચારે બાજૂ રણવાદ્યો વાગવા લાગ્યાં એટલે રથી અને મહારથી યોદ્ધાઓ રણમાં ઝૂંઝવાના ઉલ્લાસથી સ્વાભાવિક જ ઉન્મત્ત થતા દેખાવા લાગ્યા. સામી બાજૂએ પાંડવોની સેનામાંના શ્રેષ્ઠ વીર અર્જુન તથા તેના સારથી શ્રી કૃષ્ણે ભીષ્મના યુદ્ધાવ્હાનના ઉત્તર તરીકે પોતાના શંખોને વગાડયા તેમ જ યુધિષ્ઠિર આદિ પાંડવપક્ષના અન્યાન્ય વીરનરો પણ પોતપોતાના શંખોને વગાડીને સૈનિકોના હ્રદયમાં રણચંડીને જગાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એ મહાન્ શબ્દે અવની તથા આકાશને પ્રતિધ્વનિત કરીને કૌરવોનાં હ્રદયોને સર્વથા હતોત્સાહ તથા વિદીર્ણ કરી નાખ્યાં. પરંતુ આ વાક્યનો એવો અર્થ સમજવાનો નથી કે એ પાંડવપક્ષીય યોદ્ધાઓના કરેલા શંખનાદથી કૌરવપક્ષીય ભીષ્મ પિતામહ આદિ યોદ્ધાઓ પણ ભયભીત થઈ ગયા હતા; કારણ કે, તેઓ વીરપુરુષ હોવાથી રણચંડીના આવ્હાનવડે ભયભીત થાય એ કદાપિ સંભવે જ નહિ. અર્થાત્ કવિએ પ્રથમ એ ઉક્તિવડે અત્યંત ઉત્કટ શબ્દના શરીરમાં થતા વેગવાન્ સંચારનું વર્ણન કરેલું છે. જેવી રીતે વજ્રનો નાદ થતાં ઘણીક વાર તેના સાંભળનારને જાણે તે વજ્રનાદ મસ્તકને બે ખંડમાં વિભક્ત કરી ગયો હોયની! એ પ્રમાણેનો ભ્રમ થઈ જાય છે, તેવી જ રીતે પાંડવપક્ષીય યોદ્ધાઓના શંખનાદનો અથવા શંખના ભીષણતમ ધ્વનિનો યુદ્ધક્ષેત્રમાં સર્વત્ર સંચાર થઈ જતાં એ નાદ જાણે કૌરવોના ભાવિ મૃત્યુની જ ઘોષણા કરતો હોયની અને જે હ્રદયો પાંડવોનાં શસ્ત્રોના આઘાતથી વિદીર્ણ થવાનાં હતાં તે હ્રદયોને તે ઘટનાની પૂર્વસૂચના તરીકે વિદારતો હોયની! એ પ્રમાણેનો કૌરવપક્ષીય યોદ્ધાઓને સત્ય સમાન ભાસ થવા લાગ્યો. અંતે યુદ્ધનો આરંભ થયો અને ઉભય દિશામાંથી એટલે કે ઉભય સૈન્યોમાંથી શસ્ત્રોનો નિક્ષેપ થવા લાગ્યો એટલે એ જ વેળાયે અર્જુન શ્રી કૃષ્ણને

સંબોધીને કહેવા લાગ્યેઃ કેઃ "આપ મારા રથને ઉભય સૈન્યોના મધ્ય-ભાગમાં લઈ જઇને ઊભો રાખો; કારણ કે, આપણા શત્રુઓ અથવા વિપક્ષીયો કોણ છે અને કોણ કોણ દુર્બુદ્ધિ દુર્યોધનનું કલ્યાણ કરવાની ઇચ્છાથી યુદ્ધભૂમિમાં આવીને ઉપસ્થિત થયા છે તેમ જ આપણે કોની સાથે યુદ્ધ કરવાનું છે, એ સર્વ જોઇ લેવાની મારી ઇચ્છા છે." આમાં અર્જુનનો આંતરિક ભાવ એવો હતો કેઃ "પાંડવોના વિજયનો હું જ માત્ર આધારસ્તંભ હોવાથી શત્રુપક્ષના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ મારા હસ્તથી હણાવાના છે એટલામાટે મારે જોતું તો જોઇએ જ કે મારા હસ્તથી જેમના મૃત્યુનો યોગ નિર્માયો છે તેઓ કોણ છે અને કેવા છે." અર્થાત આ ક્ષણ પર્યન્ત અર્જુનના અંતઃકરણમાં શુદ્ધ ક્ષાત્રભાવનો અખંડ નિવાસ હોવાથી કૃપા કિંવા દુર્બળતાનો લેશ માત્ર પણ સંચાર થયો ન હોતો. ભારતવર્ષના અનેક વીરપુરુષો શત્રુસૈન્યમાં આવી મળ્યા હતા અને તે વીરપુરુષોને સંહારીને અર્જુન પોતાના જ્યેષ્ઠ ભ્રાતા યુધિષ્ઠિરને જેમાં અન્ય કોઇનો લેશ માત્ર પણ અધિકાર ન હોય તેવા નિષ્કંટક અને સર્વથા સ્વતંત્ર સામ્રાજ્યનો અધિકારી કિંવા ભારતવર્ષનો એ મેવાદ્વિતીય સમ્રાટ્ બનાવવાના ઉદ્યોગમાં તનુમનધનથી પ્રવૃત્ત થય હતો. કિન્તુ અર્જુનના અંતઃકરણમાં દુર્બળતા રહેલી હતી એ રહસ્યને શ્રી કૃષ્ણ ભગવાન્ સારી રીતે જાણતા હતા અને એટલામાટે જો તેની એ દુર્બળતાનું નિવારણ તત્કાળ નહિ થઈ જાય, તો અંતઃકરણમાં વ્યાપેલી એ દુર્બળતા કોઈવાર અચાનક એની બુદ્ધિમાં પોતાના અધિ-કારને જમાવી લેશે અને જો તેમ થશે તો તેના પરિણામે પાંડવોનું અધિક અનિષ્ટ થશે, કિંબહુના પાંડવોનો સર્વનાશ થઈ જશે. આ વિષયનો વિચાર કરીને શ્રી કૃષ્ણે અર્જુનના રથને લઈ જઇને એવા સ્થાનમાં ઊભો રાખ્યો કે જ્યાંથી ભીષ્મ પિતામહ અને દ્રોણાચાર્ય ઇત્યાદિ અર્જુનના પ્રિયજનો નિકટમાં હોવાથી સ્પષ્ટ દેખાવા લાગ્યા અને તે ઉપરાંત અર્જુન કૌરવોના પક્ષને સ્વીકારી પોતા સાથે લડ-વાની ઇચ્છાથી આવેલા અન્યાન્ય ભૂપતિઓને પણ જોઈ શકયો. એ ક્ષણે તેને ઉદ્દેશીને શ્રી કૃષ્ણે કહ્યું કેઃ "જોઈ લે, રણભૂમિમાં એકત્ર

થયેલા આ સર્વ કૌરવોને જોઈ લે." અહીં વિશિષ્ટતાથી સ્મરણમાં રાખી લેવા યોગ્ય વાર્ત્તા એ છે કે અર્જુન પોતે પણ કુરુવંશમાં ઉત્પન્ન થયેલો હોવાથી કૌરવ હતો, કુરુવંશ અથવા કુરુજાતિના ગૌરવરૂપ હતો અને તેથી કૌરવ સૈન્યમાં જે મનુષ્યો હતા તે સર્વ કુરુજાતિના હોવાથી તેના આત્મીય, પ્રિયજન તથા બાલ્યકાળના સહચર ઈત્યાદિ જ હતા. આ પરિસ્થિતિનો વિચાર કરતાં શ્રી કૃષ્ણના મુખમાંથી નીકળેલા "જોઈ લે, રણભૂમિમાં એકત્ર થયેલા આ સર્વ કૌરવોને જોઈ લે." આ સામાન્ય શબ્દોમાં કેટલો અને કેવો ગહન ભાવ સમાયલો હતો એની સહજ કલ્પના કરી શકાય તેમ હોવાથી એના અધિક ઊહાપોહાની આવશ્યકતા છે જ નહિ. અર્જુને કૌરવસૈન્યમાં દૃષ્ટિપાત કરતાં જ તેના જોવામાં આવી ગયું કે જેમનો સંહાર કરીને યુધિષ્ઠિરના સ્વતંત્ર તથા નિષ્કંટક સામ્રાજ્યની સ્થાપના કરવાની હતી તેઓ કોઈ બીજા ન હોતા, કિન્તુ તેના પોતાના પ્રિય આત્મીય જનો, ગુરુ તથા બંધુ બાંધવો જ હતા અને તેથી તેઓ સંહારને પાત્ર નહિ, કિન્તુ ભક્તિ તથા પ્રેમને જ પાત્ર હતા. સારાંશ કે, ભારતવર્ષના બહુધા સર્વ ક્ષત્રિયવંશો એક બીજા સાથે પ્રિય સંબંધદ્વારા બંધાઈને એક બીજાને સંહારવામાટે એ કુરુક્ષેત્ર નામક મહાભીષણ રણભૂમિમાં આવીને ઉપસ્થિત થયા હતા.

## વિષાદનું મૂળ કારણ

અહીં હવે સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અર્જુનના વિષાદનું મૂળ કારણ શું હતું? અનેક જનો અર્જુનના એ વિષાદની પ્રશંસા કરીને શ્રી કૃષ્ણને કુમાર્ગદર્શક તથા અધર્મના અનુમોદક તરીકે ઓળખાવીને તેમની નિન્દા કરતાં પણ નથી અચકાતા; એટલે કે, ક્રિશ્ચિયન્ ધર્મમાં જે શાન્ત ભાવનો, બૌદ્ધ ધર્મમાં અહિંસાના ભાવનો અને વૈષ્ણવ ધર્મમાં પ્રેમભાવનો ઉપદેશ અપાયલો છે તે જ માત્ર શ્રેષ્ઠ ધર્મ છે અને યુદ્ધ તથા નરહત્યા પાપ છે અને ભ્રાતૃહત્યા તથા

ગુરુહત્યા, એ મહાપાતક છે, આવા પ્રકારની માન્યતાના પ્રવાહમાં તણાઇને તેઓ ગીતામાં વર્ણાયલી કથાને સર્વથા અયોગ્ય તથા વિસંગત કથા તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા દર્શાવે છે, એ નવીનતાથી કહેવાની કે લખવાની આવશ્યકતા છે જ નહિ. કિન્તુ એ સર્વ આધુનિક માન્યતાઓ અથવા ધારણાઓ દ્વાપર યુગના મહાવીર પાંડવના મનમાં કદાપિ ઉદ્‌ભવી ન હોતી; એટલે કે, અહિંસાનો ભાવ શ્રેષ્ઠ છે કિંવા યુદ્ધ, નરહત્યા, ભ્રાતૃહત્યા તથા ગુરુહત્યા મહાપાપ છે, એમ ધારીને જ તેણે યુદ્ધથી પરાઙ્‌મુખ થવાનું ઉચિત માન્યું હતું, એવા આશયને દર્શાવનારૂં એક પણ ચિન્હ અર્જુનની કથામાં દૃષ્ટિગોચર થઈ શકતું નથી. જો કે અર્જુન એમ અવશ્ય બોલ્યો હતો કે: "ગુરુજનોની હત્યા કરી નાખવા કરતાં ભિક્ષાવૃત્તિનું અવલંબન કરવું એ અધિક શ્રેયસ્કર છે અને જો આપણે બંધુ તથા બાંધવોની હત્યા કરીશું, તો તેના પાપનો ભાર અવશ્ય આપણા શિરપર આવી જ પડવાનો!" પરંતુ અર્જુને આ વાક્યો કર્મના સ્વભાવને અનુસરીને નહિ, કિન્તુ કર્મના ફળના વિચારથી જ ઉચ્ચાર્યાં હતાં, એ અહીં વિશિષ્ટતા પૂર્વક લક્ષમાં રાખી લેવાનું છે અને અર્જુને કર્મના ફળના વિચારથી જ આવાં વાક્યો ઉચ્ચારેલાં હોવાથી શ્રી કૃષ્ણે તેના એ વિષાદને નિવારવામાટે એવા પ્રકારનો ઉપદેશ આપ્યો હતો કે કોઈ પણ કર્મ કરતી વેળાયે કર્મના ફળનો નહિ કિન્તુ કર્મના સ્વભાવનો વિચાર કરીને જ તે કર્મ ઉચિત છે કે અનુચિત છે, એના નિશ્ચય કિંવા અંતિમ નિર્ણયપર આવવું, એજ ઉચિત માર્ગ છે. અર્જુનના હૃદયનો પ્રથમ ભાવ એવો હતો કે: 'આ સર્વ મારા આત્મીયજનો, ગુરુજનો, બંધુજનો તથા બાલ્ય સહચરો હોવાથી એ સર્વ મારા સ્નેહ, ભક્તિભાવ તથા શુભેચ્છાને જ પાત્ર છે એટલે જો એ સર્વની હત્યા કરીને સ્વતંત્ર તથા નિષ્કંટક રાજ્યનો ઉપભોગ કદાપિ સુખદાયક થઈ શકશે નહિ અને અમારે યાવજ્જીવન દુ:ખ તથા પશ્ચાત્તાપના પાવકથી દગ્ધ થવું પડશે; કારણ કે બંધુ બાંધવોથી વિહીન સમસ્ત સૃષ્ટિનું સામ્રાજ્ય હોય, તો પણ તે વાંચ્છનીય મનાતું નથી.' અર્જુનના અંત:કરણનો અન્ય

અથવા દ્વિતીય ભાવ એ હતો કે: 'પોતાના પ્રિય જનોની અથવા આત્મીય જનોની હત્યા કરવી, એ કાર્ય ધર્મથી સર્વથા વિરુદ્ધ છે; કારણ કે, જેઓ દ્વેષને પાત્ર હોય તેવા શત્રુઓને જ સંગ્રામમાં સંહારવા, એ જ ક્ષત્રિયોનો ધર્મ છે.' અર્જુનના ચિત્તનો તૃતીય ભાવ એ હતો કે: 'સ્વાર્થની સિદ્ધિમાટે આવા પ્રકારનું ઘોર કર્મ કરવું એ સર્વથા ધર્મવિરુદ્ધ છે અને ક્ષત્રિયોમાટે સર્વથા અનુચિત છે.' અને અર્જુનના અંતરનો ચતુર્થ ભાવ એ હતો કે: 'જે ભ્રાતૃવિરોધ તથા ભ્રાતૃહત્યાના પરિણામે કુળનો નાશ તથા જાતિનો ધ્વંસ થવાનો સંભવ છે, તે બંધુવિરોધ તથા બંધુહત્યાના ઘોર કર્મમાં પ્રવૃત્ત થવું એ કુલ-રક્ષક તથા જાતિરક્ષક ક્ષત્રિયવીરમાટે એક મહાપાપ છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ.' આ ચાર ભાવો ઉપરાંત અર્જુનના વિષાદના કારણરૂપ અન્ય કોઈ ભાવ હતો જ નહિ અર્થાત્ જ્યાં સુધી આપણે અર્જુનના એ ભાવોને અથવા તો તેના વિષાદનાં મૂળ કારણોને યથાર્થ સ્વરૂપમાં ન જાણી લઇએ, ત્યાં સુધી શ્રી કૃષ્ણ ભગવાનના ઉપદેશનો અથવા બોધનો ગૂઢ અર્થ અથવા આશય પણ આપણા જાણવામાં આવી શકે તેમ નથી. ક્રિશ્ચિયન્ ધર્મ, બૌદ્ધ ધર્મ અને વૈષ્ણવ ધર્મ સાથે ગીતાના વિરોધ તથા સામંજસ્યનું આગળ ચાલતાં યથાપ્રસંગ નિરૂપણ થવાનું જ છે એટલે તે વેળાએ અર્જુનની કથાના ભાવનું સૂક્ષ્મ વિચારપૂર્વક નિરીક્ષણ કરીને તેના મનોભાવનું અમો અમારાં પાઠક તથા પાઠિકાઓને પ્રદર્શન કરાવીશું.

## વૈષ્ણવી માયાનું આક્રમણ

અર્જુને પ્રથમ પોતાના વિષાદનું વર્ણન કરી સંભળાવ્યું તેનું કારણ એ હતું કે, તેના હૃદયરાજ્યમાં સ્નેહ તથા કૃપાનો જે અકસ્માત્ વિદ્રોહ થયો હતો તેના પરિણામે તે વ્યાકુલ તથા પરાસ્ત થઈ ગયો હતો, તેના શરીરનું સમસ્ત બળ એક મુહૂર્તમાત્રમાં જ સૂકાઇ ગયું હતું, તેનાં સર્વ અંગો અવસન્ન થઈ ગયાં હતાં; તેનામાં એક

ડગલું પણ આગળ ચાલવાની શક્તિ રહી નહોતી, તેના બલિષ્ઠ બાહુ ગાંડીવ ધનુષ્યને ધારવામાટે સર્વથા અસમર્થ થઈ પડયા હતા; તેના દેહમાં શોકના પરિણામે જ્વરનાં લક્ષણો દેખાવા માંડયાં હતાં; તેના દેહમાં દુર્બળતાનો સંપૂર્ણ આવિર્ભાવ થયો હતો; ત્વચા જાણે અગ્નિવડે બળતી હોયની એવો તેને ભાસ થવા માંડયો હતો; તેનું મુખ અંદરથી સૂકાવા માંડયું હતું; તેના સમસ્ત શરીરમાં તીવ્ર કંપ વ્યાપી ગયો હતો અને તેનું મન સર્વથા ભ્રમિષ્ઠ થઈ ગયું હતું. અર્જુનના પ્રથમ ભાવ કિંવા વિષાદના આ વર્ણનને વાંચીને પ્રથમ તો આપણે એને કવિની તેજસ્વિની કલ્પનાના અતિશયોક્તિપૂર્ણ વિકાસ તરીકે ઓળખી કેવળ તે કાવત્વસૌન્દર્યનો આસ્વાદ લઇને આનન્દ પામીએ છીએ; પરંતુ જો આપણે અર્જુનના એ ભાવ અથવા વિષાદનું કિંચિત્ સૂક્ષ્મ વિચારપૂર્વક નિરીક્ષણ કરીએ, તો એ વર્ણનના એક ગૂઢ અર્થનો આપણા મનમાં ઉદય થાય છે. અર્થાત્ અર્જુને મહાભારત નામક યુદ્ધની ઘટનાથી પૂર્વે પણ કૌરવો સાથે યુદ્ધ કર્યું હતું અને તે વેળાયે તેના મનમાં કદાપિ આવા ભાવનો આવિર્ભાવ થયો ન હોતો; એટલે અત્યારે કેવળ શ્રી કૃષ્ણની ઇચ્છાથી જ અકસ્માત્ તેનામાં આ આન્તરિક ઉત્પાત થયો હતો. માનવજાતિની અનેક અત્યંત પ્રબળ વૃત્તિઓ, ક્ષાત્રોચિત શિક્ષણ તથા ઉચ્ચ આકાંક્ષાઓ પરાભૂત તથા આબદ્ધ થવા છતાં પણ, અર્જુનના હૃદયતલમાં ગુપ્ત ભાવથી રહેલી હતી; કારણ કે, નિગ્રહદ્વારા ચિત્તની શુદ્ધિ થતી નથી; કિન્તુ વિવેક તથા વિશુદ્ધ બુદ્ધિની સહાયતાથી સંયમદ્વારા જ ચિત્તની શુદ્ધિ થઈ શકે છે. નિગૃહીત વૃત્તિ અને સર્વ ભાવો આ જન્મમાં જ રહેલાં છે એટલે કે આ જન્મ પૂરતાં જ છે એવી જો કોઇની માન્યતા હોય તો તે માન્યતા ભ્રમમૂલક છે; કારણ કે, અન્ય જન્મમાં પણ એ વૃત્તિ તથા ભાવો ચિત્તમાંથી અચાનક ઉછળીને બુદ્ધિપર આક્રમણ કરી બેસે છે અને બુદ્ધિપર વિજય મેળવીને સમસ્ત કર્મોને પોતાના વિકાશમાટે અનુકૂલ થાય તે માર્ગમાં ચલાવ્યાં કરે છે. આ કારણથી જ

જે મનુષ્યો આ જન્મમાં દયાળુ હોય છે તેઓ અન્ય જન્મમાં નિર્દય તથા નિષ્ઠુર થઈ જાય છે અને જેઓ આ જન્મમાં કામી તથા દુશ્ચરિત્ર હોય છે તેઓ અન્ય જન્મમાં સાધુ તથા પવિત્રચરિત્ર થઈ જાય છે. નિગ્રહ ન કરવા છતાં પણ કેવળ વિવેક તથા વિશુદ્ધ બુદ્ધિની સહાયતાથી વૃત્તિઓનો પરિત્યાગ એટલે કે વૃત્તિઓનું નિવારણ કરીને ચિત્તને નિર્મલ અથવા શુદ્ધ કરી શકાય છે અને એને જ 'સંયમ' કહેવામાં આવે છે. જો જ્ઞાનના પ્રભાવથી અજ્ઞાનનું અથવા પ્રકાશના પ્રભાવથી અંધકારનું નિવારણ ન થઈ જાય, તો એ સંયમ સાધી શકાતો નથી અને એટલામાટે જ શ્રી કૃષ્ણે અર્જુનના અજ્ઞાનરૂપ અંધકારને દૂર હટાવીને તેનામાંના સુપ્ત વિવેકને જાગ્રત કરી તેના ચિત્તનું શોધન કરવાની એટલે કે તેના ચિત્તને શુદ્ધ કરવાની ઇચ્છા કરી હતી; પરંતુ સર્વ પરિહાર્ય એટલે કે ત્યાગી દેવા યોગ્ય વૃત્તિઓને જ્યાં સુધી ચિત્તમાંથી ઉપાડીને બુદ્ધિ સમક્ષ રજૂ કરવામાં ન આવે, ત્યાં સુધી બુદ્ધિને તેના ત્યાગ અથવા નિવારણનો અવસર મળી શકતો નથી એટલે કે જ્યારે યુદ્ધમાં પરાજિત થાય છે, ત્યારે જ અંતઃસ્થ દૈત્ય અથવા રાક્ષસ વિવેકબુદ્ધિને પોતાના બંધનથી મુક્ત કરે છે. યોગની પ્રથમ અવસ્થામાં જે કેટલીક અનિષ્ટ પ્રવૃત્તિઓ ચિત્તમાં પોતાનાં મૂળને ઉંડાં ઉતારીને બેઠેલી હોય છે, તે અનિષ્ટ પ્રવૃત્તિઓ અચાનક પ્રબળ વેગથી બુદ્ધિપર આક્રમણ કરે છે અને અનભ્યસ્ત સાધકને ભીતિ તથા શોકવડે વિહ્વલ કરી નાખે છે. આને જ પાશ્ચાત્યદેશવાસીઓ શયતાનના જાળના નામથી ઓળખે છે અને બૌદ્ધધર્મીયો આને જ મારના આક્રમણ વગેરે વ્યક્ત કરે છે; પરંતુ વાસ્તવિકતાથી જોતાં તો એમ જ જણાય છે કે એ ભીતિ તથા શોક અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલાં હોય છે અને એ જાળ શયતાનનું નહિ, કિન્તુ ભગવાનનું જ છે. અન્તર્યામી જગદીશ્વર જ એ સર્વ પ્રવૃત્તિઓને સાધકની બુદ્ધિપર આક્રમણ કરવામાટે બોલાવે છે; પરંતુ એમાં તેનો સાધકનું અકલ્યાણ કરવાનો નહિ, કિન્તુ સાધકના ચિત્તને શુદ્ધ

કરવાનો જ ગુપ્ત ઉદ્દેશ સમાયલો હોય છે, એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી. શ્રી કૃષ્ણ જેવી રીતે પોતાના દશ્ય શરીરથી તથા બાહ્ય જગત્‌માં અર્જુનના સખા તથા સારથી હતા તેવી જ રીતે અંતરમાં તેઓ અશરીરી ઈશ્વર તથા અન્તર્યામી પુરુષોત્તમ હોવાથી તેમણે જ અર્જુનની એ ગુપ્ત રહેલી વૃત્તિઓ તથા તેના ગુપ્ત રહેલા ભાવોને પ્રબળ વેગથી તેની બુદ્ધિ ઉપર ફેંક્યા હતા; સારાંશ કે, એ ગુપ્ત વૃત્તિઓ તથા ભાવોના ભીષણ આઘાતથી અર્જુનની બુદ્ધિ ભ્રમિષ્ટ થવા લાગી અને તેના સ્થૂલ શરીરમાં તેના પ્રબળ મનોવિકારનાં સર્વ લક્ષણો કવિના વર્ણન અનુસાર વ્યકત થવા લાગ્યાં. અચાનક આવી પડેલા પ્રબળ શોક તથા દારુણ દુઃખનો શરીરમાં આવા પ્રકારનો વિકાર થઈ જાય છે, એ તો આપણે પણ સારી રીતે જાણીએ છીએ; કારણ કે, એ માનવજાતિના સર્વથા સાધારણ અને નિત્યના અનુભવની ઘટના છે. પરંતુ અર્જુનની બુદ્ધિમાં જે અચાનક આવો પ્રબળ વિકાર થઇ ગયો હતો અને તે વિકારનું તેના શરીરમાં જે ભયંકર પરિણામ થયું હતું, તેનું કારણ એ હતું કે ભગવાનની વૈષ્ણવી માયાએ અર્જુનને પોતાના અખંડ બળથી નિમેષમાત્રમાં જ અતિશય વ્યાકુલ તથા ભ્રમિષ્ટ કરી નાખ્યો હતો અને તેથી જો તેનામાં વિકારની આટલી બાધા થઇ હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. અર્થાત્ જ્યારે પણ કોઈ પાપાત્મા મનુષ્ય દયા તથા પ્રેમ ઈત્યાદિ ધર્મના કોમળ આકારને ધારણ કરીને, અજ્ઞ તથા જ્ઞાનહીન જન જ્ઞાનનો વેશ ધારી છદ્મવેશી થઇને અને ગાઢ અંધકાર સમાન તમોગુણથી વ્યાપ્ત મનુષ્ય ઉજ્જવલ તથા વિશદ પવિત્રતા તથા સાત્ત્વિકતાને દર્શાવીને એમ બોલવા માંડે કે: 'અમો જ ધર્માત્મા છીએ, અમો જ જ્ઞાનશીલ છીએ, અમો જ સાત્ત્વિક છીએ, અમો જ ભગવાનના પ્રિય દૂત છીએ પુણ્યરૂપ છીએ અને પુણ્યપ્રવર્ત્તક છીએ;' એટલે એથી તમારે નિશ્ચય પૂર્વક જાણી લેવું કે અવશ્ય તે મનુષ્યની બુદ્ધિમાં વૈષ્ણવી માયાનો પ્રકાશ થયેલો છે.

## વૈષ્ણવી માયાનું લક્ષણ

કૃપા તથા સ્નેહ એ વૈષ્ણવી માયાનાં મુખ્ય અંગ છે. માનવજાતિનો પ્રેમ અને માનવજાતિની શુભેચ્છા તે વિશુદ્ધ વૃત્તિ નથી; કારણ કે, શારિરીક તેમ જ પ્રાણકોપમાંથી આવેલા વિકારોને વશ થતાં પવિત્ર પ્રેમ તથા દયા કલુષિત અને વિકલાંગ–ખંડિત–થઇ જાય છે. વૃત્તિઓનું જો કોઈ નિવાસસ્થાન હોય તો તે કેવળ ચિત્ત જ છે, પ્રાણ ભોગની ભૂમિ છે, શરીર કર્મનું યંત્ર છે અને બુદ્ધિ ચિન્તા અથવા વિચારનું રાજ્ય છે. વિશુદ્ધ અવસ્થામાં એ સર્વની સ્વતંત્ર તેમ જ પરસ્પર અવિરોધીની પ્રવૃત્તિ રહ્યા કરે છે; એટલે કે, ચિત્તમાં ભાવનો આવિર્ભાવ થાય છે, શરીરદ્વારા તે ભાવ અનુસાર કર્મ થતું જાય છે, બુદ્ધિમાં તેમને લગતા વિચારનો ઉદ્ભવ થાય છે, પ્રાણ તે ભાવ, કર્મ તથા ચિન્તા કિંવા વિચારનો ઉપભોગ લે છે અને જીવ સાક્ષી થઇને પ્રકૃતિની એ આનન્દમયી ક્રીડાના દર્શનથી આનન્દને પ્રાપ્ત કરતો રહે છે. એથી વિરુદ્ધ અશુદ્ધ અવસ્થામાં પ્રાણ શારીરિક કિંવા માનસિક ભોગની લાલસાથી શરીરને કર્મનું યંત્ર ન બનાવતાં ભોગના ઉપાયને યોજવા મંડી જાય છે, શરીર ભોગમાં આસક્ત થઇને વારંવાર શારીરિક ભોગને મેળવવામાટે દબાણ કરતું રહે છે, ચિત્ત શારીરિક ભોગની કામનાવડે આક્રાન્ત થઇને અન્ય નિર્મળ ભાવોને સ્વીકારવાના સામર્થ્યને ખોઈ બેસે છે, કલુષિત વાસનાયુક્ત ભાવો ચિત્તસાગરને વિક્ષુબ્ધ કરી નાખે છે એટલે કે ખળભળાવી દે છે અને તે વાસનાઓનો કોલાહલ બુદ્ધિને અભિભૂત તથા વ્યાકુલ કરી દે છે તેમ જ એટલી સીમા પર્યન્ત બધિર કરી નાખે છે કે તેના પરિણામે બુદ્ધિ અન્ય નિર્મલ, શાન્ત તથા અભ્રાન્ત ચિન્તા કિંવા વિચારોને ગ્રહણ કરી શકતી નથી, ચંચળ મનને વશ થઇને ભમતી રહે છે અને ચિન્તાના ચક્રમાં અટવાઇને અસત્યના પ્રાબલ્યથી અંધ થઇ જાય છે. જીવ પણ એ બુદ્ધિભ્રંશના યોગે જ્ઞાનશૂન્ય થઇને સાક્ષીભાવ તથા

નિર્મલ આનન્દભાવથી વંચિત થઈ પોતાની એકતાને આધાર એટલે કે શરીર સાથે મેળવી દઈને 'હું દેહ છું, હું પ્રાણ છું, હું ચિત્તછું ને હું બુદ્ધિ છું' એવી ભ્રાન્તિવડે શારીરિક તથા માનસિક સુખ તથા દુઃખથી સુખી તથા દુઃખી થતો રહે છે. આ સર્વ ભ્રાન્તિ અથવા ભ્રમણાનું મૂલ કારણ અશુદ્ધ ચિત્તની અશુદ્ધતા જ છે અને તેથી ચિત્તની શુદ્ધિ ઉન્નતિનું પ્રથમ સોપાન મનાય છે. એ અશુદ્ધતા કેવળ તામસ તથા રાજસ વૃત્તિને જ કલુષિત કિંવા વિકૃત કરીને સંતુષ્ટ થતી નથી; કિન્તુ સાત્ત્વિક વૃત્તિને પણ કલુષિત કરી નાખે છે. 'અમુક મનુષ્ય મારા શારીરિક તથા માનસિક ભોગની સામગ્રી છે, મને તેઓ જ ગમે છે અને તેમના વિયોગથી મને અતિશય ક્લેશ તથા કષ્ટ થઈ પડે છે,' આવો જે અશુદ્ધ પ્રેમ તે શરીર, પ્રાણ તથા ચિત્તને કલુષિત અથવા વિકૃત કરીને શુદ્ધ તથા નિર્મલ પ્રેમને પણ કલુષિત કરી નાખે છે. બુદ્ધિ પણ એ અશુદ્ધતાના પરિણામે ભ્રાન્ત થઇને એમ કહેવા મંડી જાય છે કે: 'આ મારી પત્ની છે, આ મારો ભ્રાતા છે, આ મારી ભગિની છે, આ મારો સખા છે, આ મારો આત્મીય છે, આ મારો મિત્ર છે અને તેથી એ સર્વનું કલ્યાણ મારે ઇચ્છવું જોઇએ; કારણ કે એ પ્રેમ જ પુણ્યમય હોવાથી જો હું એ પ્રેમથી પ્રતિકૂલ કાર્ય કરું, તો તે પાપ, ક્રૂરતા તથા અધર્મ જ કહેવાય!' આવા પ્રકારના અશુદ્ધ પ્રેમના પરિણામે એવી અને એટલી બલવતી કૃપાનો ઉદ્ભવ થાય છે કે તેના યોગે પોતાનાં માનેલાં પ્રિયજનોને કષ્ટ આપવા કરતાં અને તેમનું અનિષ્ટ કરવા કરતાં સાક્ષાત્ ધર્મને જ જલાંજલિ આપી દેવાનું વિશેષ શ્રેયસ્કર જણાય છે; માત્ર એટલું જ નહિ, પણ અંતે એ અશુદ્ધ પ્રેમ અથવા કૃપાના પ્રવાહમાં તે એટલી સીમા પર્યન્ત તણાઇ જાય છે કે જો તેની એ કૃપાપર આઘાત કરવામાં આવે, તો તે ધર્મને અધર્મ તરીકે ઓળખાવીને પોતાની દુર્બળતાનું સમર્થન કરવા મંડી જાય છે: આવા સ્વરૂપની દુર્બલતા-ભાષાનું પ્રમાણ અર્જુનના મુખવડે પ્રારંભમાં ઉચ્ચારાયલા પ્રત્યેક

શબ્દ તેના પ્રત્યેક વાક્યમાં મળી આવે છે અને તે આપણે જોઈ ચૂક્યા છીએ.

## એ ભાવની ક્ષુદ્રતા

અર્જુનનો પ્રથમ વાદ એ હતો કે: 'આ સર્વ આપણા સ્વજન, આત્મીય તથા આપણી શુભેચ્છાને પાત્ર હોવાથી યુદ્ધમાં એ સર્વને મારી નાખવાથી આપણું શું હિત થવાનું છે વારુ? યુદ્ધમાં એ સર્વને મારી નાખવાથી વિજય, રાજ્ય તથા ધનની પ્રાપ્તિ થતાં વિજેતાનો ગર્વ, રાજાનું ગૌરવ અને ધનાઢ્યનું સુખ એ વસ્તુઓ પ્રાપ્ત થવાનો સંભવ છે ખરો, પરંતુ હું એ સર્વ શલ્ય સ્વાર્થોની સિદ્ધિને ઇચ્છતો નથી; કારણ કે, લોકોને રાજ્ય, ભોગ અને જીવન આદિ શાથી પ્રિય લાગે છે? પત્ની, પુત્ર અને પુત્રી તથા આત્મીય જનોને સુખમાં રાખી શકવાથી અને બંધુ બાંધવો સાથે ઐશ્વર્યજન્ય સુખને ભોગવવાથી આપણે આપણા આયુષ્યના દિવસો આનંદમાં વીતાડી શકીએ છીએ તેથી જ એ સર્વ સુખોનું મહત્ત્વ છે અને તેથી જ મનુષ્યને એ સુખોને મેળવવાનો લોભ થાય છે; પરંતુ જેમનામાટે આપણે રાજ્ય, ભોગવિલાસ તથા સુખ આદિને ઇચ્છીએ છીએ, તેઓ આપણા શત્રુ થઇને રણભૂમિમાં ઉપસ્થિત થયેલા છે; માત્ર એટલું જ નહિ, પણ આપણી સાથે મળીને રાજ્ય તથા સુખનો એકત્ર ભોગ કરવાને સંમત ન થતાં આપણી હત્યા કરી નાખવાને જ તૈયાર થઈ ઊભા છે, એટલે પછી રાજ્ય તથા સુખને મેળવવાથી શું ફળ ફળવાનું છે વારુ? એમની ઇચ્છા હોય તો એઓ ભલે મારો વધ કરી નાખે; પરંતુ મારાથી એમનો વધ થઈ શકાય તેમ નથી. જો એમની હત્યાથી ત્રિલોકના રાજ્યનો અધિકાર મને મળી જાય તેમ હોય, તો પણ મારાથી એમના પર શસ્ત્ર ચલાવી શકાય તેમ નથી; તો પછી આ પૃથ્વીના સ્વતંત્ર સામ્રાજ્યના અધિકારની તો ગણના જ શી છે વારુ?' સ્થૂલ દૃષ્ટિ મિથ્યાવાદી લોકો અર્જુનની [illegible]

"न कांक्षे विजयं कृष्ण नच राज्यं सुखानि च"।

તેમજ

"एतान्न हन्तु मिच्छामि घ्नतोऽपि मधुसूदन।
अपि त्रैलोक्य राज्यस्य हेतोः किंनु महीकृते"॥ "

આ ઉક્તિઓવડે મુગ્ધ થઇને તત્કાળ એમ કહેવાને કટિબદ્ધ થઈ જાય છે કે: "અહો, અર્જુનનો કેવો મહાન્, ઉદાર અને નિઃસ્વાર્થ પ્રેમમય ભાવ! રુધિરથી લેપાયલાં ભોગ તથા સુખો કરતાં તેને પરાજય, મરણ તથા ચિરકાલિક દુઃખ આદિ જ અધિક આદરણીય દેખાયલાં છે!" પરંતુ વસ્તુતઃ અર્જુનના મનોભાવનું સૂક્ષ્મ બુદ્ધિથી પરિક્ષણ કરતાં તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે કે અર્જુનનો એ મનોભાવ સર્વથા ક્ષુદ્ર, દુર્બળતાદર્શક તથા કોઈ એક નપુંસકને શોભાવે તેવા પ્રકારનો જ હતો. કુળના હિતમાટે અથવા પ્રિયજનોના પ્રેમથી, કૃપાને વશ થવાથી તેમ જ રક્તપાતના ભયથી સ્વાર્થનો સર્વથા ત્યાગ કરી દેવો, એ કદાચિત્ અનાર્ય જનમાટે મહતી ઉદારતાને દર્શાવનારો ભાવ થઈ શકે તેમ છે; પરંતુ એક આર્ય પુરુષમાટે તો એ સર્વથા મધ્યમ ભાવ જ મનાય છે; કારણ કે, તેના માટે તો કેવળ ધર્મ તથા ભગવત્પ્રીત્યર્થ સ્વાર્થનો ત્યાગ કરવો, એ જ ઉત્તમ ભાવ છે. એનું જ જો અન્ય રીતિથી પ્રતિપાદન કરવામાં આવે તો એમ પણ નિર્વિવાદ કહી શકાય તેમ છે કે કુળના કલ્યાણમાટે અથવા પ્રિયજનોના પ્રેમથી, કૃપાને વશ થવાથી તેમ જ રક્તપાતના ભયથી જો ધર્મનો પરિત્યાગ કરી દેવાય, તો તે સર્વથા અધમ ભાવ છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, કેવળ ધર્મ તથા ભગવત્પ્રીતિમાટે સ્નેહ, કૃપા તથા ભય આદિનું દમન કરવું એ જ પ્રકૃત અથવા વાસ્તવિક આર્યભાવ છે. એ ક્ષુદ્ર ભાવના સમર્થનમાટે જ અર્જુને સ્વજનોની હત્યાથી લાગતા પાપને દર્શાવતાં કહ્યું

હતું કે: “ધૃતરાષ્ટ્રના પુત્રોને એટલે કે કૌરવોને સંહારી નાખવાથી આપણને ક્યા સુખ તથા માનસિક સંતોષની પ્રાપ્તિ થવાની હતી વારૂ? કારણ કે, તેઓ આપણા બંધુબાંધવ તથા આત્મીય સ્વજન હોવાથી જો તેઓ અન્યાય કરે, આપણી સાથે શત્રુતા કરે, આપણા રાજ્યને હરી લે અને સત્યનો ભંગ કરી નાખે, તો પણ તેમને સંહારવાથી આપણે તો પાપી જ થવાના છીએ; સુખી થવાના નથી.” પરંતુ આ શબ્દો ઉચ્ચારતી વેળાયે અર્જુન એ સત્ય તત્ત્વને ભૂલી ગયો હતો કે તે એ વેળાયે ધર્મયુદ્ધ કરવામાટે રણભૂમિમાં આવ્યો હતો; કાંઈ પોતાના સુખ કિંવા યુધિષ્ઠિરના સુખ અથવા સ્વાર્થની સિદ્ધિમાટે શ્રી કૃષ્ણના ઉપદેશથી કૌરવોની હત્યાના કાર્યમાં પ્રેરાયો નહોતો; કારણ કે, ધર્મની સ્થાપના, અધર્મનો નાશ, ક્ષત્રિયધર્મનું પાલન અને ભારતવર્ષમાં ધર્મપ્રતિષ્ઠિત એક મહત્સામ્રાજ્યની સ્થાપના એ જ કુરુક્ષેત્રના મહાભારત નામક મહાયુદ્ધનો દિવ્ય ઉદ્દેશ હતો અને તેથી પોતાના સમસ્ત સુખોને જલાંજલિ આપીને તેમ જ જીવનવ્યાપક દુઃખ તથા યંત્રણાઓને સહન કરીને પણ એ દિવ્ય ઉદ્દેશની સિદ્ધિ કરવી, એ એક ક્ષત્રિય વીરપુરુષ તરીકે અર્જુનનું સર્વથી પ્રથમ અને પરમ કર્તવ્ય હતું, એનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ છે ખરૂં કે? કદાપિ નહિ.

## કુળનાશની કથા

કિન્તુ પોતાની દુર્બળતાના સમર્થનમાટે અથવા તો પોતાની દુર્બલતાને છુપાવવામાટે અર્જુને એક બીજી ઉચ્ચતર યુક્તિ શોધી કાઢી અને તે એ કે: ‘આ યુદ્ધમાં કુળ તથા જાતિના નાશનો સંપૂર્ણ સંભવ હોવાથી આ યુદ્ધ ધર્મયુદ્ધ નહિ, પણ અધર્મયુદ્ધ જ છે; કારણ કે, આ યુદ્ધમાં ભ્રાતૃહત્યા તથા મિત્રદ્રોહ જ આપણા હસ્તથી થવાના છે; અર્થાત્ જેઓ સ્વાભાવિક જ આપણને અનુકૂળ છે અને આ-

પણ સહાયકો છે તેમનું જ આપણે આપણા હસ્તથી અનિષ્ટ કરવું પડશે; માત્ર એટલું જ નહિ, પણ જે કુળમાં એટલે કે જે કુરુ નામક ક્ષત્રિયવંશ તથા જાતિમાં પાંડવ તથા કૌરવ એ ઉભય પક્ષોનો જન્મ થયેલો છે, તે કુળનો નાશ પણ આ યુદ્ધથી અનાયાસ સિદ્ધ થવાનો છે." પ્રાચીન કાળમાં જાતિનો બહુધા રક્તના સંબંધપર જ આધાર રહેતો હતો; કારણ કે, એક કુળ–મહાન્ કુળ–વિસ્તાર પામીને જાતિના રૂપમાં પરિણત થઈ જતું હતું; જેમ કે ભોજવંશ તથા કુરુવંશ ઇત્યાદિ ભારતજાતિના વિશિષ્ટ વંશો પછીથી એક એક બલશાલિની જાતિના રૂપમાં ફેરવાઈ ગયા હતા અને તેથી જ કુળમાં જે અન્તર્વિરોધ ઉપજાવવો અને એક બીજાનું અનિષ્ટ અથવા અકલ્યાણ કરવું એ પ્રવૃત્તિને જ અર્જુને 'મિત્રદ્રોહ' ના નામથી ઓળખાવી હતી. હવે જો કેવળ નૈતિક દૃષ્ટિથી જ અવલોકન કરવામાં આવે, તો તો એ મિત્રદ્રોહને એક મહાપાપ તરીકે સ્વીકારવા વિના અન્ય કોઈ માર્ગ મળી શકે તેમ છે જ નહિ અને અર્થનીતિથી એ 'મિત્રદ્રોહ' નામક દોષમાં જે કુળ અથવા જાતિનો ક્ષય સમાયલો હતો તે તેનું–'મિત્રદ્રોહ' નામક દોષનું–અવશ્યંભાવિ ફળ હતું, એ પણ નિર્વિવાદ છે. સનાતન કુળધર્મના યથોચિત પાલનથી જ કુળની ઉન્નતિ તથા અવસ્થિતિ થઈ શકે છે અને તેથી આપણા પૂજ્ય પૂર્વજો ગૃહસ્થજીવન તથા સમાજનૈતિક ક્ષેત્રમાં જે મહાન્ આદર્શ તથા મહતી કર્મશૃંખલાને સ્થાપી ગયા છે તે આદર્શની હાનિ અને તે શૃંખલાનો વિચ્છેદ થતાં કુળનો અધઃપાત થાય, એમાં શંકાનો અંશ માત્ર પણ નથી. સારાંશ કે, જ્યાં સુધી કુળનું સદ્ભાગ્ય પ્રબળ હોય છે અને બળ અવિચળ હોય છે ત્યાં સુધી જ તેનો તે આદર્શ અને તેની તે કર્મશૃંખલા રક્ષાયલાં રહી શકે છે, પરંતુ જ્યારે તે કુળ ક્ષીણ તથા દુર્બળ થઈ જાય છે, ત્યાર પછી તમોભાવ અથવા દુર્બળતાના પરિમાણ અનુસાર તેના મહાન્ ધર્મમાં શિથિલતા આવતી જાય છે અને તેના પરિણામે કુળમાં અરાજકતા, અનીતિ તથા અસત્ય આદિ દોષોનો પ્રવેશ થાય છે,–કુળની

કામિનીઓ દુશ્ચરિત્રા અથવા વ્યભિચારિણી થઇ જાય જે અને તેથી કુળની પવિત્રતાનો સર્વથા નાશ થઇ જાય છે; કારણ કે, કુલકામિનીઓ અથવા કુળની સ્ત્રીઓ વ્યભિચારિણી થતાં નીચ જાતિના અથવા નીચ ચરિત્રવાળા લોકોના વીર્યથી તે કુળમાં પુત્રોની ઉત્પત્તિ થાય છે કે જે પ્રજા અથવા સંતતિ સર્વત્ર વર્ણસંકરના નિંદ્ય નામથી જ ઓળખાય છે. આ સર્વ કારણોનો વિચાર કરતાં જો પૂર્વપુરુષોના શુદ્ધ વીર્યથી ઉત્પન્ન થયેલાં સંતાનો અથવા વંશધરોની હત્યા કરવામાં આવે, તો તે હત્યા કરનારા નરકના અધિકારી થાય, તેમ જ અધર્મના વિસ્તાર, વર્ણસંકર પ્રજાના યોગે થનારી નૈતિક અધોગતિ તથા નીચ ગુણોના પ્રસાર અને અરાજકતા આદિ દોષોવડે સમસ્ત કુળનો જો વિનાશ થઈ જાય; માત્ર એટલું જ નહિ, પણ તે સમસ્ત કુળ નરકપ્રાપ્તિને યોગ્ય થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ કહી શકાય. કુળના નાશથી જાતિધર્મ તથા કુળધર્મ એ ઉભય ધર્મોનો નાશ થઇ જાય છે. સમસ્ત કુલસમષ્ટિથી જે જાતિ બંધાયલી હોય છે તે મહતી જાતિની પુરુષપરંપરાથી ચાલતો આવેલો જે સનાતન આદર્શ અને ચાલતી આવેલી જે કર્મશૃંખલા તે જ તે જાતિનો ધર્મ એટલે કે જાતિનાં મનુષ્યોનો જાતિધર્મ કહેવાય છે, આ વ્યાખ્યાને અહીં વિશિષ્ટતાથી લક્ષમાં રાખી લેવાની છે. અર્થાત્ એ પછી અર્જુને પોતાના પ્રથમ સિદ્ધાન્ત તથા કર્તવ્યકર્મ વિષયક નિશ્ચયને દર્શાવીને યુદ્ધની વેળાયે જ પોતાના ગાંડીવ નામક ધનુષ્યનો ત્યાગ કરી દીધો અને તે રથમાં બેસી ગયો. કવિએ આ પ્રથમ અધ્યાયના અંતિમ શ્લોકમાં એવો જ સાંકેતિક ભાવ દર્શાવેલો છે કે શોકથી અર્જુનની બુદ્ધિનો ભ્રંશ થયેલો હોવાથી જ તે આવી રીતે ક્ષત્રિયધર્મથી સર્વથા વિપરીત અને અનાર્ય આચરણને આચરવાના નિશ્ચયપર આવી લાગ્યો હતો.

## વિદ્યા અને અવિદ્યા

અર્જુનના કુળનાશવિષયક કથનમાં એક અત્યંત મહાન સિદ્ધાન્ત આવની આમાં આપણા જોવામાં આવી શકે છે અને તે ભાવ

સાથે જે એક ગુરુતર અથવા ગંભીર પ્રશ્ન જોડાયેલો છે, તે પ્રશ્નની આલોચના કરવી એ ગીતાના વ્યાખ્યાતામાટે એક અત્યંત આવશ્યકીય કાર્ય છે. તે પ્રશ્ન એ છે કે જો આપણે ગીતાના કેવળ આધ્યાત્મિક અર્થનું જ અન્વેષણ કરીએ, તો આપણને આપણા જાતીય, ગાર્હસ્થ્ય તથા વ્યક્તિગત સાંસારિક કર્મ તથા આદર્શથી ગીતામાં ઉપદેશાયલા ધર્મનો સંપૂર્ણ વિચ્છેદ કરવો પડે છે અને જો એ ભાવ તથા એ પ્રશ્નની મહત્તા તથા પ્રયોજનીયતાનો આપણે અસ્વીકાર કરીએ, તો તેથી ગીતામાં કથાયલા ધર્મના સર્વવ્યાપક વિસ્તારને સંકુચિત કર્યા જેવું થાય છે. શ્રી શંકરાચાર્ય આદિ જે જે મહાપુરુષોએ ગીતાની વ્યાખ્યાઓ અથવા ટીકાઓ કરેલી છે તે મહાપુરુષો સંસારથી સર્વથા પરાઙ્મુખ થયેલા દાર્શનિક તથા અધ્યાત્મવિદ્યા-પરાયણ જ્ઞાની હોવાથી તેમ જ ભક્ત હોવાથી ગીતામાં પોતાની આવશ્યકતા અનુસાર જ્ઞાન તથા ભાવને શોધીને જે કાંઇ પણ તેમને પ્રયોજનીય લાગ્યું તેટલા વિભાગને મેળવીને જ સંતુષ્ટ થયેલા છે. પરંતુ વસ્તુતઃ જેઓ એકસમયાવચ્છેદે જ્ઞાની, ભક્ત તથા કર્મી હોય છે, તેઓ જ ગીતામાં અપાયલા ગૂઢતમ ઉપદેશના અધિકારી છે; કારણ કે, ગીતાના વક્તા શ્રી કૃષ્ણ પોતે મહાજ્ઞાની તથા કર્મી હતા અને ગીતાગત ઉપદેશનો અધિકારી અર્જુન એક મહાન્ ભક્ત તથા કર્મવીર હતો અને તેનાં જ્ઞાનચક્ષુને ઉઘાડવામાટે જ શ્રી કૃષ્ણ ભગવાને કુરુક્ષેત્રમાં તેને ગીતારૂપ જ્ઞાનામૃતનું પાન કરાવ્યું હતું. અર્થાત્ એક મહાન્ રાજનૈતિક સંઘર્ષ એ જ ગીતાના પ્રચારનું કારણ હતું, તે સંઘર્ષમાં મહાન્ રાજનૈતિક ઉદ્દેશની સિદ્ધિમાટે અર્જુનને યન્ત્ર તેમ જ નિમિત્તરૂપે યુદ્ધમાં પ્રવૃત્ત કરવો, એ જ ગીતાનો ઉદ્દેશ હતો અને તેથી યુદ્ધક્ષેત્ર જ ગીતાના ઉપદેશનું યોગ્યતમ સ્થાન હતું. શ્રી કૃષ્ણ એક અદ્વિતીય શ્રેષ્ઠરાજનીતિવિશારદ તથા યોદ્ધા હતા, ધર્મરાજ્યની સ્થાપના કરવી એ તેમના જીવનનો પ્રધાન ઉદ્દેશ હતો અને અર્જુન તથા ક્ષત્રિય રાજકુમારોદ્વારા રાજનીતિ તથા યુદ્ધનો પ્રચાર કરવો એ

તેમનું સ્વભાવનિયત અથવા સ્વાભાવિક કર્મ હતું. સારાંશ કે, ગીતાના ઉદ્દેશને તેમ જ ગીતાના વક્તા, પાત્ર તથા પ્રચારના કારણને બાદ કરીને એટલે કે ત્યાગી દઇને ગીતાની વ્યાખ્યા કદાપિ કરી શકાય તેમ છે ખરૂં કે? ન જ કરી શકાય.

માનવસંસારની ચિરકાલ રહેનારી કોઈ પણ પ્રતિષ્ઠાઓ હોય, તો તે કેવળ પાંચ પ્રતિષ્ઠાઓ છે અને તેઓ વ્યક્તિ, પરિવાર, વંશ, જાતિ તથા માનવસમષ્ટિ એ પાંચ નામોવડે વિશ્વમાં વિખ્યાત છે. એ પાંચ પ્રતિષ્ઠાઓ ઉપર જ ધર્મની પ્રતિષ્ઠાનો આધાર રહેલો છે. ભગવત્પ્રાપ્તિ અથવા પરમાત્માનો સાક્ષાત્કાર એ ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે અને ભગવત્પ્રાપ્તિના જે બે માર્ગ તે એ કે વિદ્યાનો અધિકાર મેળવી લેવો અથવા અવિદ્યાનો અધિકાર મેળવી લેવો; કારણ કે, એ વિદ્યા તથા અવિદ્યા જ આત્મજ્ઞાન તથા ભગવતદ્દર્શનના મુખ્ય ઉપાયરૂપ છે. બ્રહ્મનો સાક્ષાત્કાર અથવા તો અવિદ્યામય પ્રપંચનો પરિત્યાગ કરીને સચ્ચિદાનન્દની અનુભૂતિ કરવી કિંવા પરબ્રહ્મમાં વિલીન થવું, એ વિદ્યાનો માર્ગ છે અને સર્વત્ર આત્મા તથા ભગવાનનો સાક્ષાત્કાર કરીને જ્ઞાનમય, મંગળમય તથા શક્તિમય પરમેશ્વરને બંધુ, પ્રભુ, ગુરુ, પિતા, માતા, પુત્ર, કન્યા, પ્રેમિક, પતિ તથા પત્નીરૂપે પ્રાપ્ત થવું; એ અવિદ્યાનો માર્ગ છે. વિદ્યાનો ઉદ્દેશ શાન્તિ છે અને અવિદ્યાનો ઉદ્દેશ પ્રેમ છે; કિન્તુ ભગવાનની પ્રકૃતિ વિદ્યામયી પણ છે અને અવિદ્યામયી પણ છે. આ કારણથી જો આપણે કેવળ વિદ્યાના માર્ગમાં જ ચાલીએ, તો તેથી આપણને વિદ્યામય બ્રહ્મનો લાભ થાય છે અને કેવળ અવિદ્યાના માર્ગમાં જ ચાલતા રહીએ તો તેથી અવિદ્યામય બ્રહ્મની પ્રાપ્તિ થાય છે; પરંતુ જેઓ વિદ્યા તથા અવિદ્યા ઉભયના અધિકારને મેળવી લે છે તેઓ જ સંપૂર્ણ ભાવથી વાસુદેવને પ્રાપ્ત કરી શકે છે; એટલું જ નહિ, પણ તેઓ વિદ્યા તથા અવિદ્યા ઉભયથી અતીત થઈ જાય છે. જેઓ વિદ્યાના અંતિમ લક્ષ્ય પર્યન્ત પહોંચી જાય છે તેઓ વિદ્યાની સહા-

પતાથી અવિદ્યાને અલ્પ આયાસે જ પોતાના અધિકારમાં કરી લે છે અને એનાં કેટલાંક ઉદાહરણો પણ શાસ્ત્રોમાં વિદ્યમાન છે. 'ઇશોપનિષદ્' માં એ મહત્ સત્ય અત્યન્ત સ્પષ્ટ ભાવથી વ્યક્ત કરાયલું છે અને તે નીચે પ્રમાણેઃ—

"अंधं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥

अन्यदेवाहु र्विद्ययान्यदेवाहु रविद्यया ।
इति शुश्रुम धीराणां येनस्तद्विचचक्षिरे ॥

विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृत मश्नुते" ॥

"જેઓ અવિદ્યાના ઉપાસક થાય છે તેઓ અંધ અજ્ઞાનરૂપ તમ–અંધકાર–માં પ્રવેશ કરે છે. જે ધીર તથા જ્ઞાની જનોએ આપણા સમક્ષ બ્રહ્મજ્ઞાનનો પ્રચાર કરેલો છે, તેમના મુખથી સાંભળવામાં આવ્યું છે કે વિદ્યાનું પણ ફળ હોય છે અને અવિદ્યાનું પણ ફળ હોય છે; પરંતુ એ વિદ્યા તથા અવિદ્યાનાં ફળ એકબીજાથી સર્વથા સ્વતંત્ર હોય છે; અર્થાત્ જેઓ વિદ્યા તથા અવિદ્યા ઉભયના અધિકારી થઈ શકયા છે તેઓ જ અવિદ્યાદ્વારા મૃત્યુને જીતીને વિદ્યાદ્વારા અમૃતમય પુરુષોત્તમના સાક્ષાત્કારજન્ય આનન્દનો ઉપભોગ કરી શકે છે."

સમસ્ત માનવજાતિ અવિદ્યાનો ભોગ કરીને વિદ્યાની દિશામાં આગળ વધતી જાય છે અને એ જ સ્વાભાવિક ક્રમનો વિકાસ છે. જેઓ શ્રેષ્ઠ, સાધક, યોગી, જ્ઞાની, ભક્ત તથા કર્મયોગી હોય છે તેઓ એ વિદ્યાની દિશામાં આગળ વધતા વિદ્યાપિપાસુઓનાં સૈન્યને

શીઘ્ર ગતિથી તેના ગન્તવ્ય અથવા ઇષ્ટ સ્થાનમાં પહોંચાડીને પાછા આવે છે અને માનવજાતિને શુભ સમાચાર સંભળાવી વિદ્યાનો માર્ગ બતાવે છે તેમ જ તે માર્ગમાં આગળ વધવાની શક્તિ પણ વિદ્યાપ્રદેશના તે યાત્રાળુઓને આપે છે. ભગવાનનો અવતાર અથવા પરમાત્માની વિભૂતિ આવીને વિદ્યાના પ્રદેશમાં જવાના એ માર્ગને સુગમ કરે છે, પ્રવાસમાટે અનુકૂળ થાય તેવી વ્યવસ્થા કરી આપે છે અને જે બાધાઓ હોય છે તેમનું નિવારણ કરી નાખે છે. અવિદ્યામાં વિદ્યા, ભોગમાં ત્યાગ, સંસારમાં સંન્યાસ, આત્મામાં સર્વભૂત, સર્વભૂતોમાં આત્મા, ભગવાનમાં જગત્ અને જગત્માં ભગવાનનો અનુભવ અથવા સાક્ષાત્કાર કરવો એ જ મૂળ અથવા વાસ્તવિક જ્ઞાન છે. અને માનવજાતિના ગંતવ્ય સ્થાનમાં જવામાટેનો જો કોઇ નિર્દિષ્ટ માર્ગ હોય તો એ જ છે. આત્મજ્ઞાનની જે સંકીર્ણતા તે જ ઉન્નતિનો પ્રધાન અંતરાય છે અને દેહાત્મક બોધ અથવા સ્વાર્થબોધ તે સંકીર્ણતાનું મૂળ કારણ છે, એટલામાટે પરને એટલે કે અન્યને આત્મવત્ જોવું એ ઉન્નતિનું પ્રથમ સોપાન છે. મનુષ્ય પ્રથમ વ્યક્તિત્વને મહત્ત્વ આપીને વ્યક્તિત્વમાં જ નિમગ્ન રહેવાથી નિજ વ્યક્તિગત શારીરિક તથા માનસિક ઉન્નતિના ઉપભોગ તથા શક્તિના વિકાસમાં જ અનુરક્ત રહ્યા કરે છે. હું દેહ છું, હું મન છું ને હું પ્રાણ છું, અને તેથી શારીરિક બળ, સુખ, સૌન્દર્ય, મનની ક્ષિપ્રતા અથવા વેગશીલતા, આનંદ, સ્વચ્છતા, પ્રાણનું તેજ, ભોગ અને પ્રફુલ્લતા એ જ જીવનના ઉદ્દેશો છે અને એ જ ઉન્નતિની ચરમ અથવા અંતિમ અવસ્થા છે, એવા પ્રકારનું જે જ્ઞાન તે પ્રાથમિક અથવા આસુર જ્ઞાન કહેવાય છે; પરંતુ એની પણ આવશ્યકતા તો છે જ; કારણ કે, પ્રથમ દેહ, મન તથા પ્રાણના વિકાસ તથા પરિપૂર્ણત્વને પ્રાપ્ત કરી લઇને પછી તે પૂર્ણ વિકસિત શક્તિનો અન્યની સેવામાં પ્રયોગ કરવો, એ જ ઉચિત તથા શ્રેયસ્કર છે અને તેટલામાટે એ આસુરી શક્તિનો જે વિકાસ તે જ માનવજાતિની સભ્યતાની પ્રથમ

અવસ્થા છે; કારણ કે, પશુ, યક્ષ, રાક્ષસ, પિશાચ અને અસુર પર્યંત સર્વ મનુષ્યનાં મન, કર્મ તથા ચરિત્રમાં પોતાની લીલા કરે છે અને વિકાસને પ્રાપ્ત થાય છે. ત્યાર પછી મનુષ્ય આત્મજ્ઞાનને વિસ્તારીને પરને અથવા અન્યને પોતાસમાન–આત્મવત્ જોવાનો આરંભ કરે છે અને પરાર્થ અથવા પરોપકારમાટે પોતાના અર્થ એટલે સ્વાર્થનું બલિદાન આપતાં શીખે છે. તે પ્રથમ પોતાના પરિવારને જ આત્મવત્ જુએ છે અને તેથી પોતાની પત્ની તથા પોતાનાં સંતાનોના પ્રાણુની રક્ષામાટે પોતાના પ્રાણુને ત્યાગી દે છે તેમ જ પોતાની અર્ધાંગના તથા પોતાનાં સંતાનોના સુખમાટે પોતાનાં સુખોને આનંદથી જલાંજલિ આપી દે છે. એ પછી તે પોતાના કુળ અથવા વંશને આત્મવત્ જોવા માંડે છે અને તેથી કુળ અથવા વંશની રક્ષામાટે પોતાના પ્રાણોનું બલિદાન આપી દે છે; માત્ર એટલું જ નહિ, પણ પોતાની પત્ની તથા પુત્ર પુત્રીના પ્રાણોનું પણ, જો આવશ્યકતા આવી પડે, તો વંશરક્ષામાટે હર્ષપૂર્વક બલિદાન આપતાં જરા પણ નથી અચકાતો તેમ જ કુળના સુખ તથા ગૌરવની વૃદ્ધિમાટે તે પોતાનાં તેમ જ પોતાનાં સ્ત્રીસંતાન આદિકનાં સુખોને પણ તત્કાળ જલાંજલિ આપી દેવાને તત્પર રહ્યા કરે છે. ત્યાર પછી તે જાતિને આત્મવત્ દેખે છે અને તેથી જાતિની રક્ષામાટે તે પોતાના પ્રાણોનું, પોતાનાં સ્ત્રીપુત્રાદિકના જીવનનું તેમ જ કુળનું પણ બલિદાન આપી દે છે; જેમ કે, ચિત્તોડના સર્વ રાજપૂત વંશોએ સમસ્ત રાજપૂત જાતિની રક્ષામાટે અનેક વાર રણયજ્ઞમાં પોતાના પ્રાણોની આહુતિ પોતાની ઇચ્છાથી જ આપી હતી; અર્થાત્ તે જાતિના સુખ તથા ગૌરવની વૃદ્ધિમાટે પોતાના, પોતાના પરિવારના તથા પોતાના કુળના સુખ તથા ગૌરવની વૃદ્ધિને સર્વથા જલાંજલિ આપી દેતાં જરા પણ સંકોચાતો નથી. ત્યાર પછી તે સમસ્ત માનવજાતિને આત્મવત્ નિહાળવા માંડે છે અને તેથી સમસ્ત માનવજાતિની ઉન્નતિમાટે પોતાના પ્રાણને ત્યાગી દે છે અને પોતાનું, પોતાનાં સ્ત્રી

પુત્રાદિકનું, પોતાના કુળનું તથા પોતાની જાતિનું ઉત્સાહપૂર્વક બલિદાન આપી દે છે; માત્ર એટલું જ નહિ, પણ સમસ્ત માનવજાતિના સુખ તથા સમસ્ત માનવજાતિની ઉન્નતિમાટે પોતાના, પોતાનાં સ્રી-સંતાન આદિના, પોતાના કુળના તેમ જ પોતાની જાતિના સુખ તથા ગૌરવની વૃદ્ધિને સર્વાંશે જલાંજલિ આપી દેતાં તેના હૃદયમાં શોકનો લેશ માત્ર પણ આઘાત નથી થતો. એવી રીતે અન્યને આત્મવત્ જોવું અને પરોપકાર અથવા અન્ય જનના કલ્યાણમાટે પોતાનું તથા પોતાનાં સુખોનું બલિદાન આપી દેવું એ બૌદ્ધ ધર્મ તથા બૌદ્ધ ધર્મમાંથી ઉત્પન્ન થયેલા ખ્રિસ્ત ધર્મનો પ્રધાન ઉપદેશ છે અને યૂરોપની નૈતિક ઉન્નતિ એ ઉપદેશ અથવા માર્ગને અનુસરીને જ આગળ વધેલી છે. પ્રાચીન યૂરોપવાસીઓ પોતાના વ્યક્તિત્વનો પરિવારના હિતમાટે ભોગ આપી દેતા હતા તેમ જ કુળ અથવા વંશની રક્ષામાટે પરિવારનું બલિદાન આપતાં શીખ્યા હતા અને આધુનિક યૂરોપિયન્સ્ જાતિના કલ્યાણમાટે એટલે કે કેવળ પોતાની સમસ્ત જાતિના કલ્યાણમાટે કુળનું બલિદાન આપતાં શીખ્યા છે; કિન્તુ સમસ્ત માનવજાતિના કલ્યાણમાટે પોતાની જાતિનું પણ બલિદાન આપી દેવું, એ અદ્યાપિ ત્યાં એક કઠિન આદર્શ તરીકે મનાય છે અને તેથી યૂરોપમાં એ આદર્શનો અધિક આદર કિંવા પ્રસાર ન હોવાથી ટૉલ્સ્ટૉય ઈત્યાદિ વિચારશીલ વિદ્વાનો તેમ જ સોશિયાલિસ્ટ તથા અનાર્કિસ્ટો—સામ્યવાદી તથા અરાજકવાદીઓ—આદિ એ નવ આદર્શનાં અનુમોદક મંડળો એ આદર્શને વ્યવહારમાં યોજવાના અથવા તો કાર્યના રૂપમાં પરિણત કરવાના ઉદ્યોગમાં ઉત્સુકતા પૂર્વક પ્રવૃત્ત થયેલા છે. યૂરોપની દોડ અહીં આવીને અટકી ગઈ છે; કારણ કે, યૂરોપવાસીઓ અવિદ્યાના ઉપાસક હોવાથી સત્ય વિદ્યા તેમને અવગત અથવા પ્રાપ્ત થયેલી જ નથી અને તેથી '**अंधं तमः प्रविशन्ति ये अविद्यामुपासते**' એવી જ તેમની અવસ્થા થયેલી છે એટલે કે તેમનો અંધકારરૂપ અજ્ઞાનમાં જ દિવસાનુદિવસ અધિકાધિક પ્રવેશ થતો જાય છે.

ભારતવર્ષમાં વિચારશીલ પુરુષોએ વિદ્યા તથા અવિદ્યા ઉભયની પ્રાપ્તિ કરેલી છે; કારણ કે, તેઓ એ તત્ત્વને સારી રીતે જાણી ચૂક્યાં છે કે, અવિદ્યાની પંચપ્રતિષ્ઠા વિના વિદ્યાની પ્રતિષ્ઠાનો સંભવ નથી; કારણ કે, ભગવાનના અસ્તિત્વને પ્રથમ અવિદ્યાના યોગે જ જાણી શકાય છે અને તેથી ભગવાનના અસ્તિત્વને જાણ્યા વિના વિદ્યાની પ્રાપ્તિ થઇ શકે તેમ છે જ નહિ; એટલામાટે કેવળ પરને એટલે કે અન્યને જ આત્મવત્ ન જોતાં તેમણે '**आत्मवत् परवत्**' અર્થાત્ પોતામાં તેમ જ અન્યમાં સમાન ભાવથી ભગવાનનો સાક્ષાત્કાર કરેલો છે. પોતાના ઉત્કર્ષની સર્વથી પ્રથમ આવશ્યક્તા છે અને તે એટલામાટે કે પોતાના ઉત્કર્ષથી પરિવારનો ઉત્કર્ષ સિદ્ધ થાય છે; ત્યાર પછી પરિવારના ઉત્કર્ષની એ કારણથી આવશ્યકતા છે કે પરિવારના ઉત્કર્ષવડે કુળ અથવા વંશનો ઉત્કર્ષ સિદ્ધ થાય છે; વંશના ઉત્કર્ષની એટલામાટે આવશ્યકતા છે કે વંશના ઉત્કર્ષથી પોતાની વિશિષ્ટ જાતિનો ઉત્કર્ષ સિદ્ધ થાય છે અને અંતે જાતિના ઉત્કર્ષના યોગે સમસ્ત માનવજાતિના ઉત્કર્ષને નિર્વિવાદ સિદ્ધ કરી શકાય છે. આવા પ્રકારનું જ્ઞાન આર્યોના સામાજિક વ્યવહાર તથા આર્યોના શિક્ષણના મૂળમાં જ ઓતપ્રોત ભરેલું છે અને તેનું ફળ એ થયું છે કે પોતાના વ્યક્તિત્વનો ત્યાગ કરી દેવા એ તો આર્ય જનોનો જાણે નિત્યનો અભ્યાસ જ થઈ પડ્યો છે; એટલે કે, પરિવારમાટે, કુળ અથવા વંશમાટે, સમાજમાટે, સમસ્ત માનવજાતિમાટે અને અંતે પરમેશ્વરપ્રીત્યર્થ પોતાના વ્યક્તિત્વને ત્યાગી દેવું અને સદાસર્વદા પરોપકાર કિંવા પરમાર્થમાટે સ્વાર્થને જલાંજલિ આપી દેવી, એ આર્યોનો જન્મજાત સ્વભાવ જ થઇ રહ્યો છે. છતાં આપણા શિક્ષણમાં જે કાંઇ પણ દોષ અથવા ન્યૂનતા દષ્ટિગોચર થાય છે, તે દોષ અથવા ન્યૂનતા કેટલાંક ઐતહાસિક કારણોનું જ ફળ કિંવા પરિણામ છે! એટલે કે, આપણે સમાજમાં જાતિના સ્વરૂપને પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ અને

તેથી સમાજના કલ્યાણમાટે વ્યક્તિત્વ તથા પરિવારના હિતનું આપણે બલિદાન આપી દઇએ છીએ; પરંતુ જાતિનો રાજનૈતિક વિકાસ આપણા ધર્મના એક મુખ્ય અંગ તરીકે સ્વીકારાયલો ન હોવાથી જાતિના રાજનૈતિક વિકાસના શિક્ષણને આપણે પાશ્ચાત્યો પાસેથી લાવવું પડયું છે. જો કે આપણી પ્રાચીન શિક્ષણ પદ્ધતિમાં, મહાભારતમાં, ગીતામાં, રાજસ્થાનના ઇતિહાસમાં તેમ જ સમર્થ શ્રી રામદાસ સ્વામીકૃત 'દાસબોધ' આદિ ગ્રંથોમાં એ રાજનૈતિક વિકાસનું શિક્ષણ આપણા દેશમાં પણ હતું અને અદ્યાપિ છે; તથાપિ વિદ્યાની ઉપાસનામાં જ સર્વથૈવ નિમગ્ન થવાથી અને અવિદ્યાના ભયથી આપણે જાતિના એ રાજનૈતિક વિકાસના શિક્ષણની ઉન્નતિ કરી શક્યા નહોતા અને આપણા એ દોષ કિંવા પ્રમાદનું આપણને એ પરિણામ ભોગવવું પડયું કે એ દોષના કારણથી તમોવિભૂત થઇને આપણે આપણા જાતિધર્મથી ચ્યુત કિંવા પતિત થઇને ઘોરતમ દાસત્વ, દુઃખ તથા અજ્ઞાનની ગહનતમ ગર્ત્તામાં પછડાઇ પડયા, આપણાથી અવિદ્યાની પ્રાપ્તિ પણ ન કરી શકાઇ અને તે સાથે આપણે વિદ્યાને પણ ખોઇ બેઠા. "**ततो भूय इव ते तमो य उ** [illegible] **रताः**"॥ એવી જ આપણી અવસ્થા થઇ પડી.

## શ્રી કૃષ્ણનો રાજનૈતિક ઉદ્દેશ

માનવસમાજનો યથાક્રમ જેમ જેમ વિશેષ અને વિશેષ વિકાસ થતો જાય છે, તેમ તેમ કુળ અને જાતિની અધિકાધિક ભિન્નતા થતી જાય છે, એવો જો કે નિયમ છે, તથાપિ પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં કિંવા અન્ય દેશોમાં કુળ તથા જાતિની એ ભિન્નતાનો એટલો પરિસ્ફોટ થયો નહોતો કે જેને ભિન્નતા તરીકે ઓળખી શકાય; કારણ કે, તે વેળાએ અનેક મોટાં મોટાં કુળોની એકત્રતાથી એક જાતિ નિર્માણ થતી હતી અને એ ભિન્નભિન્ન કુળો એક જ પૂર્વપુરુષના વંશમાંથી ઊતરી આવેલાં ન હોવા છતાં પણ, એટલે કે એ સર્વ કુળોના

પૂર્વજ ભિન્નભિન્ન હોવા છતાં પણ પ્રીતિ કિંવા પ્રેમની સંસ્થાપનાના કાર્યમાં તે સર્વને એક જ વંશના વંશજો તરીકે સ્વીકારવામાં આવતા હતા. ભારત નામની જો કે એક અત્યંત વિશાળ કિંવા બૃહદ્ જાતિ અસ્તિત્વમાં નહોતી, તથાપિ સમસ્ત ભારતવર્ષમાં જે મોટી મોટી જાતિઓ તે સમયમાં અસ્તિત્વ ધરાવતી હતી તે સર્વ જાતિઓમાં એક જ સભ્યતા, એક જ ધર્મ, એક જ સંસ્કૃત ભાષા તથા વિવાહ ઇત્યાદિ સંબંધો પ્રચલિત હતાં, એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં એકતાને સ્થાપવામાટેની ચેષ્ટાઓ પ્રાચીન કાળથી થતી આવી છે, એ પણ નિર્વિવાદ છે; એટલે કે, પ્રાચીન કાળમાં કોઇ વાર કુરુજાતિ, કોઈ વાર પાંચાલજાતિ, કોઇ વાર કોશલજાતિ તો કોઈ વાર મગધજાતિ દેશના નેતૃત્વ કિંવા સાર્વભૌમત્વને મેળવીને સામ્રાજ્ય કરતી હતી; પરંતુ કુળધર્મ તથા કુળની સ્વાતંત્ર્યપ્રિયતા એ એકત્વપ્રસારના કાર્યમાં અચાનક એવી પ્રબળ બાધા નાખી દેતાં હતાં કે તેથી એ એકતાને પ્રસારવાની ચેષ્ટા દીર્ઘકાળ પર્યન્ત ટકી શકતી જ નહોતી. ભારતવર્ષમાં એ એકત્વને સ્થાપવાની ચેષ્ટા એટલે કે અસપત્ન કિંવા નિષ્કંટક સામ્રાજ્યને સ્થાપવાની ચેષ્ટા પુણ્યકર્મ કિંવા રાજાના એક પ્રધાન કર્ત્તવ્યકર્મ તરીકે ગણાતી હતી અને એ એકતાનો પ્રવાહ એટલો તો પ્રબળ થઇ ગયો હતો કે તે પ્રવાહમાં તણાઇને ચેદિ દેશના અત્યંત તેજસ્વી, પરાક્રમી અને દુર્જય રાજા શિશુપાલે પણ યુધિષ્ઠિરના સામ્રાજ્યને સ્થાપવાના પ્રયત્નને પુણ્યકર્મ તરીકે પ્રમાણીને પોતાથી આપી શકાય તેટલી તે કાર્યમાં સહાયતા આપવાની સંમતિ દર્શાવી હતી. સારાંશ કે, આવા પ્રકારના ઐક્ય, સામ્રાજ્ય કિંવા ધર્મરાજ્યની ભારતવર્ષમાં સ્થાપના કરવી એ જ શ્રી કૃષ્ણનો એકમાત્ર રાજનૈતિક ઉદ્દેશ હતો. એથી પૂર્વે મગધ દેશના રાજા જરાસંધે એવા પ્રકારના સામ્રાજ્યને સ્થાપવાની ચેષ્ટા કરી હતી, પરંતુ તેની શકિતનો સર્વથા અધર્મ તથા અત્યાચારપર જ આધાર હોવાથી એટલે કે તે એક પાપાત્મા તથા

અત્યાચારી રાજા હોવાથી શ્રી કૃષ્ણે ભીમના હસ્તથી તેનો વધ કરાવીને તેની એ ચેષ્ટાને સર્વથા વિફળ કરી નાખી હતી. શ્રી કૃષ્ણના એ કાર્યના માર્ગમાં મહાગવિષ્ઠ તથા તેજસ્વી કુરુવંશ એક અત્યંત પ્રબળ તથા અનિવાર્ય બાધારૂપ હતો; કારણ કે, કુરુજાતિ દીર્ઘકાળથી ભારતવર્ષની નેતૃસ્થાનીય અથવા પ્રમુખ અગ્રેસર જાતિ હતી એટલે કે જેને અંગ્રેજી ભાષામાં 'Hegemony' કહેવામાં આવે છે તેવા પ્રકારનું એ કુરુજાતિનું નેતૃત્વ હતું. અનેક પરસ્પર સમાન તથા સ્વાધીન જાતિઓ મધ્યે જે એક જાતિનું પ્રમુખત્વ તથા નેતૃત્વ હોય છે તેને અંગ્રેજી ભાષામાં 'Hegemony' કહેવામાં આવે છે; અર્થાત્ ભારતવર્ષની સર્વ જાતિઓના નાયકત્વ કિંવા નેતૃત્વના અધિકારને કુરુજાતિ વંશપરંપરાથી ભોગવતી આવતી હતી અને તેથી 'જો એ જ જાતિ બળ તથા ગર્વપૂર્વક એ અધિકારને અખંડ ભાવથી ભોગવતી રહેશે અને તેના બળ તથા ગર્વનો નાશ નહિ થાય, તો ભારતવર્ષમાં ઐક્યની સ્થાપના કદાપિ થઈ શકવાની નથી;' એ શ્રી કૃષ્ણ સારી રીતે જાણતા હતા અને તે સાથે ભારતના સામ્રાજ્યમાં કુરુજાતિનો પુરુષપરંપરાગત અધિકાર હતો, એ વાર્તાને પણ તેઓ ભૂલી ગયા નહોતા. જે વસ્તુપર ધર્મપૂર્વક જે વ્યકિત કિંવા જાતિનો અધિકાર પહોંચતો હોય, તે વસ્તુ તે વ્યકિત કિંવા જાતિપાસેથી સદાનેમાટે છીનવી લઇને તે વ્યકિત કિંવા જાતિને તે વસ્તુથી સદાનેમાટે વંચિત કરી નાખવી, એ સર્વથા અધર્મ કિંવા પાપ છે એમ ધારીને જે પુરુષ ન્યાયની દૃષ્ટિથી કુરુજાતિનો રાજા તથા પ્રધાન પુરુષ હતો તે યુધિષ્ઠિરને જ ભાવિ સમ્રાટ્પદપર નિયુક્ત કરવાનો શ્રી કૃષ્ણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. શ્રી કૃષ્ણ પરમધાર્મિક હોવાથી પોતામાં સર્વ પ્રકારનું સામર્થ્ય હોવા છતાં પણ સ્નેહને વશ થઇને કુરુજાતિના સ્થાનમાં પોતાના પ્રિય યાદવ કુળને સ્થાપવાની તેમણે લેશ માત્ર પણ ચેષ્ટા કરી નહોતી તેમજ પાંડવોમાંના જ્યેષ્ઠ ભ્રાતા યુધિષ્ઠિરના અધિકારને મારી નાખીને પોતાના પ્રિયતમ સખા અર્જુનને તેના પદપર નિયુક્ત કર્યો નહોતો, એ શ્રી કૃષ્ણની નિષ્પક્ષપાત બુદ્ધિ

અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે. કિન્તુ કેવળ વય કિંવા પૂર્વ અધિકારને જ મહત્ત્વ આપવાથી ઘણીક વાર અનિષ્ટ પરિણામને જ સંભવ હોય છે અને તેથી ગુણ તથા સામર્થ્યને જ બહુધા વિશેષ મહત્ત્વ આપવું પડે છે, એ નીતિ હોવાથી જો રાજા યુધિષ્ઠિર અધાર્મિક, અત્યાચારી અને અશક્ત હોત, તો શ્રી કૃષ્ણને નિરુપાયવશાત્ ભારતના ભાવિ સમ્રાટ્પદપર કોઈ અન્ય યોગ્ય પુરુષને નિયુક્ત કરવાના નિશ્ચયપર આવવું પડત; પરંતુ યુધિષ્ઠિર વંશના ક્રમથી, ન્યાયના અધિકારથી તેમ જ પૂર્વપ્રચલિત નિયમથી સમ્રાટ્પદને સર્વથા યોગ્ય હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તેનામાં સર્વ સદ્‌ગુણોનો પણ સંપૂર્ણ નિવાસ હોવાથી એ પદ કોઈ અન્ય પુરુષને આપવાનું શ્રી કૃષ્ણને કાંઇ પણ કારણ હતું જ નહિ. જો કે તે સમયમાં ભારતવર્ષમાં યુધિષ્ઠિર કરતાં પણ વિશેષ તેજસ્વી તથા પ્રતિભાસંપન્ન અનેક મોટા મોટા ભૂપાળો વિદ્યમાન હતા; કિન્તુ કેવળ બળ તથા પ્રતિભા એ બે ગુણો જ રાજ્યાધિકારમાટે સંપૂર્ણ મનાતા નથી; કારણ કે, એ ગુણો ઉપરાંત ધર્મની રક્ષા કરવી, પ્રજાના ચિત્તનું રંજન કરવું અને દેશની રક્ષા કરવી, એ ગુણોની પણ રાજામાં આવશ્યકતા હોય છે. એમાંના ધર્મરક્ષા તથા પ્રકૃતિરંજન એ ગુણોમાં તો યુધિષ્ઠિર સર્વથા અદ્વિતીય અને અતુલનીય હતો; કારણ કે, તે ધર્મપુત્ર, દયાશીલ, ન્યાયપરાયણ, સત્યવાદી, સત્યપ્રતિજ્ઞ તથા સત્યકર્મા હતો અને તેથી પ્રજાને તે અત્યન્ત પ્રિય હતો. એથી ઉપરાંત અન્ય જે આવશ્યક ગુણોની તેનામાં ન્યૂનતા હતી તે ગુણોને પૂર્ણ કરવાને તેના બે વીર ભ્રાતા ભીમ તથા અર્જુન સંપૂર્ણ સમર્થ હતા; સારાંશ કે, તે સમયમાં પાંચ પાંડવો સમાન કોઇ પરાક્રમી રાજા કિંવા વીર પુરુષ ભારતવર્ષમાં અસ્તિત્વ ધરાવતો નહોતો; એટલામાટે જરાસન્ધના વધવડે સામ્રાજ્યસ્થાપનાના માર્ગને નિષ્કંટક કરી શ્રી કૃષ્ણના પરામર્શથી રાજા યુધિષ્ઠિરે દેશની પ્રાચીન પ્રણાલિકાને અનુસરીને રાજસૂય યજ્ઞ કર્યો અને તે ભારતવર્ષનો સમ્રાટ્ થયો,

શ્રી કૃષ્ણ પરમધાર્મિક અને રાજનીતિવિશારદ હોવાથી જો દેશના ધર્મ, દેશની પ્રણાલી તથા દેશના સામાજિક નિયમોની સીમામાં રહીને જ કર્મ કરવાથી તેમનો મહાન્ ઉદ્દેશ સિદ્ધ થવાનો સંભવ હોય, તો પછી તેઓ ધર્મની હાનિ, તે પ્રણાલીથી વિરુદ્ધ આચરણ તથા તે નિયમોનો ભંગ કરે જ શામાટે વારૂ? કારણ કે, કોઈ પણ પ્રબળ કારણ વિના આવા પ્રકારના રાષ્ટ્રવિપ્લવ તથા સમાજવિપ્લવને જગાડવાથી દેશનું સર્વથા અકલ્યાણ જ થાય છે, એ નિર્વિવાદ છે અને એટલામાટે જ પ્રથમ પુરાતન પ્રણાલીનું રક્ષણ કરીને પછી જ શ્રી કૃષ્ણે પોતાના ઉદ્દેશની સિદ્ધિનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તે કાળમાં દેશની પ્રાચીન પ્રણાલીમાં એ જ દોષ હતો કે તેના યોગે એ પ્રયત્ન સફળ થવા છતાં પણ તે ફળ સ્થાયિ થવાનો અત્યંત અલ્પ સંભવ હતો; એટલે કે, જેનું યુદ્ધબળ અધિક હોય તે રાજપુરુષ રાજસૂય યજ્ઞ કરીને સમ્રાટ્ થઇ શકતો હતો; પરંતુ તેના વંશધરો નિસ્તેજ તથા બળહીન થતાંની સાથે જ તેના વંશધરના મસ્તકપરથી રાજમુકુટ પોતાની મેળે જ નીચે પડી જતો હતો. જે તેજસ્વિની વીર જાતિઓ તેના પિતા અથવા પિતામહને વશ થયેલી હોય તે જાતિઓ તે વિજેતાના પુત્ર અથવા પૌત્રની આધીનતાને શામાટે સ્વીકારે વારૂ? સામ્રાજ્યનું મૂળ વંશપરંપરાગત અધિકારમાં નહિ, કિન્તુ રાજસૂય યજ્ઞ એટલે કે અસાધારણ બલાઢ્યતામાં જ રહેલું હોવાથી જે પુરુષ અધિક બલાઢ્ય હોય તે જ પુરુષ રાજસૂય યજ્ઞ કરીને સમ્રાટ્ થઈ શકતો હતો અને તેથી સામ્રાજ્યના ચિરસ્થાયિત્વની લેશ માત્ર પણ આશા હતી જ નહિ; એટલે કે અમુક કાળ પર્યન્ત અમુક જાતિની પ્રધાનતા કિંવા Hegemony જ થઇ શકતી હતી. એ પ્રણાલીમાં જે એક બીજો દોષ સમાયલો હતો તે એ કે નવા નવા સમ્રાટોના બળની વૃદ્ધિ અને તેથી તેમને મળતી મહત્તાને જોઇને દેશમાંના પોતાના બળનો ગર્વ ધરાવનારા, અસહિષ્ણુ, પરાક્રમી અને તેજસ્વી અન્યાન્ય ક્ષત્રિયોના હૃદયમાં ઇર્ષાનો પાવક પ્રજળી

ઉઠતો હતો અને તેથી 'એની આટલી બધી મહત્તા કેમ થાય અને આપણે સર્વપ્રધાન તથા મહાન્ શામાટે ન થઇએ ?' આવા પ્રકારના વિચારો સહજ તેમના મનમાં ઉત્પન્ન થવાનો સંભવ હતો. અર્થાત્ યુધિષ્ઠિરના પોતાના કુળના ક્ષત્રિયો જ એ ઇર્ષાને વશ થઇ તેના વિરોધી થઇ ગયા અને એ જ ઇર્ષાનો આશ્રય લઇને તેના પિત્રાઇઓએ અત્યંત બુદ્ધિકૌશલ્ય દર્શાવીને તેને પદભ્રષ્ટ તથા વન-વાસી કરી દીધો. દોષયુક્ત પ્રણાલીનો દોષ અલ્પ કાળમાં જ વ્યક્ત થઈ ગયો.

શ્રી કૃષ્ણ જેવા ધાર્મિક હતા તેવા જ રાજનીતિવિશારદ હોવાથી તેઓ અમુક દોષયુક્ત, અકલ્યાણકારિણી અને સમયને અનુ-પયોગિની થઈ પડે તેવી કોઈ પણ પ્રણાલી, તેવા કોઇ પણ ઉપાય અથવા તેવા કોઈ પણ નિયમને બદલી નાખવામાં પાછી પાની કરે, એ કદાપિ સંભવે જ નહિ; કારણ કે, તેઓ તેમના યુગના એક મુખ્ય વિપ્લવકારી હતા. રાજા ભૂરિશ્રવા, શ્રી કૃષ્ણની નિર્ભર્ત્સના કરતી વેળાયે તે સમયના પુરાતન મતાભિલાષી અનેક ભારતવાસીઓના આક્રોશને વ્યક્ત કરતાં, બોલ્યો હતો કે: “ કૃષ્ણે તેમ જ તેને અનુસરીને ચાલતા યાદવ કુળે ધર્મથી વિરુદ્ધ આચરણ કરવામાં તેમ જ ધર્મને ભ્રષ્ટ કર-વામાં આગળ પાછળનો કદાપિ કાંઇ વિચાર કર્યો જ નથી અને તેથી મારો દૃઢ નિશ્ચય છે કે જેઓ કૃષ્ણના પરામર્શ તથા ઉપદેશ પ્રમાણે વર્ત્તશે, તેઓ અવસ્ય પાપની ગર્ત્તામાં પછડાઇ પડશે.” ભૂરિશ્રવાના આ ઉદ્ગારોથી લેશ માત્ર પણ આશ્ચર્ય થવાનો સંભવ નથી; કારણ કે, જેમની પુરાતન રીતિઓમાં દૃઢ આસક્તિ બંધાયલી હોય છે અને તેથી જેઓ તે પુરાતન રીતિઓને રક્ષવાના કાર્યમાં જ તત્પર રહ્યા કરે છે તેમને કોઇ પણ પ્રકારનો નવીન પ્રયાસ સર્વથા પ્રચંડ પાપ તરીકે જ દેખાયા કરે છે. શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરના પતનથી જાણી લીધું,—જાણી શું લીધું, તેઓ ભગવાન્ હોવાથી પ્રથમથી જ જાણતા હતા,—કે, જે પ્રણાલી દ્વાપરયુગમાં જ ઉપયુક્ત થનારી છે તે

પ્રણાલીને રક્ષીને કલિયુગમાં પણ પ્રચલિત રાખવી, એ કદાપિ યોગ્ય નથી; અને એટલામાટે જ તેમણે તે પ્રણાલીને અનુસરીને કાંઇ પણ પ્રયત્ન ન કરતાં કલિયુગમાં ઉપયુક્ત થઇ પડે તેવી ભેદ તથા દંડપ્રધાન રાજનીતિને અનુસરીને ગર્વિષ્ઠ ક્ષત્રિયજાતિના બળનો નાશ કરી ભાવિ સામ્રાજ્યને નિષ્કંટક કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. એ કાર્યના મંગળાચરણ તરીકે શ્રી કૃષ્ણે કૌરવોના પુરાતન અને સમબળશાળી પાંચાળજાતિના લોકોને કુરુવંશના ધ્વંસના કાર્યમાં પ્રવૃત્ત કરી દીધા અને ત્યાર પછી જેટલી જાતિઓને કૌરવોના દ્વેષથી, યુધિષ્ઠિરમાંના પ્રેમથી તેમ જ ધર્મરાજ્ય તથા ઐક્યની આકાંક્ષાથી આકર્ષી શકાય તેમ હતું તેટલી જાતિઓને તે પક્ષમાં આકર્ષીને તેમને યુદ્ધના ઉદ્યોગમાં લગાડી દીધી. જે સંધિનો પ્રયત્ન થયો તેમાં શ્રી કૃષ્ણની તો પ્રથમથી જ આસ્થા નહોતી; કારણ કે, તેઓ સારી રીતે જાણતા હતા કેઃ 'સંધિ થાય એવી સંભાવના છે જ નહિ અને કદાચિત્ એક વાર સંધિ થઈ જાય, તો પણ તે ચિરસ્થાયિની થઇ શકે તેમ નથી.' તેમનો આવો દૃઢ નિશ્ચય હોવા છતાં પણ તેઓ એ સંધિના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા તે કેવળ ધર્મ અને રાજનીતિના કારણથી જ. એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ કે કુરુક્ષેત્રનું જે યુદ્ધ તે શ્રી કૃષ્ણની રાજનીતિનું જ ફળ હતું અને કુરુવંશનો ધ્વંસ, ક્ષત્રિયોનો નાશ તથા ભારતવર્ષમાં નિષ્કંટક સામ્રાજ્ય તથા ઐક્યની સ્થાપના એ શ્રી કૃષ્ણનો ઉદ્દેશ હતો. જે યુદ્ધ ધર્મરાજ્યની સ્થાપનામાટે કરાય છે તે જ ધર્મયુદ્ધ કહેવાય છે અને તે ધર્મયુદ્ધનો ઇશ્વરનિર્દિષ્ટ વિજેતા દિવ્યશક્તિસંચાલિત મહાવીર અને મહારથી અર્જુન હતો. અર્થાત્ જો અર્જુન શસ્ત્રને ત્યાગીને યુદ્ધમાં ભાગ ન લે, તો શ્રી કૃષ્ણનો રાજનૈતિક સર્વ પરિશ્રમ વ્યર્થ થતાં આર્યાવર્ત્તમાં ઐક્યની સિદ્ધિ થાય તેમ હતું જ નહિ અને જો તેમ થાય તો ભારતના અત્યંત નિકટના ભવિષ્યમાં તેનું અત્યંત અકલ્યાણકર અને ઘોર પરિણામ થવાનો સંભવ હતો.

## ભ્રાતૃહત્યા અને કુળનાશ

અર્જુનની સર્વ યુક્તિઓ કેવળ કુળના હિત અથવા કલ્યાણના વિચારથી જ યોજાયલી હતી; એટલે કે સ્નેહને વશ થવાથી જાતિના હિતનો વિચાર તેના મનમાંથી સર્વથા લોપાઈ ગયો હતો. તે કેવળ કુરુવંશના કલ્યાણની ચિન્તામાં પડીને સમસ્ત ભારતવર્ષના કલ્યાણને સર્વથા ભૂલી ગયો હતો અને અધર્મના ભયથી ધર્મને જલાંજલિ આપવાને કટિબદ્ધ અથવા તત્પર થયો હતો. સ્વાર્થની સિદ્ધિમાટે બંધુજનોની હત્યા કરવી એ મહાપાપ છે એ તો સર્વ મનુષ્યો જાણે જ છે; પરન્તુ ભ્રાતૃસ્નેહ અથવા બંધુપ્રેમને વશ થઈ જાતીય અનર્થને ઉપજાવનારા કાર્યમાં સહાયતા આપી જાતિના કલ્યાણને સાધવાના કાર્યથી વિમુખ થવું, એ તેથી પણ ગુરુતર અને ભયાનક પાપ છે એની કોનાથી ના પાડી શકાય તેમ છે વારૂ? અર્થાત્ જો અર્જુને શસ્ત્રનો ત્યાગ કરી દીધો હોત અને રણક્ષેત્રમાં તે આગળ ન વધ્યો હોત, તો તેથી પરિણામ એ જ આવત કે અધર્મનો જય થાત, દુર્યોધન ભારતવર્ષનો સર્વશ્રેષ્ઠ નૃપાળ તથા સમસ્ત દેશનો નેતા થઈને પોતાના કુદૃષ્ટાન્ત અથવા અધમ ઉદાહરણથી જાતિના ચરિત્ર–જાતીય ચરિત્ર–તથા ક્ષત્રિયકુળના આચારને સર્વથા ભ્રષ્ટ કરી નાખત; ભારતવર્ષનાં સર્વ પ્રબળ તથા પરાક્રાન્ત કુળો સ્વાર્થ, ઈર્ષા તેમ જ વિરોધપ્રિયતાની પ્રેરણાથી એકબીજાને મારી નાખવાના ઉદ્યોગમાં લાગી જાત; દેશને એકત્રિત, નિયંત્રિત તેમ જ શક્તિદ્વારા સુરક્ષિત રાખનારી કોઈ પણ અસપત્ન અને ધર્મપ્રણોદિત રાજશક્તિ અવશિષ્ટ રહેત નહિ અને એવી અવસ્થામાં જે વિદેશીય આક્રમણ તે સમયમાં હજી રુદ્ધ સમુદ્ર પ્રમાણે ભારતવર્ષની ઉપર પડીને તેને ડુબાવી દેવાની તૈયારી કરી રહ્યું હતું તે વિદેશીય આક્રમણે અચાનક આવીને આર્યસભ્યતાનો ધ્વંસ કરી જગતના ભાવિ કલ્યાણના આશાવૃક્ષને સર્વથા નિર્મૂલ કરી નાખ્યું હોત. સારાંશ કે, શ્રી કૃષ્ણ તથા અર્જુનના સ્થાપેલા

સામ્રાજ્યના નાશમાટે ત્યાર પછી બે હજાર વર્ષે ભારતવર્ષમાં જે રાજનૈતિક ઉત્પાતનો આરંભ થયો હતો તે રાજનૈતિક ઉત્પાતનો તે વેળાએ જ આરંભ થઈ જાત, એ સર્વથા નિઃસંશય વાર્તા છે.

લોકો કહે છે કે અર્જુને જે અનિષ્ટ પરિણામના ભયથી શસ્ત્રને ત્યાગવાની ઇચ્છા દર્શાવી હતી તે પ્રમાણે જ કુરુક્ષેત્રના યુદ્ધનું સર્વથા અનિષ્ટ પરિણામ આવ્યું હતું; કારણ કે એ કુરુક્ષેત્રના યુદ્ધના યોગે ભ્રાતૃવધ થયો હતો, કુળનો નાશ થયો હતો; એટલું જ નહિ, પણ જાતિનાશ પર્યન્તનો પ્રસંગ પણ આવી લાગ્યો હતો. અર્થાત્ કલિની સત્તાના વિસ્તારનું જો કોઇ મૂળ કારણ હોય તો તે કુરુક્ષેત્રનું એ યુદ્ધ જ હતું. હવે એ યુદ્ધમાં ભીષણ ભ્રાતૃહત્યા થઈ હતી, એ કથા સર્વથા સત્ય છે; પરન્તુ પ્રશ્ન માત્ર એટલો જ છે કે શ્રી કૃષ્ણનો મહાન્ ઉદ્દેશ એથી ભિન્ન બીજા કયા ઉપાયવડે સિદ્ધ થાય તેમ હતું વારૂ ? જો યુદ્ધ થશે, તો તેનું ભયંકર પરિણામ આવશે એ રહસ્યને શ્રી કૃષ્ણ નહોતા જાણતા એમ તો નહોતું જ અને તેટલામાટે સન્ધિમાટેની પ્રાર્થના સર્વથા નિષ્ફળ થવાની છે એવો નિશ્ચય હોવા છતાં પણ શ્રી કૃષ્ણે કૌરવસભામાં જઇને સન્ધિને સ્થાપવામાટેની પ્રચંડ ચેષ્ટા કરી હતી અને અંતે વધારે નહિ તો પાંડવોને માત્ર પાંચ ગ્રામો આપવાનું જ દુર્યોધનને કહ્યું હતું; કારણ કે, એમ કરવામાં તેમની એવી ધારણા હતી કે 'જો અત્યારે પાંચ ગ્રામો પણ પાછાં મળશે, તો યુધિષ્ઠિર હાલ તરત સંતુષ્ટ તથા શાન્ત થઇ જશે અને જો અત્યારે ચરણને સ્થાપવા જેટલું સ્થળ મળશે, તો આગળ જતાં મારાથી ધર્મરાજ્યની સ્થાપના કરી શકાશે.' પરંતુ દુર્યોધનનો તો 'યુદ્ધવિના શચિના અગ્રભાગ—સોયની અણી—જેટલી પણ ભૂમિ ન આપવી' એવો દઢ નિશ્ચય થયેલો હતો અને તેથી ધર્મરાજ્યની સ્થાપનામાટેનો યુદ્ધ વિના બીજો કોઇ માર્ગ રહ્યો જ નહોતો. જ્યાં સમસ્ત દેશના ભાવિ કલ્યાણનો કેવળ યુદ્ધના પરિણામ ઉપર જ આધાર રહેલો હોય, ત્યાં યુદ્ધમાં થનારા ભ્રાતૃવધ

અથવા બંધુઘાતના ભયથી એ મહત્કાર્યથી વિમુખ થવું એ જ વસ્તુતઃ ભયાનક અધર્મ છે, એમ કહેવામાં લેશ માત્ર પણ મિથ્યાવાદ કિંવા અસત્યવાદનો સંભવ નથી. સારાંશ કે, પરિવારના હિતનો જાતિના હિતમાટે કિંવા વિશ્વના હિતમાટે ભોગ આપવો જ પડે છે; કારણ કે, ભ્રાતૃસ્નેહ તથા પારિવારિક કલ્યાણના મોહને વશ થઇ કોટિસંખ્ય—કરોડો—લોકોનો સર્વનાશ કરી શકાતો નથી અને કરોડો લોકોના ભાવિ સુખનો સંહાર કરીને તેમના દુઃખમુકત થવાના માર્ગને બંધ કરી શકાતો નથી; કારણ કે, એમ કરવાથી વ્યકિતને તથા કુળને અવશ્ય મહાભયાનક રૌરવ નરકની જ પ્રાપ્તિ થાય છે.

કુરુક્ષેત્રના યુદ્ધથી કુળનો નાશ થયો હતો, એ કથા પણ સર્વાંશે સત્ય છે; કારણ કે, એ યુદ્ધના પરિણામે જ મહાપ્રતાપાન્વિત કુરુવંશનો સર્વથા લોપ થઇ ગયો હતો; કિન્તુ કેવળ કુરુજાતિના લોપથી સમસ્ત ભારતવર્ષની રક્ષા થવાનો જ્યાં સંભવ હોય, ત્યાં કુરુવંશનો એ સંહાર નથી થયો પણ ઉદ્ધાર થયો છે, એમ જ માનવાની આવશ્યકતા છે. જેવી રીતે પરિવારની શુભેચ્છકતામાં માયાનો સમાવેશ થયેલો હોય છે તેવી જ રીતે કુળનું કલ્યાણ ઇચ્છવામાં પણ માયાની મોહની રહેલી હોય છે. "અમો અમારા દેશબંધુઓને કાંઇ પણ કહીશું નહિ; અમો અમારા દેશવાસીઓ સાથે કોઇ પણ પ્રકારનો વિરોધ કરીશું નહિ; જો અમારા દેશબાંધવો અમારૂં અનિષ્ટ કરશે અને આતતાયી થઇ જશે એટલે કે અમને અગ્નિવડે બાળવાને, વિષપ્રયોગથી મારી નાખવાને, અમારી લક્ષ્મી, વસુન્ધરા તથા વનિતાને હરી લેવાને કિંવા શસ્ત્રવડે અમારી હત્યા કરવાને તત્પર થશે અને દેશનો સર્વનાશ કરી નાખશે, તો પણ તેઓ અમારા બન્ધુ તથા સ્નેહપાત્ર હોવાથી અમો તેમના એ સર્વ અત્યાચારો તથા અનાચારોને સહન કરી લઇશું અને તેમને મારવાનો કદાપિ પ્રયત્ન કરીશું નહિ!" આવા પ્રકારના જે ઉદ્ગારો કેટલાક લોકોના મુખમાંથી નીકળતા સંભળાય છે, તે

વૈષ્ણવી માયામાંથી ઉત્પન્ન થયેલા અધર્મનું જ પરિણામ છે; કારણ કે, વૈષ્ણવીમાયાપ્રસૂત જે અધર્મ ધર્મનું રૂપ ધારીને અનેક મનુષ્યોની બુદ્ધિનો ભ્રંશ કરી નાખે છે તે અધર્મનો એ ફળ વિષયક માયાના મોહમાંથી જ ઉદ્દ્ભવ થયેલો હોય છે. કોઈ પણ પ્રકારના કારણ વિના કિંવા કેવળ સ્વાર્થની સિદ્ધિમાટે એટલે કે કોઈ પણ પ્રકારનું પ્રયોજન કિંવા કોઈ પણ પ્રકારની આવશ્યકતા ન હોવા છતાં પોતાના દેશબંધુઓ સાથે વિરોધ અથવા કલહ કરવો, એ અધર્મ છે, એમાં લેશ માત્ર પણ સંદેહનો સંભવ નથી; પરંતુ જે દેશબાંધવો પોતાની જનની જન્મભૂમિના પ્રાણનો ઘાત કરવાને કિંવા તેનું સર્વથા અનિષ્ટ કરવાને જ તત્પર થયા હોય, તે દેશબાંધવોના દૌરાત્મ્ય કિંવા દુષ્ટત્વને મૂક મુખથી સહન કરી લઈને માતૃહત્યા કિંવા અનિષ્ટ આચરણ થવા દેવું અને તેને અટકાવવાનો પ્રયત્ન ન કરવો, એ તો વળી તેના કરતાં પણ ગુરુતર અને ભયંકર પાતક છે, એમાં કોઈ પ્રકારનો સંશય છે જ નહિ. જે વેળાયે આર્યપ્રતિષ્ઠારક્ષક શિવાજી મુસલ્માનોના સહાયક કિંવા પૃષ્ઠપોષક દેશબાંધવોને સંહારવામાટે ગયો હતો તે વેળાયે જો કોઇએ તેને એમ કહ્યું હોત કેઃ "અરે, આ તમો શું કરો છો! કારણ કે, આ આપણા દેશબાંધવો હોવાથી મૌન પૂર્વક એમના જાતિદ્રોહ તથા દેશદ્રોહરૂપ અનાચારને સહન કરી લ્યો; મુગલો મહારાષ્ટ્ર દેશમાં ભલે પોતાનો અધિકાર કરી લે; પણ મરાઠાએ મરાઠામાં પ્રેમ રાખવો જ જોઇએ!" તો તેનો ઉપદેશ હાસ્યજનક કિંવા ઉપહાસ તથા તિરસ્કારને પાત્ર ન જણાત કે શું? અમેરિકનોએ દાસત્વપ્રણાલી અથવા અન્ય શબ્દોમાં કહીએ તો ગુલામીના ગજબને સર્વથા કાઢી નાખવામાટે પોતાના દેશમાં વિરોધ તથા અંતઃસ્થ યુદ્ધને પ્રસારી સહસ્રાવધિ દેશબાંધવોના પ્રાણોને સંહારી નાખ્યા હતા, એ તેમનું કુકર્મ કિંવા પાતક હતું કે શું? આવા પ્રસંગોમાં તો જ્યારે દેશબાંધવો સાથે વિરોધ થાય છે અને દેશબાંધવોનો યુદ્ધમાં વધ કરી નાખવામાં આવે છે, ત્યારે જ જાતિના હિત તથા વિશ્વના

કલ્યાણને સિદ્ધ કરી શકાય છે; કારણ કે, જાતિહિત તથા કલ્યાણની સિદ્ધિનો એ જ એક માત્ર ઉપાય છે. આ ઉપાયને યોજતાં જો કે કુળનાશની આશંકા થાય એ સ્વાભાવિક છે; તથાપિ જાતિના હિત તથા વિશ્વના કલ્યાણના વિચારથી વિમુખ થઈ શકાય તેમ ન હોવાથી એ ઉપાયને અંતે યોજવો જ પડે છે. હવે જો જાતિના કલ્યાણમાટે કુળને રક્ષવાની આવશ્યકતા અનિવાર્ય હોય, તો એવા પ્રસંગમાં આ સમસ્યા કાંઈક જટિલ થઈ પડે છે. મહાભારતના સમયમાં–યુગમાં–જાતિ પ્રતિષ્ઠિતા થયેલી નહોતી અને સર્વ જનો કેવળ કુળને જ માનવજાતિના કેન્દ્ર તરીકે માનતા હતા, અને એ કારણથી જ ભીષ્મ તથા દ્રોણ આદિ પુરાતન વિદ્યાના ભંડારરૂપ પુરુષોએ પાંડવો વિરુદ્ધ યુદ્ધ કર્યું હતું. જો કે એ તત્ત્વને તેઓ સારી રીતે જાણતા હતા કે ધર્મ પાંડવોના પક્ષમાં હતો અને મહત્ સામ્રાજ્યની સંસ્થાપનાવડે સમસ્ત ભારતવર્ષને એક કેન્દ્રમાં આબદ્ધ કરવાની આવશ્યકતા અનિવાર્ય હતી; તથાપિ એની સાથે તેઓ એ પણ સારી રીતે સમજતા હતા કે જો ધર્મની કોઇ પણ પ્રતિષ્ઠા અને જાતિનું કોઈ પણ કેન્દ્રસ્થાન હોય તો તે કેવળ કુળ જ છે અને તેથી કુળના નાશથી ધર્મની રક્ષા તથા જાતિની સંસ્થાપના સર્વથા અસંભવનીય છે. અર્જુન પણ એ જ ભ્રમની ગર્ત્તામાં પછડાયો હતો. અત્યારના યુગમાં ધર્મની પ્રતિષ્ઠા જાતિ જ છે અને માનવસમાજનું કેન્દ્રસ્થાન પણ જાતિ જ છે અને તેથી જાતિરક્ષા આ યુગનો પ્રધાન ધર્મ છે અને જાતિનો નાશ તે આ યુગનું એક અક્ષમ્ય તથા સર્વથા અમાર્જનીય પાતક મનાય છે. અર્થાત્ ભવિષ્યમાં એવો યુગ પણ આવી લાગશે કે જે યુગમાં વિશ્વના મોટા મોટા જ્ઞાની તથા કર્મવીર પુરુષો જાતિની રક્ષામાટે યુદ્ધ કરવાને રણભૂમિમાં આવશે અને અન્ય પક્ષમાં શ્રી કૃષ્ણ વિપ્લવકારી–વિદ્રોહી–થઇને નવીન કુરુક્ષેત્રમાં યુદ્ધ કરાવી વિશ્વના કલ્યાણને સિદ્ધ કરી બતાવશે.

## શ્રી કૃષ્ણની રાજનીતિનું ફળ

પ્રથમ કૃપાના આવેશથી અર્જુને કુળના નાશ વિષયક વિચારને વિશેષ મહત્ત્વ આપ્યું હતું; કારણ કે, એવા બૃહત્ સૈન્યસંમેલનના દર્શનથી કુળ વિષયક ચિન્તા તથા જાતિ વિષયક ચિન્તાનો પોતાની મેળે જ અચાનક ઉદ્‌ભવ થાય એ સર્વથા સ્વાભાવિક છે. એ તો ઉપર દર્શાવવામાં આવ્યું છે કે કુળના કલ્યાણની ચિન્તાનો ઉદ્‌ભવ તેવી જ રીતે તે સમયના ભારતવાસીઓમાટે સ્વાભાવિક હતો કે જેવી રીતે અત્યારના એટલે કે આધુનિક માનવજાતિમાટે જાતિના કલ્યાણની ચિન્તાનો ઉદ્‌ભવ સ્વાભાવિક થઈ પડ્યો છે. પરંતુ કુળના નાશથી જાતિની પ્રતિષ્ઠાનો પણ નાશ થશે, એ આશંકા શું સર્વથા નિર્મૂલ અથવા આધાર વિનાની જ હતી? અનેક મનુષ્યોનું એવું કથન છે કે: 'અર્જુને પોતાના હૃદયમાં જે ભયને સ્થાન આપ્યું હતું તે પ્રમાણે જ સર્વ ઘટના ઘટી હતી; એટલે કે, કુરુક્ષેત્રનું યુદ્ધ ભારતવર્ષની અવનતિ તથા દીર્ઘકાલવ્યાપિની પરાધીનતાનું મૂળ કારણ થઈ પડયું હતું. તેજસ્વી ક્ષત્રિયવંશના લોપ અને ક્ષાત્રતેજના નાશથી ભારતવર્ષનું જેવું વિષમ અકલ્યાણ થયું છે તેવું અન્ય કોઈ કારણથી થયું નથી અને થવાનું પણ નથી;' માત્ર એટલું જ નહિ, પણ જેનાં શ્રીચરણોમાં અનેક હિન્દુઓ અત્યારે શિષ્યભાવથી પોતાનાં ઉન્નત મસ્તકોને નમાવે છે અને સાષ્ટાંગ દંડવત્ પ્રણિપાત કરે છે તેવી એક વિખ્યાતા વિદેશિની મહિલાને તો એમ બોલતાં પણ સંકોચ નથી થયો કે: 'ભારતવર્ષમાં ક્ષત્રિયવંશનો નાશ કરીને અંગ્રેજોના સામ્રાજ્યસ્થાપનાના માર્ગને સુગમ તથા નિષ્કંટક કરવો એ જ સ્વયં ભગવાનના અવતીર્ણ થવાનો કિંવા અવતારધારણનો પ્રધાન ઉદ્દેશ હતો; એટલે કે, ભગવાને માત્ર અંગ્રેજોના સામ્રાજ્યસ્થાપનાનાં માર્ગને નિષ્કંટક કરવામાટે જ અવતાર ધાર્યો હતો!' પરંતુ અમારી માન્યતા એવા પ્રકારની છે કે જેઓ આવા પ્રકારનાં આક્ષ-

લમ વિધાનો કરતાં રહે છે તેઓ એ વિષયના તલપ્રદેશમાં પ્રવેશ ન કરતાં એટલે કે એ વિષયના સમસ્ત રહસ્યને જાણી લેવાનો પ્રયત્ન ન કરતાં નગણ્ય કિંવા તુચ્છ રાજનૈતિક તત્ત્વના વશવર્તી થઇને શ્રી કૃષ્ણની રાજનીતિના દોષને દર્શાવવા મંડી જાય છે. એ રાજનૈતિક તત્ત્વનો મ્લેચ્છવિદ્યા તથા અનાર્ય વિચારપ્રણાલીમાંથી જ ઉદ્‌ભવ થયેલો છે; કારણ કે, અનાર્યો સર્વદા આસુરિક બળથી જ બળવાન્ હોવાથી તે આસુરિક બળને જ સ્વાધીનતા તથા જાતીય મહત્તાની એક માત્ર ભિત્તિ તરીકે ઓળખે છે.

જાતીય મહત્તા—જાતિની મહત્તા—નો કેવળ ક્ષાત્રતેજપર જ આધાર હોઇ શકતો નથી; કારણ કે, ચારે વર્ણના ચાર ભિન્નભિન્ન તેજોપર તે મહત્તાની પ્રતિષ્ઠાનો વાસ્તવિક આધાર રહેલો હોય છે. સાત્ત્વિક બ્રહ્મતેજ રાજસ ક્ષાત્રતેજને જ્ઞાન, વિનય તથા પરહિત-ચિન્તારૂપ મધુર તથા સંજીવની સુધાવડે સજીવન રાખ્યા કરે છે અને ક્ષાત્રતેજ શાન્ત બ્રહ્મતેજની રક્ષા કરે છે. ક્ષાત્રતેજ રહિત બ્રહ્મતેજ તમોભાવદ્વારા આક્રાન્ત થઇને શૂદ્રતાના સર્વ નિકૃષ્ટ ગુણોને પોતામાં આશ્રય આપે છે અને તેથી જ જે દેશમાં ક્ષત્રિયોનો અભાવ હોય છે તે દેશમાં બ્રાહ્મણના નિવાસનો સર્વથા નિષેધ કરવામાં આવ્યો છે. આ કારણથી જો દેશમાંથી ક્ષત્રિયવંશનો લોપ થઈ ગયો હોય, તો નવીન ક્ષત્રિયોને ઉપન્ન કરવા એ બ્રાહ્મણનું સર્વથી પ્રથમ અને પ્રધાન કર્ત્તવ્ય છે. એવી જ રીતે જો ક્ષાત્રતેજ સાથે બ્રહ્મતેજનું અસ્તિત્વ નથી હોતું તો એકાકિ ક્ષાત્રતેજ સર્વથા દુર્દાન્ત, ઉદ્દામ અને આસુરિય બળમાં પરિણત થઇને સર્વથી પ્રથમ અન્યના હિતને સંહારી નાખવાની ચેષ્ટા કરવા માંડે છે અને અંતે પોતે પણ સર્વથા નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે. એક રોમન કવિએ યથાર્થ કહ્યું છે કે: ‘અસુરો અથવા રાક્ષસો પોતાના બળના અતિરેકથી જ પતિત થઇને સમૂળ નષ્ટ થઇ જાય છે.’ સારાંશ કે, સત્ત્વગુણ રજો-

ગુણુને ઉત્પન્ન કરે છે અને રજોગુણુ સત્ત્વગુણુની રક્ષા કરે છે અને તેથી સાત્ત્વિક કાર્યમાં નિયુકત થવાથી જ વ્યક્તિ તથા જાતિના માંગલ્ય કિંવા કલ્યાણુનો સંભવ છે. અર્થાત જો સત્ત્વગુણુ રજોગુણુનો ગ્રાસ કરી જાય અને રજોગુણુ સત્ત્વગુણુનો ગ્રાસ કરી જાય, તો તમોગુણુનો પ્રાદુર્ભાવ થતાં વિજેતા ગુણુ પોતે જ પરાજિત થઇ જાય અને સર્વત્ર તમોગુણુનું રાજ્ય સ્થપાય, એ નિર્વિવાદ માની લેવાનું છે. બ્રાહ્મણુ કદાપિ રાજા થઇ શકતો નથી અને તેથી ક્ષત્રિયોનો નાશ થતાં શૂદ્ર રાજા થાય છે અને બ્રાહ્મણુ તામસ થઇ લક્ષ્મી એટલે કે ધનના લોભથી જ્ઞાનને વિકૃત કરીને શૂદ્રના દાસ થાય છે, આધ્યાત્મિક ભાવ નિશ્ચેષ્ટતાનું પોષણુ કરે છે એટલે કે મૃત સમાન થઇ જાય છે અને તેથી પોતે ગ્લાન થતાં ધર્મની અવનતિનું કારણુ થઇ પડે છે. ક્ષાત્રયોના અભાવે શૂદ્રોના આધારે ચાલતી જાતિને દાસત્વની પ્રાપ્તિ થાય એ અવશ્યંભાવિ ઘટના છે અને ભારતવર્ષની અત્યારે એ જ અવસ્થા થયેલી છે. હવે એથી વિરુદ્ધ પક્ષનું નિરીક્ષણુ કરતાં આસુર બળના પ્રભાવથી ક્ષણિક ઉત્તેજના થતાં શક્તિસંચાર તથા મહત્ત્વનો આવિર્ભાવ થતો આપણુા જોવામાં આવી શકે છે, પરન્તુ અલ્પ સમયમાં જ પાછો દુર્બળતા તથા ગ્લાનિનો આવિર્ભાવ થાય છે અને તેના યોગે શક્તિનો ક્ષય થતાં દેશ સર્વથા અવસન્ન થઇ પડે છે; માત્ર એટલું જ નહિ, પણુ રાજસ વિલાસો, દમ્ભ તથા સ્વાર્થ આદિની વૃદ્ધિ થતાં જાતિ સર્વથા અનુપયુક્ત થઇને મહત્ત્વરક્ષણુના સામર્થ્યને ખોઇ બેસે છે તેમ જ આંતરિક વિરોધ, દુર્નીતિ તથા અત્યાચારવડે દેશ ભસ્મસાત્ થઇને શત્રુઓના મુખનો સરળ ગ્રાસ થઈ જાય છે. ભારતવર્ષ તથા યૂરોપના ઇતિહાસમાં આ સર્વ પરિણામોના સહસ્રાવધિ દૃષ્ટાન્તો આપણુા જોવામાં આવી શકે છે.

મહાભારતના સમયમાં આસુરીય બળના ભારથી પૃથ્વી કંપાયમાન એટલે કે અસ્થિર થયેલી હતી. ભારતવર્ષમાં તે સમય જેટલો

તેજસ્વી, પરાક્રમશાલી અને પ્રચણ્ડ ક્ષત્રિય તેજનો વિસ્તાર તેથી પૂર્વે પણ થયો નહોતો અને ત્યાર પછી પણ થયો નહોતો; પરંતુ શોકનો વિષય એ જ કે એ ભીષણ બળનો સદુપયોગ થવાની સંભાવના બહુ જ અલ્પ હતી; કારણ કે, જેઓ એ બળના આધારસ્તંભો હતા તેઓ સર્વ આસુર પ્રકૃતિના હતા એટલે કે તેમના અસ્થિ, માંસ તથા મજ્જા આદિમાં અહંકાર, દર્પ, સ્વાર્થ અને સ્વેચ્છાચારનો જ ભંડાર ભરેલો હતો અને તેથી જો શ્રી કૃષ્ણે એ બળનો વિનાશ કરીને ધર્મરાજ્યની સ્થાપના ન કરી હોત, તો જે ત્રણ પ્રકારનાં પરિણામો કહેલાં છે તેમાંથી કોઈ પણ એક પરિણામ થયા વિના રહે તેમ હતું જ નહિ. સારાંશ કે, જો શ્રી કૃષ્ણે તેમના આસુર બળનો વિનાશ કરીને ધર્મરાજ્યની સ્થાપના ન કરી હોત, તો આપણી આ ભરતભૂમિ તે સમયે જ મ્લેચ્છોના હસ્તમાં જઈ પડી હોત. અહીં એ વાર્તાને સ્મરણમાં રાખવાની આવશ્યકતા છે કે કુરુક્ષેત્રમાંના મહાભારત નામક યુદ્ધની ઘટના આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે થઈ હતી અને ત્યાર પછી અઢી હજાર વર્ષે એટલે કે આજથી અઢી હજાર વર્ષ પૂર્વે મ્લેચ્છો–ગ્રીકો– નું સર્વથી પ્રથમ અને સફળ આક્રમણ સિન્ધુ નદના પરતીરપ્રાન્ત પર્યન્ત પહોંચી શક્યું હતું. એથી એ તો તત્કાળ જણાઈ આવે છે કે અર્જુનના હસ્તથી સ્થપાયલા ધર્મરાજ્યે જેમાં બ્રહ્મતેજનું સંમેલન થયેલું હતું તેવા ક્ષાત્રતેજના પ્રભાવથી દેશને અઢી હજાર વર્ષ પર્યન્ત સુરક્ષિત અવસ્થામાં રાખ્યો હતો અને ત્યાર પછી પણ તે સમયમાં સંચાયલું ક્ષાત્ર તેજ એટલા પરિમાણમાં અવશિષ્ટ રહ્યું હતું કે તેના ભગ્ન અંશે પણ આજે બે હજાર વર્ષથી દેશને સુરક્ષિત રાખ્યો છે. ચન્દ્રગુપ્ત, પુષ્યમિત્ર, સમુદ્રગુપ્ત, વિક્રમ, સંગ્રામસિંહ, પ્રતાપ, રાજસિંહ, પ્રતાપાદિત્ય અને શિવાજી ઈત્યાદિ મહાપુરુષોએ એ ક્ષાત્રતેજના બળથી જ દેશના દુર્ભાગ્ય સાથે સંગ્રામો કર્યા હતા. જે દિવસે ગુજરાતના યુદ્ધમાં અને મહારાણી લક્ષ્મીબાઈની ચિતામાં તે ક્ષાત્રતેજના અવશિષ્ટ સ્ફુલિંગો બુઝાઈ ગયા તે જ દિવસે શ્રી કૃષ્ણ-

ના રાજનૈતિક કાર્યના મધુર ફળ તથા પુણ્યનો ક્ષય થઇ ગયો અને તેથી ભારતવર્ષને વિશ્વની રક્ષા કરવામાટે પૂર્ણાવતારની આવશ્યકતા સ્વાભાવિક જ દેખાવા લાગી. તે અવતાર અત્યારે લોપાયલા બ્રહ્મતેજને જાગ્રત કરી ગયો છે અને તે જાગ્રત થયેલું બ્રહ્મતેજ પુનઃ ક્ષાત્રતેજને સજીવન કરી બતાવશે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. શ્રી કૃષ્ણે ભારતવર્ષના ક્ષાત્રતેજને કુરુક્ષેત્રના શોણિતસમુદ્રમાં ડુબાવી દીધું નહોતું; કિન્તુ આસુરીય બળનો વિનાશ કરીને બ્રહ્મતેજ તથા ક્ષાત્રતેજ નામક ઉભય તેજોની રક્ષા જ કરી હતી. શ્રી કૃષ્ણે આસુરીય બળથી મદોન્મત્ત થયેલા ક્ષત્રિયવંશના સંહારથી ઉદ્દામ રજઃશક્તિને સર્વથા છિન્નભિન્ન કરી નાખી હતી, એ જો કે સત્ય છે; તથાપિ એવા પ્રકારના મહાવિપ્લવને જગાવી ઉત્કટ બોગદ્વારા આન્તરિક વિરોધનો ક્ષય કરી નાખવો અને ઉદ્દામ ક્ષત્રિયકુળનો સંહાર કરવો, એ અનિષ્ટ પરિણામને ઉપજાવનારૂં કાર્ય છે, એમ તો કહી શકાય તેમ નથી જ; કારણ કે, આંતરિક વિરોધના કારણથી ઉપસ્થિત થયેલી રોમન ક્ષત્રિયકુળના નાશની અને રાજતંત્રસ્થાપનાની ઘટનાથી વિરાટ્ રોમન સામ્રાજ્ય અકાળ વિનાશના મુખમાં જતું બચી ગયું હતું તેમ જ ઇંગ્લૅંડમાં શ્વેત તથા રક્ત ગુલાબના આન્તરિક વિરોધના પરિણામે થયેલા ક્ષત્રિયકુળનાશથી ચતુર્થ એડવર્ડ, અષ્ટમ હેન્રી અને રાણી એલિઝાબેથ અત્યારના સુરક્ષિત, પરાક્રમશાલી તથા વિશ્વવિજયી ઇંગ્લૅંડની ભિત્તિને ચણી શક્યાં હતાં. સારાંશ કે, કુરુક્ષેત્રના યુદ્ધથી ભારતવર્ષની રક્ષા પણ એ જ પ્રકારે થઇ હતી.

અસ્તુ: કલિયુગમાં ભારતવર્ષની અવનતિ અથવા અધોગતિ થયેલી છે, એ તથ્યનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી; કિન્તુ અવનતિ અથવા અધોગતિને ખેંચી લાવવામાટે ક્યાંય ભગવાનનો અવતાર થતો નથી; કારણ કે, ભગવાનનો અવતાર તો ધર્મની રક્ષા, વિશ્વની રક્ષા તથા લોકોની રક્ષામાટે જ થાય છે; કારણ કે, અત્યાર સુધીમાં ભગવાનના જે જે અવતારો થયેલા છે તે સર્વ

ધર્મ આદિની રક્ષામાટે જ થયેલા છે. વિશેષતઃ ભગવાન્ પૂર્ણભાવથી કલિયુગમાં જ અવતર્યા હતા એનું કારણ એ હતું કે કલિયુગમાં મનુષ્યની અવનતિ કિંવા અધોગતિનો અધિક સંભવ હોય છે, સ્વાભાવિક જ અધર્મની વૃદ્ધિ થાય છે અને ધર્મના અધિકારની ન્યૂનતા થતી જાય છે એટલે માનવજાતિની રક્ષામાટે, અધર્મના નાશમાટે, ધર્મની સ્થાપનામાટે અને કલિની ગતિને અટકાવવામાટે એ યુગમાં જ ભગવાનનો વારંવાર અવતાર થાય છે. જ્યારે શ્રી કૃષ્ણ અવતર્યા હતા, તે વેળાયે કલિના રાજ્યના આરંભનો સમય થઇ ચૂક્યો હતો; તથાપિ શ્રી કૃષ્ણના આવિર્ભાવથી ભયભીત થઇને કલિ પોતાના રાજ્યમાં પદસ્થાપન કરી શક્યો નહોતો અને શ્રી કૃષ્ણના પ્રસાદ અથવા શ્રી કૃષ્ણની કૃપાથી જ પરીક્ષિત રાજાએ કલિને પાંચ ગ્રામો દાન તરીકે આપીને તેના રાજત્વકાળમાં જ તેના એકાધિપત્યને એટલે કે તેની એકાકિની સત્તાને સ્થગિત કિંવા પરિણામહીન કરી રાખી હતી. જે કલિયુગમાં આદિથી અંત પર્યંત કલિ સાથે માનવજાતિનો ઘોર સંગ્રામ ચાલ્યા કરે છે અને ચાલતો રહેવાનો છે તે સંગ્રામમાં માનવજાતિના સહાયક તથા નાયકરૂપે ભગવાનનો અવતાર થયો હતો અને એ વિભૂતિ કલિયુગમાં માનવજાતિમાટે અક્ષય્ય ઐશ્વર્ય સમાન થઇ પડી હોય તો તે સ્વાભાવિક જ હતું; કારણ કે, એ સંગ્રામમાં ઉપયુક્ત થનારાં બ્રહ્મતેજ, જ્ઞાન, ભક્તિ તથા નિષ્કામ કર્મની શિક્ષા આપવામાટે અને રક્ષા કરવામાટે કલિના આરંભમાં જ ભગવાને માનવશરીર ધારણ કર્યું હતું. ભારતવર્ષની રક્ષા એ જ માનવજાતના કલ્યાણની ભિત્તિ તથા માનવજાતિની આશાનું સ્થાન હોવાથી કુરુક્ષેત્રમાં શ્રી કૃષ્ણે ભારતવર્ષની કિંબહુના સમસ્ત માનવજાતિની રક્ષા કરી હતી અને તે માનવરક્તના સમુદ્રમાં, નૂતન જગતના લીલાપંકજપર તે કાલરૂપ વિરાટ્ પુરુષે વિહરવાનો આરંભ કરી દીધો.

## તૃતીય કલ્પ

### દ્વિતીય અધ્યાય

संजय उवाच

**तं तथा कृपयाविष्ट मश्रुपूर्णाकुलेक्षणम् ।**
**विषीदन्त मिदं वाक्य मुवाच मधुसूदनः ॥१॥**

સંજયે કહ્યું કે: "મધુસૂદન શ્રી કૃષ્ણે અર્જુનની કૃપાના આવેશને, તેનાં અશ્રુપૂર્ણ નેત્રોને તેમ જ તેના નિરાશાયુક્ત ભાવને જોઇને તેને સંબોધીને કહેવા માંડયું કે:"—

श्री भगवानुवाच

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्य जुष्टमस्वर्ग्य मकीर्त्तिकर मर्जुन ॥२॥**

શ્રી ભગવાને કહ્યું કે: "હે અર્જુન, આવા સંકટના સમયમાં અનાર્યોચિત એટલે કે આર્યજનોમાટે અયોગ્ય, સ્વર્ગના માર્ગનો અવરોધક અને અપકીર્ત્તિને પ્રાપ્ત કરાવનાર આવો મોહ-ભ્રમ-તારામાં ક્યાંથી આવી ભરાયો વારૂ ?"

**क्लैब्यं मास्म गमः पार्थ नतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदय दौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥**

"હે પૃથાપુત્ર, તું ક્લીબ-પંઢ-ન થા; કારણ કે, એ પંઢતા તારામાટે યોગ્ય નથી. હે શત્રુઓને દમનારા અર્જુન, તું પોતાના ક્ષુદ્ર મનની દુર્બળતાને ત્યાગી દે અને યુદ્ધ કરવામાટે ઊભો થઇ જા."

## શ્રી કૃષ્ણનું ઉત્તર

અર્જુન કૃપાના ભાવથી ઘેરાઈ ગયો હતો અને તેના હૃદયમાં અતિશય વિષાદ થતો હોવાથી જાણે વિષાદે તેનો ગ્રાસ કરી લીધો હોયની! એવી તેની દયાજનક અવસ્થા થઇ પડી હતી એટલે તેની આવી અવસ્થાને જેઇને તેના તામસ ભાવને નિવારી નાખવાના આશયથી અન્તર્યામી શ્રી કૃષ્ણે પોતાના પ્રિય સખા અર્જુનનો ક્ષત્રિયોચિત તિરસ્કાર કર્યો કે જેથી તેના હૃદયમાં રાજસભાવ જાગ્રત થાય અને તે રાજસભાવ તામસભાવ અથવા અજ્ઞાનને મારીને દૂર હટાવી દે. આવા આશયથી શ્રી કૃષ્ણે અર્જુનને સંબોધીને કહ્યું કે: " જો, આ તારા પક્ષનો સંકટકાળ છે અને તેથી જો આવા સંકટના સમયમાં તું પોતાનાં શસ્ત્રને ત્યાગી દઈશ અને યુદ્ધથી વિમુખ થઈશ, તો તેથી તારા પક્ષના સર્વ જનો સર્વથા ભયાનક વિપત્તિમાં આવી પડવાનો અને તેમનો સર્વનાશ થઈ જવાનો સંભવ અનિવાર્ય છે, એનો વિચાર કર. રણભૂમિમાં પોતાના પક્ષનો અણીની વેળાએ ત્યાગ કરી દેવો એ તારા જેવા ક્ષત્રિયવંશાવતંસ અને વીરશિરોમણિને શોભાવે તેવું કાર્ય નથી અને તેટલામાટે તારામાં આવી દુર્મતિનો આવિર્ભાવ કેમ અને કયાંથી થયો છે, એનો જ રહી રહીને મારા મનમાં વિચાર થયા કરે છે. અત્યારનો તારો ભાવ દુર્બળતાથી ભરેલો તથા પાપપૂર્ણ છે. અનાર્યજનો આવા ભાવની પ્રશંસા કરે છે અને આવા ભાવને વશ થઇ જાય છે; પરંતુ આવો ભાવ આર્ય-જનમાટે સર્વથા અયોગ્ય અને ત્યાજ્ય એટલામાટે છે કે એથી સ્વર્ગ-પ્રાપ્તિના માર્ગમાં વિઘ્ન આવે છે અને આ લોકમાંનાં યશ તથા કીર્ત્તિ આદિનો સર્વથા લોપ થઈ જાય છે." એથી પણ આગળ વધીને શ્રી કૃષ્ણે અર્જુનનો વિશેષ મર્મભેદક તિરસ્કાર કરતાં કહ્યું કે: " આવા પ્રકારની ભાવના તો કલીબ એટલે કે નપુંસકને જ શોભા આપનારી છે અને તું વીરશ્રેષ્ઠ, વિજેતા તથા કુન્તીનો પુત્ર હોવા

છતાં આવાં વાકયો ઉચ્ચારે છે એથી મને સખેદ આશ્ચર્ય થાય છે. અર્થાત્ હૃદયની આ દુર્બળતાને ત્યાગી દે, ઊઠીને ઊભો થઇ જા અને પોતાના વીરોચિત કર્તવ્ય કર્મમાં પ્રવૃત્ત થા."

## કૃપા અને દયા

કૃપા અને દયા એ બે ભાવનાઓ તે એકબીજાથી સર્વથા સ્વતંત્ર ભાવનાઓ છે અને તે એટલી સીમા પર્યન્ત કે કેટલીક વાર કૃપા દયાની વિરોધિની ભાવના પણ થઇ શકે છે. આપણે દયાભાવને આધીન થઇને વિશ્વનું કલ્યાણ કરીએ છીએ એટલે કે, મનુષ્યના દુઃખ, જાતિના દુઃખ તેમ જ અન્યના દુઃખનું મોચન કરીએ છીએ; પરંતુ જો આપણે પોતાના દુઃખ અથવા તો કોઈ એક વિશિષ્ટ વ્યક્તિના દુઃખને સહન ન કરી શકવાથી એ વિશ્વકલ્યાણને સાધવાના કાર્યથી વિમુખ થઈ જઇએ અને કેવળ પોતાના દુઃખને કિંવા અમુક એક વિશિષ્ટ વ્યક્તિના દુઃખને નિવારવાના ઉદ્યોગમાં જ લાગી જઇએ; તો એ આપણો દયાભાવ નથી, કિન્તુ આપણામાં કૃપાનો જ આવેશ થયેલો છે એમ જ આપણે સમજવાનું છે. જો આપણે સમસ્ત માનવ-જાતિ કિંવા સમસ્ત દેશના દુઃખને નિવારવામાટે ઊભા થઈ જઇએ, તો જ તે આપણો દયાભાવ કહેવાય છે. રક્તપાતના ભયથી તેમ જ પ્રાણુહિંસાના ભયથી જો આપણે તે પુણ્યકાર્યથી વિરત અથવા વિમુખ થઈ જઇએ અને જગત્ કિંવા જાતિના દુઃખની ચિરસ્થાપનાના કાર્યમાં સહાયતા આપીએ, તો આપણો તે ભાવ સંસારમાં કૃપાભાવના નામથી જ ઓળખાય છે. લોકોના દુઃખથી દુઃખી થઇને તે દુઃખના નિવારણુમાટે જે પ્રબળ પ્રવૃત્તિ કરવામાં આવે છે તે ભાવને જ દયા નામથી ઓળખી શકાય છે. કાતરતા તે દયા નહિ, પણુ કૃપા છે. દયા બળવાનનો ધર્મ છે અને કૃપા દુર્બળનો ધર્મ છે. ભગવાન્ બુદ્ધે દયાના આવેશથી પોતાનાં પુત્રકલત્ર, માતાપિતા તથા બંધુબાંધવ

આદિને દુઃખી તથા હૃતસર્વસ્વ—જેમનું સર્વસ્વ હરાઈ ગયું હોય તેવાં નિરાધાર—કરીને વિશ્વના દુઃખનું નિવારણ કરવામાટે જ ગૃહનો ત્યાગ કર્યો હતો તેમ જ તીવ્ર દયાના આવેશથી ઉન્મત્ત થયેલી જગદંબા કાલીએ વિશ્વમાંના સર્વ અસુરોને સંહારી પૃથ્વીને રક્તપ્લાવિત કરીને સર્વ જનોના દુઃખનું સર્વથા નિવારણ કરી નાખ્યું હતું; પરંતુ અર્જુને તો કેવળ કૃપાના આવેશથી જ શસ્ત્રોનો પરિત્યાગ કર્યો હતો.

એ ભાવને–કૃપાના ભાવને–કેવળ અનાર્યો જ વખાણે છે અને કેવળ અનાર્યો જ આચરે છે; કારણ કે, આર્યશિક્ષા અતિશય ઉદાર, વીરોચિત તથા દેવતાની શિક્ષાની પ્રતિસ્પર્ધા કરનારી હોય છે. અનાર્ય જનો મોહ અથવા ભ્રમમાં પડીને અનુદાર ભાવને ધર્મ તરીકે ઓળખી ઉદાર ધર્મને ત્યાગી દે છે એટલે કે અનાર્ય જનો રાજસ-ભાવને જ સર્વથા આધીન થઇને સર્વથી પ્રથમ કેવળ પોતાના, પોતાનાં પ્રિય જનોના, પોતાના પરિવારના તથા પોતાના કુળના કલ્યાણમાં જ દૃષ્ટિપાત કરે છે; વિશ્વવ્યાપક વિરાટ્ કલ્યાણને દેખતા નથી, કૃપાના યોગે ધર્મથી પરાઙ્મુખ થઇને પોતાને પુણ્યશીલ તરીકે ઓળખાવી ગર્વ દર્શાવે છે અને કઠોરવ્રતધારી આર્ય જનોને નિષ્ઠુર તથા અધાર્મિક કિંવા પાપિષ્ઠ તરીકે ઓળખાવતાં તેમને લેશ માત્ર પણ સંકોચ થતો નથી. અનાર્ય જનો તામસ મોહમાં મુગ્ધ થઇને અપ્રવૃત્તિને નિવૃત્તિના નામથી ઓળખે છે અને સકામ પુણ્યપ્રિયતાને ધર્મનીતિનું ઉચ્ચતમ આસન આપી દે છે. દયા આર્યનો ભાવ છે અને કૃપા અનાર્યનો ભાવ છે.

જે પુરુષ દયાવશ થઇને વીરભાવથી અન્યના અકલ્યાણ તથા દુઃખનો વિનાશ કરવામાટે અકલ્યાણ સાથેના યુદ્ધમાં પ્રવૃત્ત થાય છે; અને જે નારી દયાવશ થઇને અન્યના દુઃખને ઘટાડવામાટે શુશ્રૂષા આદિમાં પોતાની સર્વ શક્તિઓનો વ્યય કરી નાખે છે, "તે સત્ય પુરુષ છે અને તે સત્ય નારી છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય

છે જ નહિ; પરંતુ જે પુરુષ કૃપાવશ થઇને પોતાનાં શસ્ત્રાસ્ત્રનો પરિત્યાગ કરે છે, ધર્મથી વિમુખ થાય છે અને રડતો બેસી પોતાના મનમાં એમ જ માની લે છે કે: 'હું મારૂં કર્તવ્ય કરૂં છું અને તેથી હું જ પુણ્યવાન્ છું!' તો તે પુરુષ પુરુષ નહિ, પણ કલીબ, ષંઢ અથવા નપુંસક છે, એમ જ માનવાનું છે; કારણ કે, એ ભાવ ક્ષુદ્ર છે અને કેવળ દુર્બળતાને જ દર્શાવનારો છે. વિષાદ કદાપિ ધર્મ થઈ શકતો નથી. જે પુરુષ પોતાના હૃદયમાં વિષાદને આશ્રય આપે છે તે પાપને જ આશ્રય આપે છે, એ નિઃસંશય છે. ચિત્તની એ મલિનતાને કિંવા એ અશુદ્ધ તથા દુર્બળ ભાવને ત્યાગી દઇને યુદ્ધમાં આગળ વધી કર્તવ્યના પાલનવડે વિશ્વની રક્ષા કરવી, ધર્મની રક્ષા કરવી અને પૃથ્વીપરના પાપભારને ઘટાડી દેવો, એ જ શ્રેયસ્કર છે અને શ્રી કૃષ્ણના ઉપદેશનો એ જ મર્મ છે.

---

अर्जुन उवाच

कथं भीष्ममहं संख्ये द्रोणञ्चमधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

અર્જુને કહ્યું કે; "હે મધુસૂદન, હે શત્રુસંહારક, ભીષ્મ તથા દ્રોણ આદિ પૂજ્ય ગુરુજન હોવાથી તેમની સાથે મારાથી બાણોવડે કેવી રીતે યુદ્ધ કરી શકાશે વારૂ?" કારણ કે,

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुञ्जीय भोगान्रुधिरप्रदिग्धान् ॥५॥

"એ ઉદારચેતા ભીષ્મ તથા દ્રોણ ઇત્યાદિ ગુરુજનોના વધનો પ્રસંગ ટળી જતો હોય, તો પૃથ્વીમાં ગુરુહન્તા થવા કરતાં ભિક્ષા માગીને ઉદરનિર્વાહ કરવો, એ વિશેષ શ્રેયસ્કર છે. જો હું ગુરુજનોની હત્યા કરીશ, તો તેથી મારા ધર્મ તથા મોક્ષને હું ખોઈ બેસીશ અને મારાથી કેવળ અર્થ તથા કામનો જ ભોગ કરી શકાશે; માત્ર એટલું જ નહિ, પણ તે વિષયભોગ રુધિરવડે રંગાયલો અને કેવળ આ પૃથ્વીમાં જ ભોગવી શકાય તેવો હોવાથી પ્રાણત્યાગના સમય પર્યન્ત જ રહેવાનો છે એટલે એ સુખભોગ પણ શાશ્વત તો નથી જ."

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामः
तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

"આ કારણથી આ યુદ્ધમાં મારો વિજય ઇચ્છવાયોગ્ય છે કે પરાજય ઇચ્છવાયોગ્ય છે, એ હું જાણી શકતો નથી. જેમનો વધ કરવાથી આપણી જીવવાની ઇચ્છાનો પણ સર્વથા લોપ થઈ જવાનો છે તેઓ પોતે જ વિપક્ષીય સૈન્યના અગ્રભાગમાં યુદ્ધમાટે તૈયાર થઇને ઊભેલા છે; તેઓ કૌરવોના સેનાનાયકો છે."

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

"દીનતાના દોષથી મારો ક્ષત્રિયસ્વભાવ ચલાયમાન થઈ ગયો છે અને ધર્મ તથા અધર્મને ઓળખવાની મારી બુદ્ધિમાં શક્તિ રહી

નથી; એટલામાટે હું આપને પૂછું છું કે મારૂં શ્રેય શાથી થવાનું છે એ આપ નિશ્ચયપૂર્વક મને જણાવો; કારણ કે, હું આપનો શિષ્ય છું અને અત્યારે આપનો શરણાગત છું એટલે મને જે યોગ્ય માર્ગ હોય તે દર્શાવો."

नहि प्रपश्यामि ममापनुद्यात्
यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

"ભલે મને પૃથ્વીના નિષ્કંટક રાજ્યની પ્રાપ્તિ થાય તેમ જ દેવોનું રાજ્ય પણ મને મળી જાય એટલે કે ઇન્દ્રપદની પ્રાપ્તિ થતાં દેવોપર આધિપત્ય ચલાવવાનો અધિકાર મારા હસ્તમાં આવી જાય, તો પણ આ શોક મારી સર્વ ઇન્દ્રિયોના તેજનું શોષણ કરી લેશે એમ મને જણાય છે અને એ શોકના નિવારણનો કોઇ પણ ઉપાય મારા જોવામાં આવી શકતો નથી."

## અર્જુનની શિક્ષાપ્રાર્થના

શ્રી કૃષ્ણની ઉક્તિના ઉદ્દેશને અર્જુન યથાર્થ સ્વરૂપમાં સમજી શક્યો નહિ અને રાજનૈતિક આપત્તિને જગાડવાના કાર્યથી વિરક્ત થઇ ગયો; પરંતુ એથી ઉપરાંત બીજી જે જે આપત્તિઓ હતી તે આપત્તિઓના સંબંધમાં કાંઇ પણ ઉત્તર ન મળવાથી તદ્વિષયક શિક્ષાને મેળવવાના આશયથી તે શ્રી કૃષ્ણને પ્રાર્થનાના સ્વરૂપમાં અને શરણાગતના ભાવથી કહેવા લાગ્યો કે: "મારા એ દોષને તો હું મુક્ત કંઠથી સ્વીકારૂં છું કે ક્ષત્રિય હોવા છતાં કૃપાવશ થઇને હું અત્યારે મહત્ કાર્યથી વિરક્ત થઇ ગયો છું એ મારૂં વર્તન સર્વથા ષંઢત્વસૂચક, અપકીર્તિકારક અને ધર્મવિરુદ્ધ

છે, છતાં અદ્યાપ મારૂં મન એ કાર્ય કરવાની ના પાડે છે અને મારા પ્રાણુ પણુ એ કાર્યમાટે અનુમતિ નથી આપતા. મન કહે છે કે: 'ગુરુજનોની હત્યા કરવી એ મહાપાપ છે એટલે કે પોતાના સુખમાટે ગુરુજનોની હત્યા કરવાથી અધર્મની ગર્ત્તામાં પડતાં ધર્મ, મોક્ષ તથા પરલોક આદિ સર્વ વાંચ્છનીય પદાર્થો સદાને માટે હસ્તમાંથી ચાલ્યા જાય છે. આ કાર્યથી કદાચિત્ કામના સિદ્ધ થશે અને અર્થ—ધન—ની વાસના પણુ તૃપ્ત થશે, પરંતુ તે કેટલા દિવસને માટે? અધર્મથી પ્રાપ્ત કરેલા ભોગો કેવળ પ્રાણુત્યાગની ઘટના પર્યન્ત જ સ્થાયી રહી શકે છે અને પ્રાણુ જ્યારે શરીરને ત્યાગી દે છે તે વેળાયે એ અધર્મના યોગે અનિર્વચનીય દુર્ગતિની જ પ્રાપ્તિ થાય છે; માત્ર એટલું જ નહિ, પણુ એ ભોગોને ભોગવતી વેળાયે એમાં ગુરુજનોના શોણિતનો ગંધ અથવા આસ્વાદ આવતાં એ ભોગોના ઉપભોગથી સુખ તથા શાન્તિને મેળવી શકાશે કે કેમ, એનો પણુ સંપૂર્ણ સંશય જ છે.' પ્રાણુ કહે છે કે: 'આ સર્વ અમારા પ્રિયજનો હોવાથી એમની હત્યા કરીને અમો કદાપિ સુખોને ભોગવી શકવાના નથી અને તેથી હવે અમારી આ શરીરમાં રહેવાની લેશ માત્ર પણુ ઇચ્છા નથી. જો તમો અમને સમસ્ત પૃથ્વીના સામ્રાજ્યનો ઉપભોગ આપશો કિંવા સ્વર્ગરાજ્યને જીતીને ઇન્દ્રના ઐશ્વર્યના ઉપભોગનો અવસર મેળવી આપશો, તો પણુ અમો તેના લોભમાં તણાઇને તમારા ઉપદેશને સાંભળવાના નથી. અર્થાત્ ગુરુજનોની હત્યાથી જે શોક આવીને અમારાપર ભયાનક આઘાત કરશે તે શોકાઘાતના પરિણામે સમસ્ત કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો સર્વથા જ્ઞાનશૂન્ય તથા અવસન્ન થઈ જવાનો સંભવ હોવાથી તેઓ પોતપોતાનાં કાર્યોમાં શિથિલ તથા અસમર્થ થઇ જશે, એટલે પછી તમો સુખોને કેવી રીતે ભોગવી શકશો વારૂ?' સારાંશ કે, મારા ચિત્તમાં વિષમ દીનતાનો ઉદ્દ્ભવ થયેલો હોવાથી મારો ક્ષત્રિયસ્વભાવ તે દીનતાના સમુદ્રમાં ડૂબી ગયો છે અને એટલામાટે હું અત્યારે આપનો શરણાગત થઇને આપના આશ્રયમાં આવી પડ્યો છું, તો મને જ્ઞાન,

શક્તિ તથા શ્રદ્ધા આપો અને મારા ગમનનો યોગ્ય માર્ગ દર્શાવીને મારી રક્ષા કરો."

ભગવાન્ સમક્ષ સંપૂર્ણ ભાવથી શરણાગત થવું એ જ ગીતામાં ઉપદેશાયલા યોગનો માર્ગ છે; અને એ માર્ગને આત્મસમર્પણ અથવા આત્મનિવેદનના નામથી પણ ઓળખવામાં આવે છે. જે મનુષ્ય ભગવાનને જ ગુરુ, પ્રભુ, સખા તથા માર્ગદર્શક જાણીને અન્ય સર્વ ધર્મોને જલાંજલિ આપવાને પ્રસ્તુત હોય છે તેમ જ પાપ તથા પુણ્ય, કર્ત્તવ્ય તથા અકર્ત્તવ્ય, સત્ય તથા અસત્ય અને મંગળ તથા અમંગળનો વિચાર ન કરતાં પોતાનાં જ્ઞાન, કર્મ તથા સાધનાના સમસ્ત ભાવને શ્રી કૃષ્ણના પાદપંકજમાં સમર્પી દે છે, તે મનુષ્ય જ ગીતામાં ઉપદેશાયલા યોગનો અધિકારી થઈ શકે છે. આ કારણથી જ અર્જુને શ્રી કૃષ્ણને કહ્યું હતું કે: "જો ગુરુહત્યા કરવામાટેની જ આપની આજ્ઞા હોય અને આ ગુરુહત્યા જ ધર્મ તથા કર્ત્તવ્ય કર્મ છે એમ જ આપ દર્શાવતા હો, તો હું ગુરુજનોની હત્યા પણ કરીશ." આવા પ્રકારની ગંભીર શ્રદ્ધાના બળથી જ અર્જુન પોતાના સમકાલિક અન્ય સર્વ મહાપુરુષોથી આગળ વધી ગયો હતો અને કેવળ તેને જ ગીતામાં કથાયલી શિક્ષાના સર્વશ્રેષ્ઠ અધિકારી અથવા પાત્ર તરીકે સ્વીકારવામાં આવ્યો હતો.

અર્જુનની એ પ્રાર્થનાના ઉત્તરમાં શ્રી કૃષ્ણે પ્રથમ અર્જુનની બે આપત્તિઓનું ખંડન કરીને ત્યાર પછી ગુરુભાવને ધારી મૌલિક અથવા વાસ્તવિક જ્ઞાન આપવાનો આરંભ કર્યો હતો. અર્થાત્ ૩૮મા શ્લોક પર્યન્ત આપત્તિનું ખંડન કરાયલું છે અને ત્યાર પછી ગીતોક્ત શિક્ષાનો આરંભ કરાયલો છે; તથાપિ આપત્તિખંડનના ૩૮ શ્લોકોમાં પણ કેટલીક એવી અમૂલ્ય શિક્ષાઓ—અમૂલ્ય ઉપદેશો—દષ્ટિગોચર થાય છે કે તે શિક્ષાઓના રહસ્યને ન જાણવાથી ગીતાની શિક્ષા કદાપિ હૃદયંગમ થઈ શકતી નથી અને તેથી આપત્તિખંડનના મધ્યમાં રહેલી

એ કેટલીક શિક્ષાઓની વિસ્તાર પૂર્વક આલોચના કરવાની આવશ્યકતા અનિવાર્ય થઈ પડે છે.

---

संजय उवाच

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः।
न योत्स्य इति गोविन्द मुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥

સંજયે ધૃતરાષ્ટ્રને કહ્યું કેઃ "પરંતપ ગુડાકેશે હૃષીકેશ સાથે વાર્તાલાપ કરતાં શ્રી ગોવિન્દ-શ્રી કૃષ્ણ-ને સંબોધીને કહ્યું કેઃ 'હું યુદ્ધ કરવાનો નથી!' અને ત્યાર પછી તે બોલતો બંધ થઈ ગયો.

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥१०॥

"શ્રી કૃષ્ણે કિંચિદ્ હસીને વિષાદને પ્રાપ્ત થયેલા અર્જુનને ઉભય સેનાઓના મધ્યસ્થાનમાં જે ઉપદેશાત્મક ઉત્તર આપ્યું તે આ પ્રમાણે છેઃ—"

श्री भगवानुवाच

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥११॥

શ્રી ભગવાને કહ્યું કેઃ " જેનામાટે શોક કરવાનું કાંઈ પણ કારણ નથી, તેનામાટે તું શોક કરી રહ્યો છે અને તે સાથે વળી કોઈ મહાજ્ઞાની પુરુષ પ્રમાણે તાત્ત્વિકતાને સ્વીકારીને વાદાનુવાદની ચેષ્ટા પણ કરી રહ્યો છે; પરંતુ જેઓ વાસ્તવિક પંડિત અથવા તત્ત્વજ્ઞ હોય છે તેઓ મૃત કે જીવિત કોઈના માટે પણ આવા પ્રકારે શોક નથી કરતા."

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥**

"એમ કદાપિ હતું જ નહિ કે હું પૂર્વે નહોતો, તું પણ પૂર્વે નહોતો અને આ સર્વ રાજાઓ પણ પૂર્વે અસ્તિત્વ ધરાવતા નહોતા તેમ જ એમ પણ થવાનું નથી કે આપણે સર્વ આ દેહને ત્યાગી દીધા પછી ક્યાંય હઇશું જ નહિ (અર્થાત્ શરીરને ત્યાગી દીધા પછી આપણે અન્યત્ર ક્યાંય પણ જન્મ નહિ જ ધારીએ, એમ કદાપિ બનવાનું નથી)."

**देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहान्तरप्राप्ति धीरस्तत्र न मुह्यति ॥१३॥**

"જેવી રીતે દેહમાં રહેલા આત્માને દેહદ્વારા બાલ્ય, યૌવન અને વાર્ધક્ય–વૃદ્ધાવસ્થા– એ પ્રમાણે ત્રણ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે અને ચાલી જાય છે; તેવી જ રીતે આત્માને અન્ય દેહ પણ પ્રાપ્ત થાય છે એમ જાણીને જ્ઞાની જનો દેહાન્તરપ્રાપ્તિની એટલે કે મૃત્યુની વેળાયે મોહમાં પડતો નથી; અર્થાત્ મૃત્યુના કારણથી અશ્રુપાત નથી કરતો."

**मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।**
કદ
૨. **आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४॥**

"મૃત્યુ જેવો કોઈ પદાર્થ છે જ નહિ; જે વિષયોના સ્પર્શથી શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ ઇત્યાદિ સંસ્કારો ઉત્પન્ન થાય છે, તે સર્વ સ્પર્શો અનિત્ય છે, એટલે કે આવે છે અને પાછા ચાલ્યા જાય છે; એટલામાટે એ સર્વ સંસ્કારોને અવિચલિત થઇને ગ્રહણ કરી લેવાનો અભ્યાસ કર."

यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥

"જે સ્થિરબુદ્ધિ પુરુષ એ સર્વ સ્પર્શોને ભોગવવા છતાં પણ વ્યથિત નથી થતો એટલે કે જે ધૈર્યશીલ પુરુષને એ વિષયો વ્યથા આપી શકતા નથી અને જે સુખ તથા દુઃખને સમભાવથી સ્વીકારી લે છે; તે જ પુરુષ મૃત્યુપર વિજય મેળવીને મોક્ષપ્રાપ્તિનો અધિકારી થઇ શકે છે."

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

"જે અસત્ છે તેનું અસ્તિત્વ હોતું જ નથી અને જે સત્ છે તેનો વિનાશ હોતો નથી; તથાપિ સત્ તથા અસત્ ઉભયનો અન્ત તો થાય છે જ, એ તત્ત્વજ્ઞોના જાણવામાં આવી ચૂક્યું છે."*

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हसि ॥१७॥

"કિન્તુ જેણે આ સમસ્ત દૃશ્ય જગતનો પોતામાં જ વિસ્તાર કરેલો છે તે આત્માનો કદાપિ ક્ષય થતો નથી એટલે કે તેનો નાશ કિંવા ધ્વંસ કોઇથી પણ કરી શકાતો નથી."

---

* આ શ્લોકનો સ્વ. લોકમાન્ય તિલકે એવો અર્થ આપેલો છે કેઃ "જે નથી (અસત્ છે) તે છે એમ થતું નથી અને જે છે (સત્ છે) તે નથી એમ થતું નથી, એ પ્રમાણે 'છે અને નથી' (સત્ અને અસત્) એ ઉભયનો તત્ત્વજ્ઞાની પુરુષોએ અન્ત જોયેલો છે; એટલે કે અંતને જોઈને તેના સ્વરૂપનો નિર્ણય કરેલો છે." અને આ અર્થ શ્રી અરવિન્દ બાબૂના કરેલા અર્થ કરતાં અધિક સ્પષ્ટ છે, એવી મારી માન્યતા છે.

અનુવાદક

अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥१८॥

"નિત્ય દેહાશ્રિત આત્માના આ સર્વ દેહોનો તો અન્ત થવાનો જ છે; પરંતુ આત્મા પોતે અસીમ તથા અનશ્વર હોવાથી, હે ભારત (અર્જુન), તું ઊઠ અને યુદ્ધમાં પ્રવૃત્ત થા."

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम्।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥१९॥

"જેઓ આત્માને હન્તા—હણનારો—કહે છે તેમ જ જેઓ દેહના નાશથી આત્માને હણાયલો માને છે, તેઓ ઉભય ભ્રાન્ત તથા અજ્ઞ છે, એમ જ માનવાનું છે; કારણ કે, આત્મા કોઇને હણતો પણ નથી અને કોઈથી હણાતો પણ નથી."

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा नभूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥२०॥

"એ આત્માનો જન્મ પણ નથી અને મૃત્યુ પણ નથી; એનો કદાપિ ઉદ્‌ભવ થતો નથી અને કદાપિ લોપ પણ થતો નથી. આત્મા અજ—જન્મરહિત—, નિત્ય, સનાતન તથા પુરાતન છે અને દેહનો નાશ થવા છતાં પણ આત્માનો નાશ નથી થતો."

वेदा विनाशिनं नित्यं य एनमजमव्ययम्।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥२१॥

"જે એને—આત્માને—નિત્ય, અનશ્વર અને અક્ષય તરીકે જ જાણે છે; તે પુરુષ કોનો ઘાત કરી શકે અથવા કરાવી શકે તેમ છે વારુ?"

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि।
तथा शरीराणि विहाय जीर्णा
न्यन्यानि संयाति नवानि देही ॥२२॥

"જેવી રીતે મનુષ્ય જીર્ણ વસ્ત્રોને ત્યાગીને અન્ય નવીન વસ્ત્રોને પરિધાન કરે છે; તેવી જ રીતે જીવ (આત્મા) જીર્ણ દેહોને ત્યાગીને અન્ય નવીન દેહોને ધારણ કરી લે છે."

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥

"એ–આત્મા–ને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, જળ ભીંજવી શકતું નથી અને વાયુ શુષ્ક કરી શકતો નથી."

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

"આત્મા અચ્છેદ્ય [છેદાય નહિ તેવો], અદાહ્ય [બળે નહિ તેવો], અક્લેદ્ય [ભીંજાય નહિ તેવો] અને અશોષ્ય [સૂકાય નહિ તેવો] તેમ જ નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચલ તથા સનાતન છે."

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

"આત્મા અવ્યક્ત (રૂપ અથવા આકૃતિ ન હોવાથી દેખાય નહિ તેવો), અચિન્ત્ય (ધ્યાનમાં ન આવી શકે તેવો) અને અવિકાર્ય (કોઈ પણ પ્રકારના વિકારને પ્રાપ્ત ન થનારો) કહેવાય છે; એટલે તું આત્માને આવા પ્રકારનો જાણીને શોકનો સર્વથા પરિત્યાગ કરી દે."

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥**

"અને હે મહાબાહો, તું કદાચિત્ એમ માનતો હોય કે જીવ (આત્મા) વારંવાર જન્મને ધારે છે અને મરતો રહે છે; તો પણ તેના માટે શોક કરવો સર્વથા વ્યર્થ તથા અયોગ્ય છે."

**जातस्य हि ध्रुवो मृत्यु ध्रुवं जन्म मृतस्यच ।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितु मर्हसि ॥२७॥**

"જેનો જન્મ થયો છે તેનું મૃત્યુ પણ અવશ્ય થાય છે અને જેનું મૃત્યુ થાય છે તેનો પુનઃ જન્મ થયા વિના રહેતો જ નથી; અર્થાત્ મૃત્યુ દેહનું અપરિહાર્ય પરિણામ હોવાથી તેનો શોક કરવો એ સર્વથા અનુચિત છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ."

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥**

"હે ભારત, સર્વ પ્રાણીઓ આદિ અથવા આરંભમાં અવ્યક્ત—અસ્પષ્ટ—હોય છે; મધ્યકાળમાં તેઓ વ્યક્ત—સ્પષ્ટ—થાય છે અને વળી પાછા અંતકાળમાં પણ તેઓ અવ્યક્ત થઈ જાય છે; આવો સ્વાભાવિક ક્રમ હોવાથી એ વિષયના શોકનું કાંઈ પણ કારણ છે જ નહિ."

**आश्चर्यवत्पश्यति कश्चिदेन-**
**माश्चर्यवद्वदति तथैव चान्यः ।**
**आश्चर्यवच्चैन मन्यः शृणोति**
**श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥**

"કોઈ આત્માને આશ્ચર્ય સમાન નિહાળે છે; કોઈ આશ્ચર્ય પ્ર-

માણીને તદનુસાર તેનું વર્ણન કરે છે; કોઈ આશ્ચર્યકારિણી વસ્તુ તરીકે તેની કથા સાંભળે છે અને કોઇ તો વળી સાંભળવા છતાં પણ આત્માને જાણી શકતા નથી."

**देही नित्य मवध्योऽयं देहे सर्वस्य भारत।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितु मर्हसि ॥३०॥**

"આત્મા સદા સર્વદા સર્વના દેહમાં અવધ્ય જ હોય છે, એટલે કે આત્માનો કોઇથી વધ કરી શકાતો જ નથી એટલામાટે સર્વ પ્રાણીઓમાટે કોઈ પણ પ્રકારનો શોક કરવો, એ સર્વથા અનુચિત તથા અયોગ્ય કાર્ય છે."

## મૃત્યુની અસત્યતા

અર્જુનનું કથન સાંભળીને શ્રી કૃષ્ણના મુખમંડળમાં હાસ્યના ભાવનો પ્રકાશ થયો અને તેમનું એ હાસ્ય રંગમય એટલે કે પ્રસન્નતા દર્શક હતું; કારણ કે, અર્જુનના ભ્રમને માનવજાતિનો પુરાતન ભ્રમ જાણીને જ અન્તર્યામી શ્રી કૃષ્ણ પરમાત્મા હસ્યા હતા. પરંતુ ભ્રમનો પણ શ્રી કૃષ્ણની માયાના પરિણામે જ ઉદ્ભવ થયો હતો. એટલે કે એ શ્રી કૃષ્ણની પોતાની માયાનું જ પરિણામ હતું; કારણ કે, દુઃખ તથા દુર્બળતાના ભોગ તથા સંયમદ્વારા વિશ્વના અશુભ કિંવા અકલ્યાણનો ક્ષય કરવામાટે ભગવાને મનુષ્ય માત્રને એ માયાનાં વશીભૂત દાસ બનાવી દીધાં છે. પ્રાણની મમતા, મૃત્યુનો ભય, સુખ તથા દુઃખની આધીનતા અને પ્રિય તથા અપ્રિયનો ભેદ ઇત્યાદિ અજ્ઞાનનો અર્જુનના ઉદ્ગારમાં સ્પષ્ટ પ્રકાશ થયો હતો; અર્થાત્ એ અજ્ઞાનને માનવ બુદ્ધિમાંથી દૂર હટાવીને જગત્‌ને અશુભના બંધનથી મુક્ત કરવાની અત્યન્ત આવશ્યકતા હોવાથી એ શુભ કાર્યને સર્વથા અનુકૂલ થઈ પડે તેવી અવસ્થા કિંવા પરિસ્થિતિને પ્રસ્તુત કરવામાટે જ

શ્રી કૃષ્ણ અવતર્યા હતા અને તેમણે ગીતાનો પ્રકાશ કર્યો હતો. કિન્તુ પ્રથમ અર્જુનના મનમાં જે ભ્રમનો ઉદ્ભવ થયો હતો તે ભ્રમનો ભોગદ્વારા ક્ષય કરવાની અધિક આવશ્યકતા હતી; કારણ કે, અર્જુન શ્રી કૃષ્ણનો સખા હતો અને સમસ્ત માનવજાતિનો પ્રતિનિધિ હતો એટલે કે તે શ્રેષ્ઠ પાત્ર હોવાથી સર્વથી પ્રથમ તેના સમક્ષ ગીતાનો પ્રકાશ કરવાનું શ્રી કૃષ્ણે ઉચિત ધાર્યું હતું: તથાપિ શોકનો વિષય છે કે અદ્યાપિ મૂઢ માનવજાતિ ગીતાના સત્ય અર્થને સમજી લેવામાટે યોગ્ય થઈ નથી; માત્ર એટલું જ નહિ, પણ અર્જુન પોતે પણ ગીતાના સંપૂર્ણ અર્થને સમજી શક્યો નહોતો. જે શોક, દુઃખ તથા કાતરતાનો અર્જુનના મનમાં ઉદ્ભવ થયો હતો, તે જ શોક, દુઃખ તથા કાતરતાને માનવજાતિ અત્યારસુધી કલિયુગમાં સંપૂર્ણ ભાવથી ભોગવતી આવી છે અને ક્રિશ્ચયન્ ધર્મ પ્રેમદ્વારા, બૌદ્ધ ધર્મ દયાદ્વારા તથા ઇસ્લામ ધર્મ શક્તિદ્વારા માનવજાતિના એ દુઃખભોગને ઘટાડવામાટેના પ્રયત્નો કરેલા છે અને અદ્યાપિ એ સર્વ ધર્મો માનવજાતિના એ દુઃખભોગને ઘટાડવામાટેના પ્રયત્નો કરે જાય છે. જે દિવસે મહાભારત નામક ભયાનક યુદ્ધનો આરંભ થયો તે દિવસે કલિયુગાન્તર્ગત પ્રથમ ખંડનો એટલે કે સત્યયુગનો* આરંભ થવાનો હતો અને ભગવાન્ ભારતને કિંવા કુરુજાતિના વંશધરોને ગીતાનું દાન આપવાના હતા એટલે જો તેઓ ગીતાના સત્ય અર્થને સ્વી-

---

* કલિયુગના પ્રથમ ખંડ તરીકે સત્યયુગના આરંભનો એવો અર્થ સ્વીકારવાનો છે કે, સત્યયુગ આદિ યુગ હોવાથી સત્યયુગના અધિકારકાળમાં અન્ય કોઈ યુગની સત્તા હોતી નથી; પરંતુ ત્યાર પછીના ત્રેતાયુગમાં પ્રથમના અર્ધકાળમાં સત્યયુગની સત્તા હોય છે; દ્વાપરયુગના એક તૃતીયાંશ કાળમાં સત્યયુગની, ત્યાર પછીના તૃતીયાંશ કાળમાં ત્રેતાયુગની અને અંતિમ ભાગમાં દ્વાપરની પોતાની સત્તા હોય છે અને કલિયુગના આરંભમાં સત્યયુગની, ત્યાર પછી ત્રેતાયુગની, પછી દ્વાપરની અને અંતમાં કલિની પોતાની સંપૂર્ણ સત્તા વિસ્તરે છે.

કારી તદનુસાર વર્તવામાં સમર્થ થાય, તો તેના યોગે **ભારતવર્ષનું** કલ્યાણ નિશ્ચિત હતું; માત્ર એટલું જ નહિ, પણ તેથી સમસ્ત વિશ્વના કલ્યાણનો પણ સંપૂર્ણ સંભવ હતો.

શ્રી કૃષ્ણ અર્જુનને સંબોધીને કહેવા લાગ્યા કે: "હે અર્જુન, તું કોઈ એક તત્ત્વજ્ઞ પંડિત પ્રમાણે પાપ તથા પુણ્યના વિચારોને પ્રદર્શિત કરે છે, જીવન તથા મરણના તત્ત્વનું પ્રતિપાદન કરે છે તેમ જ જાતિના કલ્યાણ તથા અકલ્યાણનાં કારણોને દર્શાવવાની ચેષ્ટા પણ કરે છે; પરંતુ તારા કથનમાં ક્યાંય પણ પ્રકૃત અથવા સત્ય જ્ઞાનનો અંશ મારા જોવામાં આવી શકતો નથી; માત્ર એટલું જ નહિ, પણ તારો પ્રત્યેક ઉદ્ગાર ઘોર અજ્ઞાનથી જ ભરેલો છે. અર્થાત્ તું સ્પષ્ટ શબ્દોમાં એમ જણાવી દે કે: 'મારૂં હૃદય દુર્બળ છે અને તે શોક-વડે કાતર થયેલું છે તેમ જ મારી બુદ્ધિ કર્તવ્યથી પરાઙ્મુખ થયેલી છે; કારણ કે, જ્ઞાની જનોની ભાષામાં અજ્ઞ મનુષ્ય પ્રમાણેના તર્ક-વિતર્ક કરવાનું અને તેમ કરીને પોતાની દુર્બળતાનું સમર્થન કરી બતાવવાનું કાંઈ પણ પ્રયોજન નથી. મનુષ્ય માત્રના હૃદયમાં શોક તો ઉત્પન્ન થાય છે જ; મનુષ્ય માત્રને મૃત્યુ તથા વિચ્છેદની ઘટના અત્યન્ત ભયંકર જણાય છે, સર્વ મનુષ્યોને જીવન મૂલ્યવાન્ દેખાય છે, શોક અસહ્ય દૃષ્ટિગોચર થાય છે, કર્તવ્ય કઠોર જણાય છે અને સ્વાર્થસિદ્ધિ અત્યન્ત મધુર લાગે છે; સારાંશ કે, એ સર્વ વિકારોને વશ થઈને મનુષ્યો યથાપ્રસંગ હર્ષ દર્શાવે છે, દુ:ખ દર્શાવે છે, હસે છે અને અશ્રુપાત કરે છે; તથાપિ એ સર્વ વૃત્તિઓને કોઈ જ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલી તરીકે ઓળખાવતું નથી. જેનામાટે શોક કરવો સર્વથા અનુચિત તથા અનાવશ્યક છે તેનામાટે તું શોકના સમુદ્રમાં ડૂબી ગયો છે; પરંતુ જેઓ વાસ્તવિક જ્ઞાની હોય છે તેઓ મૃત વ્યક્તિ કિંવા જીવિત વ્યક્તિ આદિ કોઈનામાટે પણ શોક કરતા જ નથી; કારણ કે, તેઓ એ તત્ત્વને સારી રીતે જાણતા હોય છે કે, મૃત્યુ નથી, વિચ્છેદ નથી અને દુ:ખ પણ નથી; આપણે સર્વ અમર

છીએ, આપણે ચિરકાલ એક છીએ, આપણે આનંદનાં સંતાન છીએ, અમૃતનાં સંતાન છીએ અને જીવન તથા મરણ સાથે આપણે આ પૃથ્વીમાં આંખમીચામણીની રમત રમતા આવ્યા છીએ; પ્રકૃતિની વિશાળ નાટકશાળામાં આપણે હાસ્ય તથા રોદનનો અભિનય કરીએ છીએ અને શત્રુ તથા મિત્ર આદિને સજાવી યુદ્ધ તથા શાન્તિ અને પ્રેમ તથા કલહના રસનો આસ્વાદ લઇએ છીએ. આપણે અત્યારે તો અલ્પ કાળ પર્યન્ત અહીં છીએ, પણ આવતી કાલે કે પરમ-દિવસે આ દેહનો ત્યાગ કરીને આપણે કયાં જઇશું, એ આપણે જાણતા નથી; અર્થાત્ એ કારણથી આ સર્વ આપણી અનન્ત ક્રીડાઓમાંના એક મુહૂર્ત માત્રના કિંવા ક્ષણિક ખેલો જ છે; માત્ર કેટલાંક ક્ષણોના જ ભાવો છે. આપણે હતા, આપણે છીએ, અને આપણે હઇશું એટલે કે અન્ય શબ્દોમાં કહીએ તો આપણે સનાતન, નિત્ય તથા અનશ્વર હોવાથી કોઈ પણ કાળમાં આપણો અભાવ છે જ નહિ. પ્રકૃતિના ઇશ્વર આપણે જ છીએ, જીવન તથા મરણના કર્તા આપણે જ છીએ, આપણે ભગવાનના અંશ છીએ અને ભૂત, વર્તમાન તથા ભવિષ્યકાળના અધિકારી પણ આપણે જ છીએ. જેવી રીતે દેહને બાલ્ય, યૌવન તથા વૃદ્ધાવસ્થાની પ્રાપ્તિ થાય છે તેવી જ રીતે દેહાન્તરની એટલે કે અન્ય દેહની પણ પ્રાપ્તિ થાય છે. મરણ તો એક નામ માત્ર જ છે અને તે મરણનું નામ સાંભળીને જ આપણે ભયભીત તથા દુઃખી થઇએ છીએ; કારણ કે, મૃત્યુની વાસ્તવિકતા જો આપણા જાણવામાં આવી જાય, તો પછી ભયભીત કે દુઃખી થવાનું કાંઈ પણ કારણ રહેતું જ નથી. આપણે જો બાળ-કની બાલ્યાવસ્થાના લોપને તથા યૌવનકાળમાંના પ્રવેશને મૃત્યુના નામથી ઓળખીને રોતા રોતા એવા ઉદ્ગારો કાઢીએ કે: 'હાય રે અમારો તે પ્રિય બાળક કયાં ગયો; કારણ કે, આ યુવક અમારો તે પ્રિય બાળક નથી; અમારો તે સુવર્ણનો ચન્દ્ર કયાં ચાલ્યો ગયો?' તો આપણા એ વ્યવહારને સર્વ જનો હાસ્યજનક તથા ઘોર અજ્ઞાન-

મૂલક નહિ કહે કે શું? કારણ કે, એ અવસ્થાન્તરપ્રાપ્તિ પ્રકૃતિનો નિયમ છે અને તેથી વસ્તુતઃ બાળકના દેહમાં તેમજ યુવકના દેહમાં એક જ પુરુષ બાહ્ય પરિવર્તનથી અતીત થઇને સ્થિરભાવથી રહેલો છે. સારાંશ કે, જ્ઞાની જનો સાધારણ સ્થિતિના મનુષ્યોના મરણ-વિષયક ભય તથા દુઃખ આદિને જોઇને તેમના એ વ્યવહારને ઉપર જણાવ્યા પ્રમાણે જ હાસ્યજનક તથા ઘોર અજ્ઞાનમૂલક પ્રમાણી લે છે; કારણ કે, તેમનો તો એવો દૃઢ નિશ્ચય થયેલો હોય છે કેઃ 'દેહાન્તરપ્રાપ્તિ પ્રકૃતિનો નિયમ છે અને તેથી સ્થૂલ દેહમાં તથા સૂક્ષ્મ દેહમાં એક જ પુરુષ બાહ્ય પરિવર્તનથી અતીત થઇને સ્થિર ભાવથી રહેલો છે. આપણે અમૃતનાં સંતાન હોવાથી મરનાર કોણ છે અને મારનાર કોણ છે? મૃત્યુ આપણને સ્પર્શ માત્ર પણ કરી શકે તેમ નથી; કારણ કે, મૃત્યુ એક પ્રકારનો મિથ્યા ધ્વનિ માત્ર છે, મૃત્યુ એક ભ્રમ છે અને વસ્તુતઃ મૃત્યુ જેવો કોઈ પદાર્થ અસ્તિત્વ ધરાવતો જ નથી.

## માત્રા

પુરુષ અમર છે અને પ્રકૃતિ ચળ છે; અને ચળ પ્રકૃતિમાં અચળ પુરુષ અવસ્થિત છે. આ કારણથી પ્રકૃતિસ્થ–પ્રકૃતિમાં રહેલો–પુરુષ પાંચ ઇન્દ્રિયોદ્વારા જે કાંઈ પણ દેખે છે, સાંભળે છે, સૂંઘે છે, સ્વાદ લે છે અને સ્પર્શથી અનુભવે છે તેના ઉપભોગમાટે પ્રકૃતિનો આશ્રય લે છે. આપણે રૂપને જોઇએ છીએ, શબ્દને સાંભળીએ છીએ, ગંધને સૂંઘીએ છીએ, રસનો સ્વાદ લઇએ છીએ અને સ્પર્શને અનુભવીએ છીએ એટલે કે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ સમસ્ત તન્માત્રા જ ઇન્દ્રિયભોગના વિષયો છે. ષષ્ઠ ઇન્દ્રિય જે મન તે મનનો વિશિષ્ટ વિષય સંસ્કાર છે અને બુદ્ધિનો વિષય ચિન્તા અથવા વિચાર છે. અર્થાત્ પંચ તન્માત્રા, સંસ્કાર તથા ચિન્તાનો અનુભવ તથા ઉપભોગ કરવામાટે પુરુષ તથા પ્રકૃતિનો

પરસ્પર સંભોગ તથા તેમની અનન્ત ક્રીડા થાય છે. એ ભોગ કિંવા ઉપભોગ શુદ્ધ અને અશુદ્ધ એવી રીતે દ્વિધા એટલે કે બે પ્રકારનો છે. શુદ્ધ ભોગમાં સુખ તથા દુઃખનું અસ્તિત્વ હોતું નથી અને પુરુષનો ચિરંતન સ્વભાવસિદ્ધ ધર્મ આનંદ જ હોય છે; પરંતુ અશુદ્ધ ભોગમાં સુખ તથા દુઃખનું અસ્તિત્વ રહેલું હોવાથી શીતલતા તથા ઉષ્ણતા, ક્ષુધા તથા પિપાસા અને હર્ષ તથા શોક ઈત્યાદિ દ્વંદ્વો અશુદ્ધ ભોગીને વિચલિત તથા વિક્ષુબ્ધ કરી નાખે છે. અશુદ્ધતાનું જો કોઈ કારણ હોય, તો તે કેવળ કામના જ છે અને તેથી સર્વ કામી–કામના ધરાવનારા–અશુદ્ધ હોય છે અને જેઓ સર્વથા નિષ્કામ છે તેઓ જ માત્ર શુદ્ધ હોય છે. કામનાના યોગે રાગ તથા દ્વેષ ઉત્પન્ન થાય છે, રાગ તથા દ્વેષને વશ થતાં પુરુષ વિષયમાં આસક્ત થાય છે અને આસક્તિનું પરિણામ બંધન વિના બીજું કાંઈ પણ હોતું જ નથી. પુરુષ એક વાર જ્યાં વિચલિત તથા અશુદ્ધ થઈ જાય છે એટલે પછી વ્યથા અને યંત્રણાવડે અત્યંત કલેશ પામવા છતાં પણ આસક્તિ વિષયક અભ્યાસના દોષના પરિણામે તેનાથી ક્ષોભ, વ્યથા તથા યંત્રણાના કારણનો પરિત્યાગ નથી કરી શકાતો તે નથી જ કરી શકાતો.

## સમભાવ

શ્રી કૃષ્ણે આત્માની નિત્યતાનો ઉલ્લેખ કરીને પછી અજ્ઞાનના બંધનને શિથિલ કરવાનો ઉપાય દર્શાવ્યો હતો. માત્રા એટલે કે વિષયોનો જે નાનાવિધ સ્પર્શ તે જ સુખ તથા દુઃખ ઈત્યાદિ દ્વંદ્વનું કારણ થઈ પડે છે અને એ સર્વ સ્પર્શો અનિત્ય હોવાથી તેમનો આરંભ પણ છે અને અન્ત પણ છે એટલે તેમને અનિત્ય જાણીને તેમનામાંની આસક્તિનો પરિત્યાગ કરવો જ જોઈએ; કારણ કે, અનિત્ય વસ્તુમાં આસક્ત થઈને તેની પ્રાપ્તિથી હર્ષ દર્શાવવો અને તેના નાશ કિંવા અભાવથી દુઃખ તથા વ્યથાને આધીન થવું, એ

અવસ્થાને જ અજ્ઞાનના નામથી ઓળખવામાં આવે છે. અજ્ઞાનવડે અનશ્વર આત્માનો સનાતન ભાવ તથા અન્તય આનંદ આચ્છાદિત કિંવા આચ્છન્ન થઈ જાય છે અને કેવળ ક્ષણસ્થાયીભાવ તથા વસ્તુમાં સંલગ્ન થતાં તેના નાશ કિંવા અભાવથી મનુષ્ય દુઃખ તથા શોકના સમુદ્રમાં ડૂબી જાય છે. અર્થાત્ ભ્રમિષ્ટ ન થતાં જે પુરુષ વિષયોના સર્વ સ્પર્શોને સહન કરી શકે છે એટલે કે દ્વંદ્વના મધ્યમાં હોવા છતાં પણ સુખ તથા દુઃખ, શીતલતા તથા ઉષ્ણતા, પ્રિય તથા અપ્રિય, કલ્યાણ તથા અકલ્યાણ અને સિદ્ધિ તથા અસિદ્ધિમાં હર્ષ કિંવા શોકનો અનુભવ ન કરીને સમાનભાવથી પ્રફુલ્લ ચિત્ત તથા હસિત મુખવડે એ સ્પર્શોને સ્વીકારી શકે છે; તે પુરુષ રાગ તથા દ્વેષ આદિના બંધનથી મુક્ત થઈ જાય છે અને અજ્ઞાનના બન્ધને તોડીને સનાતન ભાવ તથા આનંદની પ્રાપ્તિના સામર્થ્યને મેળવી શકે છે,— ' अ-तत्वाय कल्पते ' ॥

## સમતાનો ગુણ

શ્રીમદ્ ભગવદ્ગીતાની સર્વથી પ્રથમ જો કોઈ પણ શિક્ષા હોય, તો તે શિક્ષા સમતા જ છે. સમતા જ ગીતોક્ત સાધનોની પ્રતિષ્ઠા છે. ગ્રીક સ્ટૉઇક્ સંપ્રદાયે ભારતવર્ષમાંથી એ સમતા કિંવા અભાવનું શિક્ષણ લઇને યૂરોપમાં સમતાવાદ કિંવા સામ્યવાદનો પ્રચાર કર્યો હતો અને ગ્રીક દાર્શનિક એપિક્યુરસે શ્રી કૃષ્ણના ઉપદેશની એક દિશાને વળગીને શાન્તભોગવાદ કિંવા શાન્તભોગના શિક્ષણ–Epucureanism–નો પ્રચાર કર્યો હતો. એ બન્ને મતો એટલે કે સામ્યવાદ અને ભોગવાદ પ્રાચીન યૂરોપના શ્રેષ્ઠ નૈતિક મતો તરીકે વિખ્યાત હતા અને તેથી વર્તમાન યૂરોપમાં પણ તેમણે નવીન આકાર ધારણ કરીને Puritanism અને Paganism નામક ચિર દ્વંદ્વભાવને ઉત્પન્ન કરી દીધો છે. પરંતુ ગીતોક્ત સાધનમાં સામ્યવાદ તથા શાન્ત કિંવા શુદ્ધ ભોગ એ ઉભય એક જ અર્થને

દર્શાવનારા શબ્દો છે; કારણ કે, સમતા કારણ છે અને શુદ્ધ ભોગ કાર્ય છે. સમતાના યોગે આસક્તિ મરી જાય છે અને રાગ તથા દ્વેષ આદિ શમી જાય છે એટલે એ આસક્તિના નાશ તથા રાગદ્વેષ આદિના શમનથી સ્વાભાવિક જ શુદ્ધતાનો જન્મ અથવા આવિર્ભાવ થાય છે. શુદ્ધ પુરુષનો ભોગ કામના તથા આસક્તિથી રહિત હોવાથી સર્વથા શુદ્ધ હોય છે. સમતાનો પ્રધાન ગુણ એ જ છે કે આસક્તિ તથા રાગદ્વેષ સમતા સાથે એક જ સ્થાનમાં કદાપિ રહી શકતાં નથી અને તેથી સમતા જ શુદ્ધિનું બીજ છે.

## દુઃખનિવારણનો ઉપાય

ગ્રીક સ્ટૉઇક સંપ્રદાયનો મોટામાં મોટો પ્રમાદ એ થયો હતો હતો કે દુઃખપર વિજય મેળવવાના એટલે કે દુઃખનિવારણના યોગ્ય ઉપાયને તે જાણી શક્યો નહોતો. આ કારણથી સ્ટૉઇક સંપ્રદાયના પ્રવર્તકો તથા અનુયાયીઓ દુઃખનો નિગ્રહ કરીને, દુઃખને છુપાવીને તથા ચરણ તળે ચગદીને દુઃખપર વિજય મેળવવાની ચેષ્ટા કરતા હતા. પરંતુ ગીતામાં એક સ્થળે કહેલું છે કેઃ " **प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ?**" "જ્યાં સર્વ પ્રાણીઓ પોતાની પ્રકૃતિને જ અનુસરતાં હોય, ત્યાં નિગ્રહ શું કરી શકે તેમ હતું વારૂ? અર્થાત્ દુઃખના નિગ્રહથી મનુષ્યનું હૃદય શુષ્ક, કઠોર તથા પ્રેમશૂન્ય થઈ જાય છે. "હું દુઃખના આઘાતથી અશ્રુપાત કરીશ નહિ, શરીરને કિંવા હૃદયને યંત્રણા કિંવા પીડાનું જ્ઞાન જ થવા દઈશ નહિ, 'આ કાંઈ પણ નથી,' એમ જાણીને સર્વ દુઃખ તથા પીડાને સહન કરી લઈશ અને સ્ત્રીના દુઃખ, સંતાનના દુઃખ, બન્ધુના દુઃખ તથા જાતિના દુઃખને અવિચલિત ચિત્તથી જોઈ રહીશ;" આવા પ્રકારનો જે ભાવ તે બળથી ગર્વિષ્ઠ થયેલા અસુરની તપસ્યાનો ભાવ હોવાથી અસુરને જ શોભા આપે છે; છતાં એનું પણ અમુક અંશે મહત્ત્વ છે અને મનુષ્યની ઉન્નતિના સાધનનું એ પ્રયોજન પણ છે; તથાપિ

દુઃખપર વિજય મેળવવાનો કિંવા દુઃખના નિવારણનો એ યોગ્ય ઉપાય નથી; દુઃખને પરાજિત કરવામાટેની એ ચરમ શિક્ષા નથી. સારાંશ કે, દુ.ખપર વિજય મેળવવાનો જો કોઈ પણ યોગ્ય ઉપાય હોય, તો તે કેવળ જ્ઞાન, શાન્તિ તથા સમતા જ છે. સર્વથા શાન્ત ભાવથી સુખ તથા દુઃખનો સ્વીકાર કરી લેવો એ જ દુઃખનિવારણનો યોગ્ય માર્ગ છે. પ્રાણમાં થતા સુખ તથા દુઃખના સંચારને અટકાવવો નહિ અને બુદ્ધિને ચળવા દેવી નહિ, એના જેવો દુઃખનિવારણનો અન્ય કોઈ માર્ગ જ નથી. બુદ્ધિ, ચિત્ત કિંવા પ્રાણ એમાંનું કોઈ પણ સમતાનું સ્થાન નથી; બુદ્ધિ સમ થાય છે અથવા સમતાને ધારણ કરી લે છે એટલે ચિત્ત તથા પ્રાણ પોતાની મેળે જ સમભાવને સ્વીકારી લે છે; અર્થાત્ પ્રેમ ઈત્યાદિ પ્રકૃતિજાત કિંવા નૈસર્ગિક પ્રવૃત્તિઓ સર્વથા સૂકાઈ જતી નથી, મનુષ્ય પાષાણના રૂપમાં ફેરવાઈ જતું નથી કિંવા જડ અને ચેતન રહિત થઈ જતું નથી; કારણ કે, '**प्रकृतिं यान्ति भूतानि**'–અર્થાત્ પ્રેમ ઈત્યાદિ પ્રવૃત્તિ તે પ્રકૃતિની ચિરંતન પ્રવૃત્તિ હોવાથી તેના હસ્તમાંથી મુક્ત થવાનો, પરબ્રહ્મમાં લીન થઈ જવું, એ જ એક માત્ર ઉપાય છે. પ્રકૃતિના મધ્યમાં રહીને પ્રકૃતિનો સર્વથા ત્યાગ કરી શકાય, એ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે. જો આપણે કોમળતાનો પરિત્યાગ કરીશું, તો તે દુઃખ અંતરમાં એકત્ર થઈ રહેશે અને અલક્ષ્ય ભાવથી પ્રાણોને શુષ્ક કરી નાખશે. સારાંશ કે, આવા પ્રકારનાં કષ્ટયુક્ત સાધનોથી ઉન્નતિની સંભાવના છે જ નહિ. તપસ્યાના યોગે શક્તિના આવિર્ભાવનો સંભવ હોય છે ખરો; પરન્તુ આ જન્મમાં એવી તપસ્યાના બળથી જે વસ્તુને આપણે બળાત્કારે દબાવી રાખીએ, તે વસ્તુ અન્ય જન્મમાં સર્વ અવરોધોનો ભંગ કરીને બમણા વેગથી ઉછળીને બહાર નીકળી આવે છે, એ આપણે કદાપિ ભૂલી જવાનું નથી.

**અસંપૂર્ણ**

શ્રી

# અરવિન્દ વિચારમાળા



## પ્રથમ પુષ્પ–ધર્મવિચાર



### દ્વિતીય દલ–ધર્મ

# ધર્મ

## ૧ આપણો ધર્મ

આપણો ધર્મ સનાતન ધર્મ છે અને એ ધર્મ ત્રિવિધ, ત્રિમાર્ગગામી તથા ત્રિકર્મયુક્ત છે. અર્થાત્ ભગવાને અન્તરાત્મામાં, માનસિક જગત્‌માં તથા સ્થૂલ વિશ્વમાં એટલે કે એ ત્રણ ધામમાં પ્રકૃતિસૃષ્ટ મહાશકિતવડે સંચાલિત વિશ્વના રૂપે આત્મપ્રકાશ કરેલો છે એટલામાટે એ ત્રણ ધામોમાં ભગવાન્ સાથે યુકત થવાની કિંવા મળી જવાની જે ચેષ્ટા તે સનાતન ધર્મની ત્રિવિધતા છે, એમ સમજવાનું છે. એ જ પ્રમાણે આપણો ધર્મ ત્રિમાર્ગગામી એટલે કે ત્રણ માર્ગવાળો છે એટલે કે જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણ સ્વતંત્ર ઉપાયોવડે મનુષ્ય ભગવાન સાથે યુક્ત થઇ શકે છે અને જો અન્ય શબ્દોમાં કહીએ તો યુકતાવસ્થાને મેળવી શકે છે. એ ત્રણ ઉપાયોવડે આત્મશુદ્ધિ કરીને ભગવાન સાથે મળી જવાની જે લિપ્સા અથવા ઇચ્છા તે જ આપણા સનાતન ધર્મની ત્રિમાર્ગગામિની ગતિ કહેવાય છે. વળી આપણો ધર્મ ત્રિકર્મયુક્ત અથવા ત્રણ કર્મવાળો છે; અર્થાત્ મનુષ્યની જેટલી મુખ્ય વૃત્તિઓ છે તેમનામાંની ત્રણ વૃત્તિઓ જ ઊર્ધ્વગામિની તથા બ્રહ્મપ્રાપ્તિબલદાયિની એટલે કે બ્રહ્મને મેળવવામાટેના બળને આપનારી છે અને તે ત્રણ વૃત્તિઓ સત્ય, પ્રેમ તથા શક્તિના નામથી ઓળખાય છે. એ ત્રણ વૃત્તિઓના વિકાસથી જ માનવ જાતિની અત્યાર સુધીની ઉન્નતિ ક્રમાનુસાર સિદ્ધ થતી આવી છે અને થતી રહેવાની છે. સારાંશ કે, સત્ય, પ્રેમ તથા શક્તિદ્વારા જ્ઞાન, ભકિત તથા કર્મ નામક ત્રણ માર્ગમાં આગળ વધવું અથવા અગ્રેસર થવું એ જ સનાતન ધર્મનાં ત્રણ કર્મો છે.

સનાતન ધર્મમાં અન્ય ગૌણ ધર્મોનો સમાવેશ થયેલો છે; એટલે કે સનાતન ધર્મનું અવલમ્બન કરીને બીજા પણ અનેક પરિ-

વર્ત્તનશીલ મહાન્ તથા ક્ષુદ્ર નાનાવિધ ધર્મો પોતપોતાનાં કાર્યોમાં પ્રવૃત્ત થયેલા છે. સર્વ પ્રકારનાં ધર્મકર્મો સ્વભાવસૃષ્ટ છે, સ્વાભાવિક છે; તથાપિ સનાતન ધર્મ તથા અન્ય નાનાવિધ ધર્મોમાં એટલો ભેદ તો અવશ્ય રહેલો છે કે સનાતન ધર્મ જગત્‌ના સનાતન સ્વભાવનો આશ્રિત છે અને અન્ય નાનાવિધ ધર્મો નાનાવિધ આધારગત સ્વભાવના ફળરૂપ છે. વ્યક્તિગત ધર્મ, જાતિનો ધર્મ, વર્ણનો ધર્મ અને યુગનો ધર્મ ઇત્યાદિ નાનાવિધ ધર્મો વિશ્વમાં અસ્તિત્વ ધરાવે છે અને એ સર્વ ધર્મો અનિત્ય હોવાથી એમને અશાશ્વત માનીને જો એમનો સર્વથા ત્યાગ કરી દેવામાં આવે, તો તે ભયાનક પ્રમાદ જ કહી શકાય તેમ છે; કારણ કે, એ અનિત્ય તથા પરિવર્ત્તનશીલ ધર્મોદ્વારા જ સનાતન ધર્મ વિકસિત તથા અનુષ્ઠિત થઈ શકે છે. સારાંશ કે, વ્યક્તિધર્મ, જાતિધર્મ, વર્ણાશ્રિત ધર્મ તથા યુગધર્મનો પરિત્યાગ કરવાથી સનાતન ધર્મને પુષ્ટિ તો નથી જ મળતી, કિન્તુ વિરુદ્ધ પક્ષે અધર્મની જ વૃદ્ધિ થાય છે અને ગીતામાં જેને 'સંકર' નામ આપવામાં આવ્યું છે તેની ઉત્પતિ થતાં એટલે કે સનાતન પ્રણાલીનો ભંગ તથા ઉન્નતિની વિપરીત ગતિ થતાં તે વસુન્ધરા–પૃથ્વી–ને પાપ તથા અત્યાચારના પાવકથી દગ્ધ કરી નાખે છે. જ્યારે એ પાપ તથા અત્યાચારના અતિરેકથી માનવજાતિની ઉન્નતિને અટકાવનારી, ધર્મનો નાશ કરનારી અને અધર્મને વિસ્તારનારી સર્વ આસુરીય શક્તિઓ સમૃદ્ધ તથા બલાઢ્ય થઇને સ્વાર્થ, ક્રૂરતા તથા અહંકાર આદિથી દશે દિશાઓને આચ્છાદિત કરી નાખે છે; તે વેળાએ પૃથ્વીને આ પાપ તથા અત્યાચાર આદિના ભારથી મુક્ત કરવામાટે ભગવાનનો અવતાર કિંવા ભગવાનની વિભૂતિ માનવ દેહમાં પ્રકાશિત થઇને ધર્મના માર્ગને સર્વથા નિષ્કંટક કરી નાખે છે.

સનાતન ધર્મનું યથાર્થ પાલન કરવામાટે વ્યક્તિગત ધર્મ, જાતિ ધર્મ, વર્ણાશ્રિત ધર્મ તથા યુગધર્મ આદિનાં આચરણોને સર્વદા સુરક્ષિત રાખવાની જ આવશ્યકતા છે. પરંતુ એ નાનાવિધ ધર્મોમાં

ક્ષુદ્ર તથા મહત્ એવી રીતે બે રૂપ રહેલાં છે એટલે મહાન્ ધર્મ સાથે ક્ષુદ્ર ધર્મને મેળવીને તથા તેમનું સંશોધન કરીને જો તેમનું અનુષ્ઠાન કરવામાં આવે, તો તે અધિક શ્રેયસ્કર થઇ પડે છે. જો વ્યક્તિગત ધર્મને જાતિધર્મ સાથે મેળવીને આચરણ ન કરવામાં આવે, તો તેથી જાતિનો ભંગ થાય છે અને જો જાતિધર્મનો લોપ થઈ જાય, તો વ્યક્તિગત ધર્મના ક્ષેત્ર તથા સુયોગનો પણ નાશ થઇ જાય છે; કારણ કે, એ પણ ધર્મસંકર છે અને ધર્મસંકરના પ્રભાવથી જાતિ તથા તે સંકરના કરનાર એવી રીતે ઉભયનો નરકની ગહનતમ ગર્તામાં પાત થાય છે, એ સર્વવિશ્રુત હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ. અર્થાત્ પ્રથમ જ્યારે જાતિની રક્ષા કરાય છે ત્યારે જ વ્યક્તિની આધ્યાત્મિક, નૈતિક તથા આર્થિક ઉન્નતિ કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના કરી શકાય છે, વર્ણાશ્રિતધર્મ તથા યુગધર્મને એક જ મૂસમાં ઢાળીને સમાકાર કરવામાં ન આવે, તો મહાન્ યુગધર્મની ગતિ પ્રતિકૂલ થતાં તે પ્રતિકૂલ ગતિના યોગે વર્ણાશ્રિત ધર્મના ચૂરેચૂરા થઈ જાય છે અને વર્ણાશ્રિત ધર્મનો નાશ થતાં સમાજનો પણ અવશ્ય વિનાશ થઇ જાય છે, એ નિર્વિવાદ છે. ક્ષુદ્ર સદા સર્વદા મહતના અંશરૂપ અથવા સહાયસ્વરૂપ હોય છે એટલે એ સંબંધની વિપરીત અવસ્થા થતાં ધર્મસંકર ઉત્પન્ન થાય છે અને તે ધર્મસંકરના પરિણામે જે અનિષ્ટ ઘટનાઓ બને છે તે સર્વથા ભયંકર જ હોય છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં જ્યાં ક્ષુદ્ર ધર્મ તથા મહાન્ ધર્મનો પરસ્પર વિરોધ જોવામાં આવતો હોય, ત્યાં ક્ષુદ્ર ધર્મનો પરિત્યાગ કરીને મહાન્ ધર્મનું અનુષ્ઠાન કરવું, એ જ અધિક કલ્યાણકારક છે.

સનાતન ધર્મનો પ્રચાર અને સનાતન ધર્માશ્રિત જાતિધર્મ તથા યુગધર્મનું અનુષ્ઠાન એ જ આપણો ઉદ્દેશ હોવો જોઇએ અને છે; કારણ કે, આપણે ભારતવાસી છીએ, આર્યજાતિના વંશધર છીએ અને આર્યશિક્ષાપ્રણાલી તથા આર્યનીતિના સંપૂર્ણ અધિ-

કારી છીએ. એ આર્યભાવ જ આપણો કુળધર્મ તથા જાતિધર્મ છે. જ્ઞાન, ભક્તિ તથા નિષ્કામ કર્મ એ આર્યશિક્ષાનાં મૂળ છે; અને જ્ઞાન, ઉદારતા, પ્રેમ, સાહસ, શક્તિ તથા વિનય એ સર્વ આર્યચરિત્રનાં લક્ષણો છે. માનવજાતિને શ્રેષ્ઠતમ જ્ઞાન આપવું, વિશ્વને ઉન્નત તથા ઉદાર ચારિત્ર્યનો નિષ્કલંક આદર્શ આપવો, દુર્બળની રક્ષા કરવી અને પ્રબળ અત્યાચારીને તેના અત્યાચારની શિક્ષા આપવી, એ જ આર્યજાતિના જીવનનો પ્રધાન ઉદ્દેશ છે અને એ ઉદ્દેશની સિદ્ધિમાં જ તેના ધર્મની ચરિતાર્થતા કિંવા સાર્થકતા સમાયલી છે. પરંતુ અત્યારે આપણે ધર્મ-ભ્રષ્ટ, લક્ષ્યભ્રષ્ટ, ધર્મસંકર તથા ભ્રાન્તિસંકૂલ થયેલા છીએ અને તમો-ગુણના મોહથી મુગ્ધ થઇને આર્યશિક્ષણ તથા આર્યનીતિને સર્વથા ખોઈ બેઠા છીએ. આપણે આર્યજાતિના વંશધર હોવા છતાં શૂદ્રત્વ તેમ જ શૂદ્રધર્મરૂપ દાસત્વને સ્વીકારીને વિશ્વમાં સર્વના તિરસ્કારને પાત્ર થયા છીએ, પ્રબળ જનોનાં ચરણોતળે ચગદાઈ ગયા છીએ અને દુઃખોની પરંપરાથી એવા તો પીડાઇ તથા દબાઇ ગયા છીએ કે આ-પણી અધોગતિની પારસીમા જ થઈ ગઇ છે; એટલામાટે જો આપણા હૃદયમાં જીવવાની ઇચ્છા હોય અને અનન્ત નરકના બંધનથી મુક્ત થવાની લેશ માત્ર પણ અભિલાષા હોય, તો જાતિની રક્ષા કરવી એ આપણું સર્વથી પ્રથમ કર્ત્તવ્ય છે; કારણ કે, જાતિની રક્ષાનો ઉપાય તે આર્યચારિત્ર્યનું પુનર્ગઠન અથવા નવીન બંધારણ છે અને તેથી જેના યોગે આપણી જનની જન્મભૂમિનાં ભાવિ સન્તાનો જ્ઞાની, સત્ય-નિષ્ઠ, માનવપ્રેમથી પૂર્ણ, ભ્રાતૃભાવના ભાવિક, સાહસી, શક્તિમાન્ તથા વિનયશીલ થઈ શકે તેવા પ્રકારનાં ઉપયુક્ત શિક્ષણ, ઉચ્ચ આ-દર્શ તથા આર્યભાવોદ્દીપક કર્મપ્રણાલીવડે તેમને મંડિત કરવાં, એ જ આપણો પ્રથમ અને પ્રધાન ઉદ્દેશ હોવો જોઇએ. એ કાર્યમાં જ્યાં સુધી આપણે કૃતાર્થ ન થઇએ, ત્યાં સુધી સનાતન ધર્મનો પ્રચાર તે ઉપર અરણ્ય કિંવા ક્ષાર ભૂમિમાં બીજનું આરોપણ કરીને પાકની વ્યર્થ આશા રાખવા સમાન સર્વથા અસંભવનીય છે.

જાતિધર્મના અનુષ્ઠાનથી યુગધર્મની સેવા સહજ સાધ્ય થઈ પડે છે; કારણુ કે, આ યુગ તે શકિત તથા પ્રેમનો જ યુગ છે. જ્યારે કલિનો આરંભ થાય છે ત્યારે જ્ઞાન તથા કર્મ ભકિતને આધીન તથા ભક્તિનાં સહાયક થઇને પોતપોતાની પ્રવૃત્તિને ચરિતાર્થ કિંવા સાર્થક કરી લે છે અને સત્ય તથા શકિત પ્રેમના આશ્રયને સ્વીકારીને માનવ-જાતિમાં પ્રેમનો વિકાસ કરવાના ઉદ્યોગમાં લાગી જાય છે. બૌદ્ધ ધ-ર્મમાંની મૈત્રી તથા દયા, ક્રિશ્ચિયન્ ધર્મમાંની પ્રેમશિક્ષા, મુસલ્માન ધર્મમાંનાં સામ્ય તથા ભ્રાતૃભાવ અને પૌરાણિક ધર્મમાંનાં ભક્તિ તથા પ્રેમભાવ આદિ એ જ ઉદ્યોગનાં ફળરૂપ છે, એ સર્વથા નિઃ-સંશય છે. અર્થાત્ કલિયુગમાં સનાતન ધર્મ મૈત્રી, કર્મ, ભક્તિ, પ્રેમ, સામ્ય તથા ભ્રાતૃભાવ આદિની સહાયતાથી માનવ કલ્યાણને સિદ્ધ કરે છે. જ્ઞાન, ભક્તિ તથા નિષ્કામ કર્મવડે બંધાયલા—ગઠિત થયેલા—આર્ય—સનાતન—ધર્મમાં એ સર્વ શક્તિઓ પ્રવિષ્ટ તથા વિકસિત થઇને વિસ્તાર તથા પોતાની પ્રવૃત્તિને પૂર્ણ કરવાના માર્ગને શોધે છે. કઠિન તપસ્યા, ઉચ્ચ આકાંક્ષા અને મહત્ કર્મ એ શક્તિસ્ફુ-રણનાં લક્ષણો છે અને તેથી જ્યારે એ જાતિ તપસ્વિની, ઉચ્ચા-કાંક્ષિણી તથા મહત્કર્મપ્રયાસિની થશે ત્યારે જ એમ જાણી શકાશે કે વિશ્વની ઉન્નતિના દિવસનો ઉદય કિંવા આરંભ થઈ ચૂકયો છે અને હવે ધર્મવિરોધિની આસુરીય શક્તિનો સંકોચ તથા દેવશક્તિનું પુનરુત્થાન અવશ્યંભાવિ છે. સારાંશ કે, આવા પ્રકારની શિક્ષા પણુ વર્ત્તમાન સમયમાં અત્યન્ત પ્રયોજનીય છે એ વારંવાર કહેવાની આવ-શ્યકતા નથી.

યુગધર્મ તથા જાતિધર્મ સાધ્ય થતાં વિશ્વમય કિંવા વિશ્વ-વ્યાપક સનાતન ધર્મનો કોઈ પણુ પ્રકારની બાધા વિના અનુષ્ઠાન સહિત પ્રચાર થઇ જશે અને પૂર્વકાલથી—પ્રથમથી—જ વિધાતાએ જે નિર્દિષ્ટ કરેલું છે તથા જેના સંબંધમાં શાસ્ત્રમાં પણુ ભવિષ્યવાણી

લખાયલી છે તેનો પણ કાર્યના સ્વરૂપમાં અનુભવ કિંવા સાક્ષાત્કાર થવા માંડશે. સમસ્ત વિશ્વ આર્યદેશમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મજ્ઞાની સમક્ષ જ્ઞાન તથા ધર્મની ભિક્ષા માગતું ઊભું રહેશે અને ભારત-ભૂમિને તીર્થક્ષેત્ર માનીને અવનત મસ્તકવડે ભારતવર્ષની સર્વશ્રેષ્ઠતા કિંવા પ્રધાનતાનો સ્વીકાર કરી લેશે. તે દિવસને શીઘ્ર ખેંચી લાવવા-માટે જ અત્યારે ભારતવાસી જાગ્રત થયેલા છે અને આર્યભાવનું નવીન ઉત્થાન થયેલું છે, એના પુનઃકથનની આવશ્યકતા છે: ખરી કે?

---

## ૨ ગીતાનો ધર્મ

જેમણે શ્રીમદ્ ભગવદ્ગીતાનું મનનપૂર્વક વાંચન કરેલું છે તેમના મનમાં એક એવો પ્રશ્ન ઉદ્ભવા શકે તેમ છે કે: "ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને જે યોગ શબ્દનો વારંવાર વ્યવહાર કરેલો છે અને જે યુક્તાવસ્થાનું વર્ણન કરેલું છે, તેનો કેટલાક સાધારણ મનુષ્યો જેને યોગ નામથી ઓળખે છે તે યોગ સાથે મેળ મળતો નથી, એનું શું કારણ હશે વારુ?" શ્રી કૃષ્ણે સ્થળે સ્થળે સંન્યાસની પ્રશંસા કરેલી છે તેમ જ અનિર્દેશ્ય કિંવા અનિર્વચનીય પરબ્રહ્મની ઉપાસ-નાથી પરમ ગતિ થાય છે એવો નિર્દેશ પણ કરેલો છે; કિન્તુ એ સર્વ વિષયોનુ સંક્ષેપમાં જ નિરૂપણ કરીને ગીતાના શ્રેષ્ઠ ભાગમાં ત્યાગનું મહત્ત્વ તથા વાસુદેવમાં શ્રદ્ધા રાખવાથી તમ જ આત્મસમ-ર્પણથી થતી પરમાવસ્થાની પ્રાપ્તિ એ વિષયો વિવિધ ઉપાયોવડે અર્જુનને વિસ્તારપૂર્વક સમજાવ્યા છે. છઠ્ઠા અધ્યાયમાં 'રાજયોગ'નું કિંચિદ્ વર્ણન આવેલું છે; તથાપિ એટલાથી ગીતાને 'રાજયોગ' વ્યાપક અથવા 'રાજયોગ' પ્રતિપાદક ગ્રંથ તરીકે ઓળખી શકાય તેમ નથી. સમતા, અનાસક્તિ, કર્મફળનો ત્યાગ, શ્રી કૃષ્ણમાં સંપૂર્ણ આત્મસમર્પણ, નિષ્કામ કર્મ, ગુણાતીત્ય તથા સ્વધર્મસેવા એ જ

ગીતાનાં મૂળ તત્ત્વો છે; અને એ શિક્ષાને જ ભગવાને પરમ જ્ઞાન તથા ગૂઢતમ રહસ્ય તરીકે ઓળખાવીને તેનું અન્ત પર્યન્ત કીર્તન કરેલું છે. અમારો એવો દૃઢ વિશ્વાસ છે કે વિશ્વના ભાવિધર્મનું એ ગીતા જ સર્વલોકમાન્ય શાસ્ત્ર થઈ પડશે; પરન્તુ ગીતાનો સત્ય અર્થ સર્વ જનોના સમજવામાં આવી શકતો નથી; કારણ કે, મોટા મોટા પંડિતો અને શ્રેષ્ઠમેધાવી તથા તીક્ષ્ણબુદ્ધિ લેખકો પણ જ્યારે ગીતાના ગૂઢ અર્થને સમજી શકતા નથી, તો પછી સાધારણ બુદ્ધિના મનુષ્યો તો ગીતાના ગૂઢ અર્થને કેમ કરીને સમજી શકે વારૂ! એક બાજૂ મોક્ષપરાયણ વ્યાખ્યાતાઓએ ગીતામાં કેવળ અદ્વૈતવાદ તથા સંન્યાસધર્મની પ્રતિષ્ઠાનું નિરીક્ષણ કરેલું છે તો બીજી બાજૂએ આંગ્લવિદ્યાવિભૂષિત અને આંગ્લદર્શનસિદ્ધ સ્વર્ગીય બાબૂ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયે ગીતામાં કેવળ વીરભાવથી કર્તવ્યપાલનનો ઉપદેશ અપાયલો છે એમ જાણીને તરુણોના હૃદયમાં એ અર્થને જ ઠસાવવાની ચેષ્ટા કરેલી છે. સંન્યાસધર્મ જો કે ઉત્કૃષ્ટ ધર્મ છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ; પરન્તુ એ સંન્યાસધર્મનું બહુ જ અલ્પસંખ્ય લોકો યથાર્થ પાલન કરી શકે છે, એ કદાપિ કોઇએ ભૂલી જવાનું નથી. અર્થાત્ સર્વલોકમાન્ય ધર્મમાં એવા આદર્શ તથા એવી તત્ત્વશિક્ષાના અસ્તિત્વની આવશ્યકતા હોય છે કે જેનો સાધારણ મનુષ્યોથી પોતપોતાના જીવનમાં તથા પોતપોતાના કર્મક્ષેત્રમાં સાક્ષાત્કાર કિંવા અનુભવ કરી શકાય એટલે કે જે આદર્શને વ્યવહારમાં યોજવાથી જે પરમગતિ થોડાક મનુષ્યોવડે જ મેળવી શકાય છે તે પરમ ગતિ અલ્પ પરિશ્રમવડે સર્વ જનોને મળી શકે છે. વીરભાવથી કર્તવ્યનું પાલન કરવું એ જો કે ઉત્કૃષ્ટ ધર્મ જણાય છે; પરંતુ એમાંથી એક એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે મનુષ્યનું કર્તવ્ય શું છે? અને એ પ્રશ્ન કિંવા જટિલ સમસ્યાથી જ ધર્મ તથા નીતિનો આટલો બધો ગોટાળો થઇ ગયેલો છે; ભગવાને એક સ્થળે કહ્યું છે કે: "**गहना कर्मणो गतिः**"

('કર્મોની ગતિ ગહન છે;') એટલે કે, "કર્તવ્ય શું છે અને અકર્તવ્ય શું છે ? તેમ જ કર્મ શું છે, અકર્મ શું છે અને વિકર્મ શું છે, એનો નિર્ણય કરતાં જ્ઞાની જનોની બુદ્ધિ પણ કુંઠિત થઈ જાય છે; પરંતુ હું તને એવા પ્રકારનું જ્ઞાન આપીશ કે જેથી પોતાના ગન્તવ્ય માર્ગનો નિશ્ચય કરી લેવામાટે તારે વધારે વિચાર નહિ કરવો પડે; એટલે કે, હું કર્મજીવનના લક્ષ્ય તથા સર્વદા અનુષ્ઠેય–અનુષ્ઠાન કરવા યોગ્ય–નિયમનું એક સાથે જ તને વિસ્તૃત વ્યાખ્યાન કરી સંભળાવીશ." ત્યારે હવે એ જ્ઞાન કયું છે અને એ લાખ કથાની એક કથા આપણને ક્યાં મળી શકે તેમ છે ? અમારો દૃઢ વિશ્વાસ છે કે ગીતાના અંતિમ અધ્યાયમાં જે સ્થળે ભગવાન્ પોતાના સર્વેથી ગુહ્યતમ પરમ વક્તવ્યનો અર્જુન સમક્ષ પ્રકાશ કરવાને તત્પર થયા હતા, તે સ્થાનમાં અન્વેષણ કિંવા શોધ કરતાં એ દુર્લભ તથા અમૂલ્ય વસ્તુ આપણને મળી શકે તેમ છે. ત્યારે તે સર્વથી ગુહ્યતમ તથા પરમ કથા શી છે વારૂ ? તે સર્વથી ગુહ્યતમ તથા પરમ કથા આ છે:—

"मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥
सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः" ॥६६॥

એ ઉભય શ્લોકોનો અર્થ એક જ સમાસાન્ત શબ્દમાં વ્યક્ત થઈ જાય છે અને તે સમાસાન્ત શબ્દ 'આત્મસમર્પણ' છે. જે પુરુષ જેટલા પરિમાણમાં શ્રી કૃષ્ણનાં ચરણોમાં આત્મસમર્પણ કરી શકે છે તે પુરુષના શરીરમાં તેટલા પરિમાણમાં ભગવદ્દત્ત–ભગવાનની આપેલી–શક્તિ આવિર્ભૂત થઈને તેને પરમ મંગલમય પરમાત્માના પ્રસાદના યોગે પાપથી મુક્ત કરીને દેવભાવવડે મંડિત કિંવા અલંકૃત

કરી દે છે. ઉપર્યુક્ત પ્રથમ શ્લોકના અર્ધ ભાગમાં એ આત્મસમર્પણનું વર્ણન કરાયલું છે અને તદનુસાર તે દુર્લભ તથા પરમપદની પ્રાપ્તિમાટે **તન્મના, તદ્ભક્ત** તથા **તદ્યાજી** થવાની આવશ્યકતા છે, એ સ્પષ્ટ છે. સર્વ પ્રાણીઓમાં તે–પરમાત્મા–નુ દર્શન કરવું તેમ જ સર્વ કાર્યો તથા સર્વ ઘટનાઓમાં તેની શક્તિને જ્ઞાન તથા પ્રેમની ક્રીડા તરીકે ઓળખીને પરમાનન્દમાં લીન રહેવું, એ **તન્મના** થવું કહેવાય છે; પરમાત્મામાં સંપૂર્ણ શ્રદ્ધા તથા પ્રીતિ સ્થાપીને સદાસર્વદા તેની સાથે યુક્ત રહેવું એ **તદ્ભક્ત**–તેના ભક્ત–થવાનાં લક્ષણો મનાય છે અને ક્ષુદ્ર તથા મહત્ સર્વ કર્મો શ્રી કૃષ્ણના ઉદ્દેશથી યજ્ઞરૂપે સમર્પી દેવાં તેમ જ સ્વાર્થ તથા કર્મફળની આસક્તિનો ત્યાગ કરી શ્રી કૃષ્ણના ઉદ્દેશથી જ કર્ત્તવ્યકર્મમાં પ્રવૃત્ત થવું એ **તદ્યાજી** થવું કથાય છે. અર્થાત્ સંપૂર્ણ ભાવથી આત્મસમર્પણ કરી દેવું એ જો કે મનુષ્યમાટે એક અત્યન્ત કઠિન કાર્ય છે; તથાપિ મનુષ્ય જો આત્મસમર્પણની અલ્પ માત્ર પણ ચેષ્ટા કરે, તો ભગવાન્ પોતે તેને અભયદાન આપીને તેનો ગુરુ, રક્ષક તથા સુહૃદ થઇને તેને યોગના માર્ગમાં અગ્રેસર કરી દે છે. ગીતામાં ભગવાને કહેલું છે કે: "**स्वल्प मप्यस्य धर्मस्य त्रायते महतो भयात्**" એટલે કે, "ધર્મનું સ્વલ્પ આચરણ પણ મહાભયથી ઉગારીને સુખ આપનાર થઈ પડે છે;" અને વાસ્તવિક એમ જ છે. અર્થાત્ જો ધર્મના સ્વલ્પ આચરણમાં જ મહાભયને ટાળી દેવાની આટલી શક્તિ રહેલી છે; તો પછી ધર્મના સંપૂર્ણ આચરણથી અનિર્વચનીય આનન્દ, શુદ્ધિ તથા શક્તિરૂપ ફળની પ્રાપ્તિ થાય એ સર્વથા સ્વાભાવિક જ છે. "**मामेवैष्यसि**" એટલે કે: 'તું મને પ્રાપ્ત થઈશ!' કિંવા મારી સાથે નિવાસ કરીશ અને મારી પ્રકૃતિને પામીશ!' આ વચનમાં સાદૃશ્ય, સાલોક્ય તથા સાયુજ્ય ફલપ્રાપ્તિ વ્યક્ત થયેલી છે. જેઓ ગુણાતીત થયેલા હોય છે તેઓ જ ભગવાનના સાદૃશ્યને પ્રાપ્ત કરી શકે છે; અર્થાત્ તેમનામાં કોઇ પણ પ્રકારની

આસક્તિનો નિવાસ હોતો નથી, તેઓ કર્મ કરે છે, પાપમુક્ત થઇને મહાશક્તિના આધાર થાય છે અને તે શક્તિનાં સર્વ કાર્યોમાં આનંદનો ઉપભોગ કરતા રહે છે. સાલોક્ય પણ કેવળ દેહનો પાત થવા પછી પ્રાપ્ત થનારી બ્રહ્મલોકની ગતિ નથી; કારણ કે, આ શરીરમાં પણ સાલોક્યની પ્રાપ્તિ થઈ શકે છે. દેહયુક્ત જીવ જ્યારે પોતાના અંતરમાં પરમેશ્વરની સાથે ક્રીડા કરે છે, મન જ્યારે પરમેશ્વરના આપેલા જ્ઞાનવડે પુલકિત થાય છે, હૃદય પરમેશ્વરના પ્રેમના સ્પર્શથી આનંદમય થઈ જાય છે, બુદ્ધિ વારંવાર પરમેશ્વરની વાણીને સાંભળે છે અને પ્રત્યેક ચિન્તા કિંવા વિચારણામાં પરમેશ્વરની પ્રેરણા જ દેખાયા કરે છે, ત્યારે માનવશરીરમાં જ ભગવાન્ સાથેના સાલોક્યને પ્રાપ્ત કરી શકાય છે. સાયુજ્ય પણ આ શરીરમાં જ અથવા આ અવતારમાં જ મેળવી શકાય છે; કારણ કે, ગીતામાં ભગવાનમાં થતા માનવના નિવાસની કથા નિરૂપાયલી છે; એટલે કે જ્યારે દેહયુક્ત જીવનો એવો જ સ્થાયી નિશ્ચય થઈ જાય છે કે સર્વ જીવોમાં કેવળ પરમાત્માનો જ નિવાસ છે અને એવા સ્થાયી નિશ્ચયથી તેની સર્વ ઇન્દ્રિયો કેવળ પરમેશ્વરને જ જુએ છે; પરમેશ્વરનું શ્રવણ કરે છે; પરમેશ્વરનો જ ગંધ લે છે, પરમેશ્વરના સ્વાદનો જ ઉપભોગ કરે છે અને સ્પર્શ પણ પરમેશ્વરને જ કરે છે; અર્થાત્ જીવ સદાસર્વદા પરમેશ્વરમાં જ લીન રહેવાના અને અંશભાવથી પરમેશ્વરમાં જ સ્થિર થવાના કાર્યમાં અભ્યસ્ત થઈ જાય છે, તે વેળાયે આ શરીરમાં જ તેને સાયુજ્યની પ્રાપ્તિ થાય છે, એ નવેસરથી કહેવાની કે લખવાની આવશ્યકતા છે જ નહિ. એ પરમ ગતિ સંપૂર્ણ અનુશીલન કિંવા સતત અભ્યાસનું જ ફળ છે. અહીં એક વિશેષતાથી લક્ષમાં રાખવા યોગ્ય અન્ય કથા એ છે કે એ ધર્મના અલ્પ આચરણથી પણ મહતી શક્તિ, વિમળ આનંદ, પૂર્ણ સુખ તથા સંપૂર્ણ શુદ્ધતાની પ્રાપ્તિ થાય છે. એ ધર્મ અમુક વિશિષ્ટ ગુણસંપન્ન લોકોમાટે જ ઉત્પન્ન થયેલો નથી; કારણ કે, શ્રી કૃષ્ણ ભગવાને

પોતે જ ગીતામાં કહેલું છે કે: 'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, પુરુષ, સ્ત્રી તેમ જ પાપયોનિને પ્રાપ્ત થયેલા સર્વ જીવો એ ધર્મદ્વારા પરમ ગતિને પ્રાપ્ત કરી શકે છે.' એટલે ઘોર પાપાત્માઓ પણ પરમાત્માના શરણને સ્વીકારી લેવાથી અલ્પ કાળમાં જ વિશુદ્ધ થઈ જાય છે અને તેટલામાટે એ ધર્મ સર્વ જનોમાટે આચરણીય છે. જગન્નાથના મંદિરમાં જાતિભેદનો વિચાર હોતો જ નથી અને તેવી જ રીતે આ પરમ ગતિ પણ કોઈ એક વિશિષ્ટ જાતિને જ પ્રાપ્ત થનારી ન હોવાથી કોઈ પણ ધર્મમાં કથાયલી પરમ અવસ્થા કરતાં આ પરમ ગતિ ન્યૂન તો નથી જ; પરંતુ કિંચિદ્ અધિક જ છે એમ કહેવામાં અમને કોઈ પણ પ્રકારનો સંકોચ નથી થતો.



## ૩ સંન્યાસ અને ત્યાગ

'ગીતાનો ધર્મ' શીર્ષક પ્રબંધમાં એ તો કહેવાયલું જ છે કે, 'ગીતામાં ઉપદેશાયલો ધર્મ સર્વ જનોમાટે આચરણીય—આચરવા યોગ્ય—છે; ગીતામાં ઉપદેશાયલા યોગનો સર્વને અધિકાર છે અને ગીતામાં ઉપદેશાયલા ધર્મની પરમાવસ્થા અન્ય કોઈ પણ ધર્મમાં કહેલી પરમાવસ્થા કરતાં ન્યૂન કિંવા ઉતરતા પ્રકારની તો નથી જ.' અને તે સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે ગીતામાં ઉપદેશાયલો ધર્મ સર્વથા નિષ્કામકર્મીય ધર્મ છે. આપણા દેશમાં સનાતન આર્યધર્મના પુનરુત્થાન સાથે એક સંન્યાસઅભિમુખ કિંવા સંન્યાસમુખી પ્રવાહ સમસ્ત દેશમાં વ્યાપતો જાય છે અને કેટલીક વ્યક્તિઓનાં ચિત્ત રાજયોગ આદિ યોગસાધનામાં પરોવાતાં જાય છે. એવી રાજયોગ આદિ યોગને સાધવાના કાર્યમાં પ્રયાસ કરનારી વ્યક્તિનાં મન ગૃહકર્મ તથા ગૃહનિવાસથી અસન્તુષ્ટ રહ્યાં કરે છે અને તેનું કારણ એ છે કે યોગના અભ્યાસમાં જે ધ્યાન તથા ધારણા આદિના અત્યન્તપરિશ્રમપૂર્ણ પ્રયત્નની આવશ્યકતા હોય છે તે પ્રયત્ન તેમનાથી ગૃહમાં

રહીને ભાગ્યે જ કરી શકાય છે; કારણ કે, મનના અલ્પ સ્વલ્પ ક્ષોભથી કિંવા કોઇ પણ પ્રકારના બાહ્ય સ્પર્શથી ધ્યાન તથા ધારણા આદિની સ્થિરતાનો ભંગ થાય છે કિંવા સંપૂર્ણ વિનાશ પણ થઈ જાય છે અને ગૃહમાં એવી બાધાઓ વિપુલ પરિમાણમાં વર્ત્તમાન હોય છે, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે જ નહિ. એટલામાટે જેઓ પૂર્વ જન્મમાં પ્રાપ્ત થયેલી યોગને સાધવાની ઇચ્છા સાથે જ જન્મને ધારણ કરે છે તે યોગેચ્છુ પુરુષોનાં ચિત્તો જો તરુણ વયમાં જ સંન્યાસની દિશા પ્રતિ આકર્ષાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. જે વેળાયે એવા જન્મજાત યોગેચ્છુ પુરુષોની સંખ્યા અધિક થઇને સમસ્ત દેશમાં એ શક્તિની સંક્રાન્તિના યોગે યુવકોના સંપ્રદાયમાં સંન્યાસમુખી પ્રવાહ કિંવા સ્રોત અતિશય પ્રબળ થઇ જાય છે, તે વેળાયે દેશના કલ્યાણમાર્ગનાં દ્વારો પણ ઊઘડી જાય છે; પરંતુ તે કલ્યાણ સાથે જે વિપત્તિઓ વેષ્ટાયલી હોય છે તે વિપત્તિઓની આશંકા પણ અવસ્ય થાય છે, એ પણ અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે. એ તો કહેવાયલું જ છે કે, સંન્યાસધર્મ તે એક અત્યન્ત ઉત્કૃષ્ટ ધર્મ છે; પરંતુ એ ધર્મને સ્વીકારી શકે તેવા અધિકારી પુરુષો સ્વલ્પ સંખ્યામાં જ મળી શકે છે અને તેથી જેઓ અધિકાર અથવા યોગ્યતા વિના એ સંન્યાસના માર્ગમાં પ્રવેશ કરે છે તેઓ અમુક અન્તર પર્યન્ત ચાલીને અર્ધમાર્ગમાં તામસ અપ્રવૃત્તિજનક આનન્દને આધીન થઇ સર્વથા નિવૃત્ત થઇ જાય છે. અર્થાત્ અપ્રવૃત્તિ અથવા કર્મહીનતાને જ તેઓ આનન્દ માની લે છે અને એવી અવસ્થામાં વીતતું પોતાનું જીવન તેમને સુખમય ભાસે છે; પરન્તુ વાસ્તવિકતાથી વિચાર કરીને જોવામાં આવે, તો એમ જ જણાય છે કે એવી અવસ્થામાં પોતાના જીવનને વીતાડવાથી તેઓ વિશ્વના કલ્યાણને પણ સિદ્ધ કરી શકતા નથી અને યોગના ઊર્ધ્વતમ સોપાનપર આરોહણ કરવાનું કાર્ય પણ તેમનામાટે સર્વથા દુઃસાધ્ય થઇ પડે છે. આપણી પણ અત્યારે એવી જ વેળા અને એવી જ અવસ્થા આવી લાગી છે અને તેટલામાટે રજ તથા સત્ત્વ એટલે કે

પ્રવૃત્તિ તથા જ્ઞાનને જાગ્રત કરી તમોગુણને સર્વથા ત્યાગી દઇને દેશની સેવા તેમ જ વિશ્વની સેવાવડે જાતિની આધ્યાત્મિક શક્તિ તથા જાતિના નૈતિક બળને પુનઃ સજીવન કરવાં, એ અત્યારના સમયમાં આપણું પ્રધાન કર્તવ્ય છે. આ જીર્ણ તથા શીર્ણ થયેલી, તમોગુણ કિંવા કર્તવ્યહીનતાના આઘાતથી ઘવાયલી અને સ્વાર્થસિદ્ધિની સીમાપર્યન્ત આવીને અટકી ગયેલી આપણી જાતિ કિંવા આપણા રાષ્ટ્રનાં ઔરસો—શુદ્ધ સંતાનો—વડે જ્ઞાનશીલ, સશક્ત તથા ઉદાર આર્યજાતિની પુનઃ નવીનતાથી ઉત્પત્તિ કરવાની અત્યંત આવશ્યકતા છે અને એ ઉદ્દેશની સિદ્ધિમાટે જ બંગ દેશમાં અનેક શક્તિશાળી તથા યોગબળશાળી જીવોનો જન્મ થવા માંડયો છે. અર્થાત્ જો એ શક્તિસંપન્ન તથા યોગબળશાળી જીવો સંન્યાસની મોહિની શક્તિવડે આકર્ષાઇને પોતાના ધર્મને ત્યાગી દેશે અને ઇશ્વરદત્ત કર્મનો તિરસ્કારપૂર્વક અસ્વીકાર કરશે, તો તેથી ધર્મનો નાશ થતાં જાતિ કિંવા રાષ્ટ્રનો સર્વથા ધ્વંસ કિંવા વિનાશ થઇ જશે, એમાં શંકા જેવું કાંઇ છે જ નહિ. સારાંશ કે, અત્યારના તરુણોનો સમુદાય નિશ્ચયપૂર્વક પોના મનમાં એમ જાણી લેશે કે, 'બ્રહ્મચર્યાશ્રમ શિક્ષા—વિદ્યાભ્યાસ—તથા ચારિત્ર્યસંગઠન માટે નિર્માયલો છે એટલામાટે બ્રહ્મચર્યાશ્રમ પછીની અવસ્થા ગૃહસ્થાશ્રમ હોવાથી ગૃહસ્થાશ્રમને સ્વીકારવાની પણ અનિવાર્ય આવશ્યકતા છે; કારણ કે, ગૃહસ્થાશ્રમના સ્વીકારથી કુળની રક્ષા તથા ભાવિ આર્યજાતિના સંગઠનને સાધી શકાય તેમ હોવાથી કુળરક્ષા તથા ભાવિ આર્યજાતિના સંગઠનદ્વારા પૂર્વજોના ઋણથી અનાયાસ મુક્ત થઇ શકાશે, સત્કર્મ તથા ધનસંચયદ્વારા સમાજના ઋણથી મુક્ત થઇ શકાશે અને જ્ઞાન, દયા, પ્રેમ તથા શક્તિના દાનવડે વિશ્વના ઋણથી સર્વથા મુક્ત થઇ શકાશે;' અર્થાત્ જ્યારે એ તરુણોનાં ભારતજનનીના કલ્યાણમાટે કરાયલાં ઉદાર તથા મહત્ કર્મોવડે જગન્માતા સંતુષ્ટ થશે, ત્યારે જ વાનપ્રસ્થ તથા સંન્યાસનું આચરણ દોષાવહ નહિ થાય અને નિર્દોષ રહી શકશે, એથી વિપરીત આચરણના યોગે ધર્મસંકર તેમ

જ અધર્મની વૃદ્ધિ થવાનો સંભવ છે, એ બુદ્ધિમાનોને વારંવાર દર્શાવવાની આવશ્યકતા છે ખરી કે? પ્રત્યેક નિયમનો જેમ એક અપવાદ હોય છે તેમ પૂર્વજન્મમાં જ ઋણમુક્ત થઈ ગયેલો કોઈ પુરુષ ગમે ત્યારે સંન્યાસને સ્વીકારી લે, તો તે બાલસંન્યાસીની કથા અપવાદરૂપ છે અને તેથી નિયમ તો એજ છે કે જો કોઇ અનધિકારી પુરુષ એટલે કે જેણે ગૃહસ્થાશ્રમી તરીકેના પોતાના કર્ત્તવ્યની પૂર્તિ કરેલી નથી તેવો પુરુષ સંન્યાસને સ્વીકારી લે, તો તેનું એ કાર્ય અત્યંત નિંદ્ય ગણાય છે. અયોગ્ય વૈરાગ્યના બાહુલ્ય કિંવા અતિરેક તથા ક્ષત્રિયોની સ્વધર્મત્યાગવિષયક ઉદારતાવડે મહાન્ તથા ઉદાર બૌદ્ધધર્મે દેશનાં અનેક પ્રકારનાં કલ્યાણ કરવા છતાં પણ દેશનું અકલ્યાણ જ કર્યું હતું અને તેથી જ અંતે બૌદ્ધ ધર્મને ભારતવર્ષમાંથી વિતાડિત થઇને સદાનેમાટે પ્રયાણ કરી જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. અર્થાત્ આ નવીન યુગના નવીન ધર્મમાં એ દોષનો સંચાર ન થાય, એની આપણે સંપૂર્ણ સંભાળ રાખવાની છે.

ગીતામાં શ્રી કૃષ્ણે વારંવાર અર્જુનને સંન્યાસ આચરવાની ના પાડેલી છે, તે શા કારણથી વારૂ? શ્રી કૃષ્ણે સંન્યાસધર્મના ગુણોને સ્વીકારેલા છે; તથાપિ વૈરાગ્ય તથા કૃપાને વશ થયેલા અર્જુને વારંવાર જિજ્ઞાસા દર્શાવવા છતાં પણ શ્રી કૃષ્ણે કર્મમાર્ગના આદેશને પાછો ખેંચી લીધો નથી. અર્જુને એવી જિજ્ઞાસા કરી હતી કે: "જો કામના રહિત ને યોગયુક્ત બુદ્ધિ કર્મ કરતાં શ્રેષ્ઠ હોય, તો, હે શ્રી કૃષ્ણ, આપ મને ગુરુજનહત્યારૂપ અત્યન્ત ભીષણ કર્મમાં શામાટે નિયુક્ત કરો છો વારૂ?" અર્જુનના આ પ્રશ્નનું અનેકજનોએ પુનરુત્થાપન કરેલું છે અને એક મહાપુરુષે (?) તો શ્રી કૃષ્ણને નિકૃષ્ટ ધર્મોપદેષ્ટા તથા કુમાર્ગપ્રવર્ત્તક તરીકે ઓળખાવવા સુધીનું, કોઈ પણ પ્રકારના સંકોચ વિના, સાહસ કરી બતાવ્યું છે. અસ્તુ: અર્જુનના ઉપર્યુક્ત પ્રશ્નના ઉત્તરમાં શ્રી કૃષ્ણે અર્જુનને જણાવ્યું હતું કે:

"સંન્યાસ કરતાં ત્યાગ શ્રેષ્ઠ છે અને સ્વેચ્છાચાર આચરવા કરતાં ભગવાનનું સ્મરણ કરીને નિષ્કામ ભાવથી પોતાના ધર્મની સેવા કરવી એ જ અધિક ઉત્કૃષ્ટ છે." ત્યાગનો અર્થ એટલો જ થાય છે કે કામનાને ત્યાગી દેવી અને સ્વાર્થનો ત્યાગ કરી દેવો. અર્થાત્ એ ત્યાગના શિક્ષણમાટે પર્વતપ્રદેશમાં કિંવા નિર્જન અરણ્યમાં નિવાસ કરવાની આવશ્યકતા નથી; કારણ કે, એ ત્યાગનું શિક્ષણ કર્મક્ષેત્રમાં કર્મદ્વારા જ મળી શકે છે અને તેથી યોગના માર્ગમાં આગળ વધવાનો જો કોઈ પણ ઉપાય હોય, તો તે કેવળ કર્મ, કર્મ અને કર્મ જ છે. આ વિચિત્રલીલામય વિશ્વ જીવોના આનન્દોપભોગમાટે સૃજાયલું હોવાથી ભગવાનનો એવો ઉદ્દેશ નથી કે એ આનન્દમયી ક્રીડાનો અન્ત આવી જાય. અર્થાત્ ભગવાન્ તો જીવને પોતાનો સખા તથા ખેલનો સાથી બનાવીને વિશ્વમાં આનન્દના પ્રવાહ કિંવા સ્રોતને વહેવડાવવાની જ ઇચ્છા રાખે છે. આપણે અજ્ઞાનના અન્ધકારમાં પડેલા છીએ, એમ કહેવાથી એટલો જ અર્થ સમજવાનો છે કે ક્રીડા અથવા રમતની સગવડમાટે ભગવાન્ આપણાથી દૂર રહેલા છે અને તેથી જ અંધકાર આપણને ચારે તરફથી ઘેરી રહે છે; પરંતુ ભગવાનના પોતાના દર્શાવેલા એવા અનેક ઉપાયો છે કે જે ઉપાયોના અવલમ્બનથી એ અજ્ઞાનરૂપ અંધકારમાંથી બહાર નીકળી જ્ઞાનરૂપ પ્રકાશમાં આવી ભગવાનના સાન્નિધ્યની પ્રાપ્તિ તત્કાળ કરી શકાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જે જીવો એ ક્રીડાથી વિરક્ત થાય છે કિંવા વિશ્રામની અભિલાષા રાખે છે તે જીવોની તે અભિલાષાને ભગવાન્ પૂર્ણ કરે છે; પરંતુ જેઓ તેના જ માટે તે ઉપાયનું જ અવલંબન કરે છે, તેમને પણ ભગવાન્ આ લોક તથા પરલોકમાં એ ખેલમાટેના પોતાના ઉપયુક્ત સાથીઓ બનાવી લે છે. અર્જુન શ્રી કૃષ્ણનો પ્રિયતમ સખા તથા ક્રીડામાંનો સહચર હોવાથી જ ગીતાના ગુહ્યતમ ઉપદેશના લાભને મેળવી શક્યો હતો. એ ગુહ્યતમ ઉપદેશ શો હતો, તે 'ગીતાનો ધર્મ' શીર્ષક પ્રબંધમાં દર્શાવવાનો પ્રયત્ન કરાયલો

છે. ભગવાને અર્જુનને કહ્યું હતું કે: "કર્મનો સંન્યાસ કરવો એટલે કે કર્મનો સર્વથા ત્યાગ કરી દેવો એ જગતના પક્ષથી જોતાં અત્યન્ત હાનિકારક છે અને ત્યાગહીન સંન્યાસ તે માત્ર વિડંબના વિના બીજું કાંઈ પણ નથી; કારણ કે, સંન્યાસથી જે ફળની પ્રાપ્તિ થાય છે તે જ ફળની ત્યાગના યોગે પણ પ્રાપ્તિ થાય છે; અર્થાત્ અજ્ઞાનનો પ્રતિકાર, સમતા, શક્તિ, આનન્દ તથા શ્રી કૃષ્ણનો સાક્ષાત્કાર એ સર્વ ફળો કામના તથા સ્વાર્થના ત્યાગથી અવસ્ય પ્રાપ્ત થઇ શકે છે. શ્રેષ્ઠ કિંવા પૂજ્ય વ્યક્તિ જે કાંઈ પણ કરે છે તે આચરણને જ આદર્શ માનીને અન્ય જનો પોતાના વ્યવહારમાં યોજે છે એવો નિયમ હોવાથી જો તું કર્મસંન્યાસ કરીશ એટલે કે કર્મને ત્યાગી દઇશ, તો અન્ય સર્વ જનો પણ એ જ કર્મત્યાગના માર્ગમાં વિચરશે અને ધર્મસંકર તથા અધર્મની મહત્તાને સર્વત્ર સ્થાપી દેશે. આ સર્વ પરિસ્થિતિનો વિચાર કરીને તું કર્મના ફળની સ્પૃહાને ત્યાગીને મનુષ્યના સર્વ સાધારણ ધર્મને આચરતો રહે અને સર્વનો આદર્શરૂપ થઇને સર્વને પોતપોતાના કર્મમાર્ગમાં આગળ વધવાની પ્રેરણા કરતો રહે એટલે એથી તું મારા સાધર્મ્યને પામીને મારો પ્રિયતમ સુહૃદ થઈ શકીશ." એ પછી વળી પણ શ્રી કૃષ્ણે અર્જુનને જણાવ્યું હતું કે: "કર્મના આચરણદ્વારા કલ્યાણ કિંવા શ્રેયના માર્ગમાં આગળ વધીને તે માર્ગની અંતિમ અવસ્થામાં શમ એટલે કે સર્વ આરંભોના ત્યાગથી વિહિત થઇ શકાય છે.* પરંતુ એ પણ કર્મસંન્યાસ એટલે કે કર્મનો ત્યાગ તો નથી જ; કિન્તુ અહંકારના ત્યાગ પૂર્વક અતિશય આયાસ-

* વારંવાર વિષયોના દોષનું દર્શન કરીને મન જ્યારે પોતાની લક્ષ્ય વસ્તુ પરબ્રહ્મમાં નિયત ભાવથી અવસ્થાન કરે છે ત્યારે તેને શમ કહેવામાં આવે છે. અર્થાત્ શમ અને દમ—મનનો સંયમ તથા ઇન્દ્રિયોનો સંયમ—એ બે ઉપાયોવડે જ મનને વિષયોમાંથી નિવૃત્ત કરવામાટેનો પ્રયત્ન પરબ્રહ્મની પ્રાપ્તિમાટે આવશ્યક છે.

અનુવાદક

પૂર્ણ રાજસ ચેષ્ટા–રજોગુણ–ને ત્યાગીને ભગવાન્ સાથે મળી જવું, ગુણોથી અતીત થવું અને ભગવાનની શક્તિવડે ચાલતા યંત્ર પ્રમાણે કર્મ કરવાં, એટલો જ એનો ભાવાર્થ સમજવાનો છે. એ અવસ્થામાં જીવને એવું સ્થાયિ જ્ઞાન થઈ જાય છે કે: 'હું કર્ત્તા નથી, હું દ્રષ્ટા છું, હું ભગવાનનો અંશ છું અને મારા સ્વભાવથી રચાયલા આ દેહરૂપ કર્મમય આધારથી ભગવાનની શક્તિ જ લીલારૂપ કાર્યો કરી રહી છે. જીવ સાક્ષી તથા ભોક્તા છે; પ્રકૃતિ કર્ત્રી–કર્ત્તા–છે અને પરમેશ્વર અનુમન્તા કિંવા આજ્ઞાકારક છે.' આવા જ્ઞાનને પ્રાપ્ત થયેલો પુરુષ શક્તિના કોઈ પણ કાર્યના આરંભમાં કામનારૂપ સાહાય્ય કિંવા બાધા નાખવાની ઈચ્છા રાખતો જ નથી; કિન્તુ તે શક્તિને આધીન થઇને દેહ, મન તથા બુદ્ધિવડે ઈશ્વરાદિષ્ટ કર્મમાં પ્રવૃત્ત થતો રહે છે. અર્થાત્ કુરુક્ષેત્રના ભીષણ હત્યાકાણ્ડમાટે પણ જો ભગવાનની આજ્ઞા તથા અનુમતિ હોય, તેમ જ ધર્મના માર્ગમાં જો એવો જ પ્રસંગ આવી પડ્યો હોય, તો એ હત્યાકાણ્ડથી પણ અલિપ્તબુદ્ધિ, કામનારહિત તથા જ્ઞાનને પ્રાપ્ત થયેલા જીવને પાપનો લેશ માત્ર પણ સ્પર્શ નથી થતો. આ જ્ઞાન તથા આદર્શ બહુ થોડા મનુષ્યોને પ્રાપ્ત થઈ શકે તેવાં હોવાથી લોકોના સાધારણ ધર્મરૂપ થઈ શકે તેમ નથી અને તેથી સ્વાભાવિક જ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, 'ત્યારે એ માર્ગના સાધારણ પ્રવાસીનું કર્ત્તવ્ય કર્મ શું છે વારૂ? એટલે કે ભગવાન્ યંત્રચાલક છે અને આપણે યંત્ર છીએ, એ જ્ઞાન સાધારણ જનોને કેટલાક પરિમાણમાં પ્રાપ્ત થઈ શકે તેમ છે?' તો એનું ઉત્તર એ જ છે કે, એ જ્ઞાનના બળથી ભગવાનનું સ્મરણ કરીને પોતાના ધર્મની સેવામાં નિમગ્ન રહેવું, એ જ તેમના માટે ઈશ્વરની આજ્ઞા છે ને તે આ પ્રમાણે:—

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्+ ॥४७॥**

---

+ 'જો પોતાનો ધર્મ આચરવામાં કઠિન હોય અને પરધર્મ આચરવામાં સુલભ હોય, તો પણ તે ઉત્તમ અનુષ્ઠાનવાળા પરધર્મ કરતાં ઉત્તમ

સ્વધર્મ સ્વભાવનિયત કર્મ છે. કાળની ગતિથી સ્વભાવનો પ્રકાશ તથા પરિણામ થયાં કરે છે. કાળની ગતિથી મનુષ્યનો જે સાધારણ સ્વભાવ બંધાય છે તે સ્વભાવનિયત યુગધર્મ છે. જાતિની કર્મગતિથી જાતિનો જે સ્વભાવ બંધાઈ જાય છે તે જ સ્વભાવનિયત કર્મ જાતિનો ધર્મ છે. વ્યક્તિની કર્મગતિથી જે સ્વભાવ બંધાય છે તે સ્વભાનિયત કર્મ વ્યક્તિનો ધર્મ છે. એ નાનાવિધ ધર્મો સનાતન ધર્મના સર્વસાધારણ આદર્શદ્વારા પરસ્પર સંયુક્ત થાય છે કિંવા એક જ શૃંખલામાં બંધાઈ કે જોડાઈ જાય છે. સાધારણ ધાર્મિક મનુષ્યમાટે એ ધર્મ જ સ્વધર્મ મનાય છે. અર્થાત્ બ્રહ્મચારી અવસ્થામાં એ ધર્મની સેવામાટે જ્ઞાન પથા શક્તિનો સંચય થાય છે; ગૃહસ્થાશ્રમમાં એ ધર્મનું અનુષ્ઠાન થાય છે અને એ ધર્મના સંપૂર્ણ અનુષ્ઠાનના યોગે જ વાનપ્રસ્થ કિંવા સંન્યાસના અધિકારને પ્રાપ્ત કરી શકાય છે. ધર્મની જો કોઈ પણ સનાતન ગતિ હોય તો તે એ જ છે.

---

## ૪ માયા

આપણા પુરાતન દાર્શનિકો જે વેળાયે જગત્ અથવા સૃષ્ટિનાં મૂળ તત્ત્વોનાં અનુસંધાનમાં એટલે કે વિશ્વનાં મૂળતત્ત્વોને શોધી કાઢવાના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા, તે વેળાયે તેમને આ સર્વ પ્રપંચના મૂળમાં એક અનશ્વર અને વ્યાપક વસ્તુનું અસ્તિત્વ દૃષ્ટિગોચર

---

અનુષ્ઠાન વિનાનો પોતાનો ધર્મ જ શ્રેષ્ઠ છે; કારણ કે, જન્મથી જ જે કર્મ નિયત થયેલાં છે તે કર્મોને કરનાર પુરુષ પાપ કિંવા દોષને પાત્ર થતો નથી.' આ શ્લોકથી સ્વધર્મમાં દોષનું દર્શન કરી ક્ષાત્રધર્મને ત્યાગવા-માટે તૈયાર થયેલા અર્જુનને શ્રી કૃષ્ણ ભગવાને પુનઃ સ્વધર્મસ્થિતિની ઉત્કૃષ્ટતાનું દૃઢીકરણ કરાવેલું છે.

અનુવાદક

થયું હતું અને આધુનિક પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો કિંવા જ્ઞાનવેત્તાઓનો પણ દીર્ઘકાળ પર્યન્ત એ મૂળતત્ત્વોનું અનુસંધાન કર્યા પછી એવો દૃઢ નિશ્ચય થઈ ચૂક્યો છે કે બાહ્ય જગત્‌માં પણ એ જ અનશ્વર અને સર્વવ્યાપક એકતા કિંવા ઐક્યનું અસ્તિત્વ રહેલું છે. અર્થાત્ તેમણે આકાશને જ આ સમસ્ત ભૌતિક પ્રપંચના મૂળ તરીકે સ્થિર કરેલું છે એટલે કે આકાશને જ તેમણે આ સમસ્ત ભૌતિક પ્રપંચના મૂળ તત્ત્વ તરીકે માની અથવા સ્વીકારી લીધું છે. ભારતવર્ષના દાર્શનિકો પણ કેટલાક હજાર વર્ષ પૂર્વે એ જ સિદ્ધાન્તભણી દોરાઈ ગયા હતા કે સર્વ ભૌતિક પ્રપંચોનું મૂળ આકાશ જ છે અને તેથી આકાશમાંથી જ અન્ય સર્વ ભૌતિક અવસ્થાઓ પ્રાકૃતિક પરિણામ-દ્વારા ઉદ્‌ભૂત કિંવા ઉત્પન્ન થાય છે. તેમની આવી માન્યતા હોવા છતાં પણ એ વાર્તાને અહીં સ્મરણમાં રાખી લેવાની આવશ્યકતા છે કે ભારતવર્ષના તે પુરાતન દાર્શનિકો એ જ સિદ્ધાન્તને અંતિમ કિંવા ચરમ સિદ્ધાન્ત માની સંતુષ્ટ થઈને બેસી રહ્યા નહોતા; કિન્તુ તેઓ યોગના બળથી સૂક્ષ્મ જગત્‌માં પ્રવેશ કરીને જાણી શક્યા હતા કે સ્થૂલ ભૌતિક પ્રપંચના પશ્ચાદ્ ભાગમાં એક સૂક્ષ્મ પ્રપંચ પણ રહેલો છે અને તે પ્રપંચનું મૂળ ભૌતિક સૂક્ષ્મ આકાશ છે. પરંતુ એ સૂક્ષ્મ આકાશને પણ ભારતવર્ષીય દાર્શનિકો અંતિમ વસ્તુ માનતા નહોતા; કારણ કે, તેઓ અંતિમ વસ્તુને 'પ્રધાન' નામથી ઓળખતા હતા. એ પ્રધાન વસ્તુના સંબંધમાં તેમની એવી માન્યતા હતી કે, પ્રકૃતિ કિંવા વિશ્વમયી ક્રિયાશક્તિ પોતાના સર્વવ્યાપક સ્પન્દનવડે એ પ્રધાન વસ્તુને ઉત્પન્ન કરે છે અને તે અણુઓદ્વારા સૂક્ષ્મ-જગતનું સંગઠન થાય છે. પરંતુ એ પ્રકૃતિ કિંવા વિશ્વવ્યાપિની ક્રિયા-શક્તિ પોતામાટે કંઈ પણ કરતી નથી એટલે કે જેની તે શક્તિ છે તેની જ તુષ્ટિમાટે આ સર્વ પ્રપંચોની ઉત્પત્તિ તથા નાનાવિધ ગતિનો વ્યાપાર સ્થાપ્યા કરે છે. અર્થાત્ આત્મા અથવા પુરુષ જ એ પ્રકૃતિની ક્રીડાનો અધ્યક્ષ કિંવા સાક્ષી છે. સારાંશ કે, પુરુષ તથા પ્રકૃતિ જેનાં

સ્વરૂપ તથા ક્રિયા છે તે અનિર્વચનીય પરબ્રહ્મ જ જગત્ કિંવા વિશ્વનું અનશ્વર તથા અદ્વિતીય મૂળ સત્ય છે. મુખ્ય મુખ્ય ઉપનિષદોમાં આર્ય ઋષિઓના તત્ત્વાનુસંધાનના પરિણામે જે સત્યોનો આવિષ્કાર થયેલો છે તે સર્વના કેન્દ્રસ્વરૂપ એ બ્રહ્મવાદ કિંવા પુરુષપ્રકૃતિવાદની જે પ્રતિષ્ઠા થયેલી છે તે અદ્યાપિ અવિચલ છે અને અનેક તત્ત્વદર્શી પુરુષોએ એ મૂળ સત્યોનો આધાર લઈને નાનાપ્રકારના તર્કવિતર્ક તથા વાદવિવાદવડે ભિન્નભિન્ન વિચારપ્રણાલીઓને ઉત્પન્ન કરેલી છે. એટલે કે, જેઓ બ્રહ્મવાદી છે તેઓ વેદાન્ત દર્શનના પ્રવર્ત્તક છે, અને જેઓ પ્રકૃતિવાદી કિંવા પ્રકૃતિવાદના પક્ષપાતી છે તેમણે સાંખ્ય દર્શનનો પ્રચાર કરેલો છે. એથી ભિન્ન વળી કેટલાકો કેવળ પરમાણુને જ ભૌતિક પ્રપંચના મૂળ તત્ત્વ તરીકે સ્વીકારીને એક સર્વથા સ્વતંત્ર માર્ગના પ્રવાસી થયેલા છે. અર્થાત્ આવી રીતે નાનાવિધ માર્ગોનો આવિષ્કાર થવા પછી શ્રી કૃષ્ણે ગીતામાં એ સર્વ વિચાર-પ્રણાલીઓના સમન્વય તથા સામંજસ્યની સ્થાપના કરીને વ્યાસ દેવના મુખથી ઉપનિષદોમાં વર્ણવાયલાં સત્યોનો પુનઃ પ્રચાર કરેલો છે. પુરાણોના કર્ત્તાઓએ પણ વ્યાસદેવના રચેલા પુરાણને આધાર તરીકે સ્વીકારીને તે જ સત્યોને નાનાવિધ વ્યાખ્યાઓ, ઉપન્યાસ કિંવા કથાઓ તેમ જ રૂપક આદિના રૂપમાં સાધારણ મનુષ્યોના સમુદાય સમક્ષ ઉપસ્થિત કરેલાં છે. પરંતુ સત્યનિરૂપણના આ સર્વ પ્રયત્નોથી પણ વિદ્વાનોનો વાદવિવાદ બંધ થયો નહિ અને તેથી તેઓ પોતપોતાના મતનો પ્રકાશ કરીને વિષદ રૂપથી દર્શનશાસ્ત્રની ભિન્નભિન્ન શાખાઓના સિદ્ધાન્તોનું સર્વ પ્રકારના તર્કવિતર્કદ્વારા પ્રતિપાદન કરવા લાગ્યા. અર્થાત્ આપણા ષડ્દર્શનોનું* જે આધુનિક સ્વરૂપ છે તે વિદ્વાનોની એ પછીની વિચારપ્રવૃત્તિનું જ ફળ છે. એ વિચારપ્રવૃત્તિઓના અંતમાં શ્રી શંકરાચાર્યે સમસ્ત દેશમાં એટલે કે

* સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાન્ત. એ ૭ તત્ત્વવિચારની પ્રણાલિકાઓ 'ષડ્દર્શન' નામથી ઓળખાય છે.

સમસ્ત ભારતવર્ષમાં વેદાન્તના પ્રચારની અપૂર્વ તથા સ્થાયી વ્યવસ્થા કરીને સાધારણ લોકોનાં હૃદયોમાં વેદાન્તના આધિપત્યરૂપ મૂળને એટલાં તો ઊંડાં ઉતારી દીધાં છે કે શંકરાચાર્ય પછી સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક અને મીમાંસા એ પાંચ દર્શનો જો કે અલ્પ-સંખ્યક વિદ્વાનોના સમુદાયમાં અદ્યાપિ પોતાની કાંઈક પ્રતિષ્ઠાને જાળવી રહ્યાં છે; તથાપિ તેમના આધિપત્ય તથા પ્રભાવનો બહુધા ચિન્તાજગત્ કિંવા વિચારસૃષ્ટિમાંથી તો સર્વથા લોપ જ થઈ ગયો છે. સર્વજનમાન્ય વેદાન્ત દર્શન મધ્યે મતભેદ થતાં તેની મુખ્ય શાખાઓ તથા અનેક ગૌણ શાખાઓની સ્થાપના થયેલી છે. જ્ઞાનપ્રધાન અદ્વૈતવાદ અને ભક્તિપ્રધાન વિશિષ્ટાદ્વૈતવાદ તથા દ્વૈતવાદનો પરસ્પર વિરોધ અત્યારે પણ હિન્દુધર્મમાં વર્ત્તમાન છે. જ્ઞાનમાર્ગીઓ ભક્તના ઉદ્દામ પ્રેમ તથા ભાવપ્રવણતાને ઉન્માદના લક્ષણ તરીકે ઓળખાવીને હાસ્ય-માં જ ઉડાવી દે છે અને ભક્તજનો જ્ઞાનમાર્ગીઓની તત્ત્વજ્ઞાનવિષયક સ્પૃહા કિંવા આકાંક્ષાને સર્વથા શુષ્ક તર્ક તરીકે વ્યક્ત કરીને તેની સંપૂર્ણ ઉપેક્ષા કરતા દૃષ્ટિગોચર થાય છે. પરંતુ જો તેમની એ કૃતિ-નો શાંતિથી વિચાર કરવામાં આવે, તો તે ઉભયની એ માન્યતા ભ્રાન્તિમૂલક તથા સંકીર્ણ છે, એમ જ આપણા જોવામાં આવી શકે છે; કારણ કે, જેમાં ભક્તિનો નિવાસ ન હોય તેવા તત્ત્વજ્ઞાનવડે અહંકારની વૃદ્ધિ થવાનો સંભવ હોય છે અને એ અહંકાર મુક્તિ અથવા મોક્ષના માર્ગને અવરુદ્ધ અથવા બંધ કરી નાખે છે; તેમજ જેમાં જ્ઞાનનો નિવાસ ન હોય તેવી ભક્તિ સર્વથા અંધવિશ્વાસ કિંવા અંધશ્રદ્ધા અને ભ્રમસંકુલ તામસિકતાને ઉત્પન્ન કરનારી થઈ પડે છે. સારાંશ કે, ઉપનિષદોના દર્શાવેલા સત્યમાર્ગમાં જ્ઞાન, ભક્તિ તથા કર્મ એ ત્રણેનાં સામંજસ્ય તથા પરસ્પર સહાયકતા સંપૂર્ણ રૂપથી રક્ષાયલાં છે અને તેથી ઉપનિષદોએ દર્શાવેલો માર્ગ જ ઈશ્વરપ્રાપ્તિનો સર્વથી શ્રેષ્ઠ માર્ગ છે.

જો વિશ્વમાં સર્વવ્યાપક તથા સર્વલોકમાન્ય સનાતન આર્ય

ધર્મને પ્રચારવાની આપણી ઈચ્છા હોય, તો પ્રથમ આપણા સનાતન આર્ય ધર્મને સનાતન આર્ય જ્ઞાનના આધારપર સંસ્થાપિત કરવાની આવશ્યકતા છે, એ નવીનનાથી કહેવાની કે લખવાની આવશ્યકતા છે જ નહિ; કારણ કે, દર્શનશાસ્ત્ર ચિરકાલ એકપક્ષપ્રકાશક તથા અ-સંપૂર્ણ હોવાથી જો સમસ્ત જગતને એક જ સંકીર્ણ મતના અનુ-યાયી તર્કદ્વારા સીમાબદ્ધ કરવા જઇએ, તો તેથી સત્યની એક દિશાનું વિશદ રૂપથી નિરૂપણ કરી શકાય છે; પરંતુ તેથી સત્યની અન્ય દિશા અથવા બીજી બાજૂ તો સર્વથા અજ્ઞાત અથવા ઢંકાયલી જ રહી જાય છે. અદ્વૈતવાદીઓનો માયાવાદ એવા પ્રકારના અપલાપના દૃષ્ટા-ન્ત રૂપ છે, એટલે કે, બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે, એ જ માયાવાદનો મૂલમંત્ર છે. અર્થાત્ એ મંત્ર જે જાતિની વિચારપ્રણાલીના મૂલમંત્ર તરીકે પ્રતિષ્ઠિત થાય છે, તે જાતિમાં જ્ઞાનલિપ્સા, વૈરાગ્ય તથા સંન્યાસ વિષયક પ્રિયતાની વૃદ્ધિ થતી જાય છે અને તેથી રજ:શક્તિનો લોપ થતાં સત્ત્વ ગુણ તથા તમોગુણની પ્રબળતા થતી અનુભવાય છે. આનું પરિણામ એ થાય છે કે એક બાજૂ જ્ઞાનમંડિત સંન્યાસીઓ, આ સંસારમાંની જેમની સર્વ તૃષ્ણાઓનો લોપ થયેલો છે તેવા પ્રેમિક ભક્તો તથા શાન્તિને ઈચ્છનારા વૈરાગીઓની સંખ્યા વધતી જાય છે અને બીજી બાજૂ તામસિક, અજ્ઞ, અપ્રવૃત્તિમુગ્ધ તથા અ-કર્મણ્ય કિંવા કર્મહીન સાધારણ પ્રજાની દુર્દશા સંઘટિત થતી જાય છે. ભારતવર્ષમાં પણ માયાવાદના પ્રચારથી એ જ પરિણામ થયેલું છે. હવે, જો જગત્ સર્વથા મિથ્યા જ હોય, તો તો કેવળ જ્ઞાનની તૃષ્ણા વિના અન્ય સર્વ ચેષ્ટાઓને સર્વથા નિરર્થક તથા અનિષ્ટોત્પાદક જ માનવી જોઇએ; પરન્તુ મનુષ્યના જીવનમાં જ્ઞાનતૃષ્ણા ઉપરાંત બીજી પણ એવી અનેક પ્રબળ તથા ઉપયુક્ત વૃત્તિઓ ક્રીડા કરતી દેખાય છે કે જે સર્વ વૃત્તિઓની ઉપેક્ષા કરવાથી કોઈ પણ જાતિ એક ક્ષણમાત્રને માટે પણ પોતાના અસ્તિત્વને ભાગ્યે જ ટકાવી શકે છે. આ અનર્થના ભયથી એટલે કે આવો અનર્થ ન થાય એટલામાટે

ભગવાન્ શ્રી શંકરાચાર્યે જ્ઞાનના પારમાર્થિક તથા વ્યાવહારિક એવી રીતે બે અંગો દર્શાવીને મનુષ્યમાટે તેના અધિકારના ભેદ અનુસાર જ્ઞાન તથા કર્મની વ્યવસ્થા કરેલી છે. પરંતુ તેમણે પોતાના યુગ અથવા સમયમાં ચાલતા ક્રિયાસંકૂલ–અમુક પ્રકારની ક્રિયાઓથી સીમાબદ્ધ થયેલા–કર્મમાર્ગનો જે તીવ્ર પ્રતિવાદ કર્યો હતો, તેનું વિપરીત ફળ ફળ્યા વિના રહી શકયું નથી; કારણ કે, શ્રી શંકરાચાર્યના પ્રભાવથી જ તે કર્મમાર્ગ લુપ્તપ્રાય થઈ ગયો છે અને સર્વ વૈદિક ક્રિયાઓનો પણ લોપ થયો છે; તથાપિ સાધારણ લોકોના મનમાં જગત્ માયામાંથી ઉદ્‌ભવેલું છે, કર્મ અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી મુક્તિનું વિરોધી છે અને કેવળ અદૃષ્ટ અથવા ભાગ્ય જ સુખ તથા દુઃખનું મૂળ કારણ છે ઈત્યાદિ તમોગુણને પ્રસારનારી માન્યતાઓ એવી તો દૃઢ ઠસી ગઈ છે કે તેના યોગે રજોગુણ કિંવા રજઃશક્તિના પુનઃપ્રકાશની ઘટના સર્વથા અસંભવનીય જેવી જ થઈ પડી છે. આર્ય જાતિની રક્ષામાટે ભગવાને પુરાણ તથા તંત્રના પ્રચારવડે માયાવાદનો પ્રતિરોધ–અટકાવ–કર્યો હતો; કારણ કે, પુરાણોમાં ઉપનિષત્પ્રસૂત આર્યધર્મની નાનાવિધ દિશાઓને કેટલાક પરિમાણમાં સુરક્ષિત રાખવામાં આવી હતી અને તંત્રશાસ્ત્રે શક્તિની ઉપાસનાના યોગે મુક્તિ તથા ભુક્તિરૂપ બે પ્રકારનાં ફળોની પ્રાપ્તિની આકાંક્ષાથી લોકોને કર્મના માર્ગમાં પ્રવૃત્ત કર્યા હતા. સારાંશ કે, જે પુરુષોએ અત્યાર સુધીમાં જાતિના રક્ષણમાટે યુદ્ધો કરેલાં છે તે મેવાડનો પ્રતાપસિંહ, દક્ષિણનો સિંહ શિવાજી, બંગાલી વીર પ્રતાપાદિત્ય તથા ચન્દ્રરાજ–ચાંદરાય–આદિ પુરુષો કાં તો શક્તિના ઉપાસકો હતા અને કાં તો તાંત્રિક ગુરુના શિષ્યો હતા; એટલે કે, એમાંનો કોઈ પણ પુરુષ કેવળ સંન્યાસ કિંવા વૈરાગ્યનો ઉપાસક હતો જ નહિ. તમોગુણથી થનારા અનર્થનો નિષેધ કરવામાટે ગીતામાં શ્રી કૃષ્ણે પણ કર્મસંન્યાસ એટલે કે કર્મત્યાગનો વિરોધી ઉપદેશ જ આપેલો છે, એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે ખરી કે?

માયાવાદ પણ અસત્ય તો નથી જ; કારણ કે, માયાવાદની પ્રતિષ્ઠા સત્યના આધારે જ થયેલી છે. ઉપનિષદોમાં પણ એમ કહેવામાં આવ્યું છે કે: 'ઇશ્વર પરમ માયાવી છે અને તેણે પોતાની માયાદ્વારા જ અદૃશ્ય જગતને ઉત્પન્ન કરેલું છે.' ગીતામાં શ્રી કૃષ્ણે પણ એમ જ દર્શાવેલું છે કે: 'ત્રૈગુણ્યમયી માયા જ સમસ્ત જગતમાં વ્યાપી રહી છે. કેવળ એક અનિર્વચનીય બ્રહ્મ જ જગત્‌નું મૂળ સત્ય છે અને અન્ય સર્વ પ્રપંચો તેનાં દૃશ્ય પ્રકટીકરણ હોવાથી પરિણામશીલ તથા નશ્વર છે.' હવે જો કેવળ એક બ્રહ્મ જ સનાતન સત્ય હોય, તો પછી નાનાવિધ ભેદો તથા બહુતાનો ઉદ્‌ભવ ક્યાંથી થયેલો છે, એ ભેદો તથા બહુત્વની પ્રતિષ્ઠા શામાં છે તેમ જ એ ભેદો તથા બહુત્વનો નાશ અથવા લોપ કેવા પ્રકારે થવાનો સંભવ છે, એ પ્રશ્ન અનિવાર્ય થઈ પડે છે અને તેથી ઉપનિષદોએ એ પ્રશ્નનું એ જ ઉત્તર આપેલું છે કે: 'જ્યારે કેવળ એક બ્રહ્મ જ સનાતન સત્ય છે, તો પછી ભેદ તથા બહુત્વનો પણ બ્રહ્મમાંથી જ ઉદ્‌ભવ થયેલો છે, તેમની પ્રતિષ્ઠા પણ બ્રહ્મમાં જ છે અને બ્રહ્મની કોઈ એક અનિર્વચનીય શકિતદ્વારા જ તેમનો નાશ થાય છે, એમ જ સમજી લેવાનું છે.' અર્થાત્ બ્રહ્મની એ અનિર્વચનીય શકિતને કોઈ સ્થળે માયાવીની માયાના નામથી, કોઈ સ્થાનમાં પુરુષાધિષ્ઠિત પ્રકૃતિના નામથી, અને ક્યાંક ઇશ્વરની વિદ્યા—અવિદ્યામયી ઇચ્છાશકિતના નામથી ઓળખાવવામાં આવી છે. પરંતુ આટલી વ્યાખ્યાથી તાર્કિક કિંવા તર્કવાદીઓનું મન સંતુષ્ટ થઈ શકતું નથી; કારણ કે, એક કેવી રીતે બહુ થાય છે તેમ જ અભેદમાંથી ભેદનો ઉદ્‌ભવ કેવી રીતે થાય છે, એનો એ વ્યાખ્યામાં સંતોષજનક થઈ પડે તેવો કશો પણ નિર્ણય કરાયલો નથી. આ કારણથી અંતે મનમાં એ પ્રશ્નનું એક એવું સહજ ઉત્તર મળ્યું કે: 'એક બહુ નથી થતું અને સનાતન અભેદમાં ભેદ ઉત્પન્ન થઈ શકતો જ નથી; અર્થાત્ બહુ મિથ્યા છે અને ભેદ અલીક એટલે કે અસત્ય છે; છતાં જે બહુત્વ તથા ભેદભાવ દૃષ્ટિગોચર થાય છે તે સનાતન

અદ્વિતીય આત્મામાં સ્વપ્ન સમાન ભાસનારી માયા માત્ર છે; સારાંશ કે, આત્મા જ સત્ય છે અને આત્મા જ સનાતન છે.' પરંતુ એમાંથી પણ વળી એવા પ્રશ્નનો ઉદ્ભવ થાય છે કે: 'એ માયા શી વસ્તુ છે; માયા શામાંથી ઉદ્ભવેલી છે, માયા શામાં અથવા કોનામાં પ્રતિષ્ઠિત થયેલી છે અને માયા કેવી રીતે ઉત્પન્ન થાય છે?' આ પ્રશ્નનું શ્રી શંકરાચાર્યે એવા પ્રકારનું ઉત્તર આપેલું છે કે: "માયા શી વસ્તુ છે તે કહી શકાય તેમ નથી એટલે કે માયા અનિર્વચનીય છે તેમ જ માયાનો ઉદ્ભવ પણ થતો નથી; કારણ કે, તે અનાદિકાળથી અસ્તિત્વ ધરાવે છે અને તેથી તે કેવી રીતે ઉત્પન્ન થાય છે, એ પ્રશ્નનો અવકાશ રહેતો જ નથી.' પરંતુ શ્રી શંકરાચાર્યનું એ ઉત્તર પણ સંપૂર્ણ સંશયહારક તથા સંતોષદાયક થઈ પડે તેવું તો નથી જ; કારણ કે, શ્રી શંકરાચાર્યના આ તર્ક કિંવા અનુમાનના યોગે એકમેવાદ્વિતીય બ્રહ્મમાં એક અન્ય સનાતન તથા અનિર્વચનીય વસ્તુ પ્રતિષ્ઠિત થઈ ગયેલી છે અને તેથી એકતાનો સર્વથા ભંગ થઈ ગયો છે, એ કોઈના પણ જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે.

આ ઉત્તરોની જો આપણે તુલનાત્મક સમાલોચના કરીએ, તો શ્રી શંકરાચાર્યની યુક્તિ કરતાં ઉપનિષદોની યુક્તિ આપણને અધિક ઉત્કૃષ્ટ દેખાય છે અને તે યુક્તિ એ છે કે: ભગવાનની પ્રકૃતિ જ આ જગત્ કિંવા સૃષ્ટિનું મૂળ છે, ભગવાનની તે જ પ્રકૃતિ શક્તિ છે અને સચ્ચિદાનંદની જો કોઈ સચ્ચિદાનંદમયી શક્તિ હોય, તો તે પણ તે પ્રકૃતિ જ છે. આત્માના પક્ષથી ભગવાન્ પરમાત્મા છે અને જગતના પક્ષથી પરમેશ્વર છે. પરમેશ્વરની ઇચ્છા શક્તિમયી હોવાથી પરમેશ્વરની તે ઇચ્છાશક્તિદ્વારા જ એકમાંથી બહુ થાય છે. અને અભેદમાંથી ભેદ ઉત્પન્ન થતો દેખાય છે. પરમાર્થની દૃષ્ટિથી જોતાં બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા તથા પરામાયાપ્રસૂત છે; કારણ કે, તે બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થાય છે અને પુનઃ બ્રહ્મમાં જ વિલીન થઈ જાય છે. પ્રપંચનું અસ્તિત્વ કેવળ દેશ તથા કાળમાં જ હોય છે.

એટલે કે બ્રહ્મની દેશકાલાતીત અવસ્થામાં પ્રપંચનું અસ્તિત્વ હોતું નથી. બ્રહ્મમાં પ્રપંચયુક્ત દેશકાળનો સમાવેશ છે; પરંતુ બ્રહ્મ પોતે દેશકાળના બંધનમાં બંધાયલો નથી. જગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું છે, બ્રહ્મમાં વર્ત્તમાન છે, સનાતન અનિર્વચનીય બ્રહ્મમાં આદ્યન્તવિશિષ્ટ જગત્‌ની પ્રતિષ્ઠા છે અને ત્યાં તે બ્રહ્મની વિદ્યા-અવિદ્યામયી શક્તિદ્વારા સૃજાઇને વિરાજી રહે છે. જેવી રીતે મનુષ્યમાં પ્રકૃત સત્યને પ્રાપ્ત કરી લેવાની શક્તિ ઉપરાંત કલ્પનાદ્વારા અલીક અથવા અસત્ય વસ્તુને મેળવવાની શક્તિ પણ વિદ્યમાન છે: તેવી જ રીતે રીતે બ્રહ્મમાં પણ વિદ્યા તથા અવિદ્યા અને સત્ય તથા અનૃત-અસત્ય-આદિનો સમાવેશ થયેલો છે. આમ હોવા છતાં પણ અનૃત કિંવા અસત્ય દેશ તથા કાળની અવસ્થામાં અસ્તિત્વ ધરાવે છે, એ અહીં સારી રીતે સ્મરણમાં રાખવાનું છે. અર્થાત્ જેવી રીતે મનુષ્યની કલ્પના દેશકાળની ગતિવડે સત્યમાં પરિણત થઈ જાય છે, તેવી જ રીતે જેને આપણે અનૃત અથવા અસત્યના નામથી ઓળખીએ છીએ, તે સર્વથા અનૃત કિંવા અસત્ય નથી, કિન્તુ સત્યની અનનુભૂત-અનુભવમાં ન આવેલી-એક દિશા માત્ર છે. વાસ્તવિકતાથી '**सर्वं सत्यम्**' એટલે કે સર્વ સત્ય જ છે અને દેશકાલાતીત અવસ્થામાં જગત્ મિથ્યા છે; પરંતુ આપણે પોતે દેશકાલાતીત ન હોવાથી જગત્‌ને મિથ્યા કહેવાનો આપણો અધિકાર નથી; કારણ કે, દેશકાલની અવસ્થામાં જગત્ મિથ્યા નથી, કિન્તુ સર્વથા સત્ય જ છે. સારાંશ કે, જ્યારે દેશ તથા કાળથી અતીત થઇને બ્રહ્મમાં વિલીન થવાનો આપણો સમય આવી લાગશે, તે વેળાયે આપણે જગત્‌ને મિથ્યા કહી શકીશું. અર્થાત્ તે સમય આવ્યા પૂર્વે અને તેટલી શક્તિનો આવિર્ભાવ થવા પૂર્વે અનધિકારી અવસ્થામાં જ જો આપણે જગત્‌ને મિથ્યા કહીએ તો તે આપણો મિથ્યાચાર થયેલો જ કહેવાય તેમ છે અને એથી ધર્મની વિપરીત ગતિ થવાનો જ સંભવ છે. અર્થાત્ આપણા પક્ષે તો બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે એમ

કહેવા કરતાં બ્રહ્મ સત્ય છે અને જગત્ બ્રહ્મ છે એમ કહેવું એ જ ઉચિત તથા શ્રેયસ્કર છે; કારણ કે, ઉપનિષદોનો એ જ ઉપદેશ છે કે: 'સર્વં ખલ્વિદં બ્રહ્મ' અને એ સત્યના આધારપર જ સનાતન આર્યધર્મ પ્રતિષ્ઠિત થયેલો છે.

---

## ૫ અહંકાર

આપણી ભાષામાં અહંકાર શબ્દનો અર્થ એવો અને એટલો બધો વિકૃત થઈ ગયો છે કે તેના યોગે સનાતન આર્યધર્મના મુખ્ય મુખ્ય તર્કોને સમજવાના કાર્યમાં અનેક વાર અનિવાર્ય બાધા આવી પડે છે. જેમ કે, ગર્વ રાજસિક અહંકારનું એક વિશિષ્ટ પરિણામ માત્ર હોવા છતાં સાધારણતઃ અહંકાર શબ્દનો એવો જ અર્થ સ્વીકારવામાં આવે છે કે અહંકારને ત્યાગવાની વાર્ત્તા આવતાં જ ગર્વના પરિત્યાગ અથવા તો રાજસિક અહંકારના પરિત્યાગની ભાવના જ મનમાં આવીને ઊભી રહે છે. હવે જો વાસ્તવિકતાથી વિચાર કરવામાં આવે, તો અહંજ્ઞાન માત્રનો અહંકાર શબ્દમાં જ સમાવેશ થાય છે. અહંબુદ્ધિ મનુષ્યના વિજ્ઞાનમય આત્મામાં ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી પ્રકૃતિ અન્તર્ગત ત્રણ ગુણો—સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ—ની ક્રીડાવડે તેની ત્રણ પ્રકારની વૃત્તિઓ વિકસતી દેખાય છે કે જે ત્રણ પ્રકારની વૃત્તિઓ સાત્ત્વિક અહંકાર, રાજસ અહંકાર અને તામસિક અહંકારના નામથી ઓળખાય છે. એમનો સાત્ત્વિક અહંકાર જ્ઞાનપ્રધાન તથા સુખપ્રધાન હોય છે. 'મને જ્ઞાન થાય છે' અને 'મને આનંદ થાય છે;' એવા પ્રકારના જે ભાવો તે સાત્ત્વિક અહંકારની ક્રિયાઓ છે. સાધકની અહંતા, ભક્તની અહંભાવના, જ્ઞાનીની અહંભાવના તથા નિષ્કામકર્મીની અહંતા ક્રિયાપ્રધાન, જ્ઞાનપ્રધાન તથા સુખપ્રધાન હોય છે, એ વિશિષ્ટતાથી

કહેવાની કે લખવાની આવશ્યકતા છે જ નહિ. એવી જ રીતે રાજસ અહંકાર કર્મપ્રધાન હોય છે; એટલે કે, 'હું કર્મ કરૂં છું,' 'હું વિજય મેળવું છું,' 'હું પરાજય પામું છું,' 'હું ઉદ્યોગ કરૂં છું,' 'કાર્યસિદ્ધિ મારી જ છે,' 'આ મારી અસિદ્ધિ છે,' 'હું બળવાન્ છું,' 'હું સિદ્ધ છું,' 'હું સુખી છું' અને 'હું દુઃખી છું' આવા પ્રકારના જે સર્વ ભાવો તે સર્વથા રજઃપ્રધાન, કર્મપ્રધાન તથા પ્રવૃત્તિજનક છે; અને 'હું અધમ છું,' 'હું નિરુપાય છું,' 'હું આળસુ છું,' 'હું અસમર્થ છું,' 'હું હીન છું,' 'મારામાટે હવે આશા જેવું કાંઈ છે જ નહિ;' અને 'હું પ્રકૃતિમાં લીન થતો જાઉં છું; કારણ કે, પ્રકૃતિમાં લીન થઈ જવું એ જ હવે મારી એક માત્ર ગતિ છે;' આવા પ્રકારના જે સર્વ ભાવો તે તમઃપ્રધાન હોવાથી અપ્રવૃત્તિ તથા અપ્રકાશ—અંધકાર—ને જ ઉત્પન્ન કરનારા છે, એ કોઈ પણ સમજી શકે તેમ છે. સારાંશ કે, જેઓ તામસિક અહંકારથી ક્લિષ્ટ થયેલા—ઘેરાયલા—હોય છે, તેમનામાં ગર્વનો સર્વથા અભાવ હોઈને કેવળ અહંકાર જ પૂર્ણરૂપે રહેલો હોય છે; પરંતુ તે જ અહંકાર તેમની અધોગતિ, તેમના નાશ તથા તેમનામાટે શૂન્યબ્રહ્મની પ્રાપ્તિનો હેતુ થઈ પડે છે. જેવી રીતે ગર્વમાં અહંકાર રહેલો હોય છે તેવી જ રીતે નમ્રતામાં પણ અહંકાર રહેલો હોય છે અને જેવી રીતે બળમાં અહંકાર રહેલો હોય છે તેવી જ રીતે દુર્બળતામાં પણ અહંકાર તો રહેલો જ હોય છે. પરંતુ જેઓ તામસિક ભાવથી ગર્વહીન રહ્યા કરે છે, તેઓ અધમ, દુર્બળ તથા ભય અને નિરાશાના યોગે બીજાનાં ચરણોમાં નમેલા જ રહ્યા કરે છે; સારાંશ કે, તામસિક નમ્રતા, તામસિક ક્ષમા અને તામસિક સહિષ્ણુતાનું કાંઈ પણ મૂલ્ય હોતું જ નથી અને તેનું કાંઈ પણ સારૂં ફળ ફળતું જ નથી. અન્ય પક્ષે જેઓ સર્વત્ર સર્વવ્યાપક નારાયણનો સાક્ષાત્કાર કરીને સર્વ જનો સમક્ષ નમ્ર, ક્ષમાશીલ તથા સહિષ્ણુ રહ્યા કરે છે, તેમને જ પુણ્યની પૂર્ણ પ્રાપ્તિ થઈ શકે છે. જે મનુષ્યો એ સર્વ અહંકૃત

વૃત્તિઓનો પરિત્યાગ કરીને ત્રૈગુણ્યમયી માયાનો અતિક્રમ કરી જાય છે એટલે કે માયાની સીમાને ઓળંગી જાય છે, તેઓ ભગવાનની વિશ્વમયી શક્તિ તેમના મન તથા પ્રાણરૂપ આધારમાં જે ભાવો પ્રેરે છે તે ભાવોને સ્વીકારીને જ સંતુષ્ટ તથા અનાસક્ત રહ્યા કરે છે અને શાન્તિ તથા આનન્દને સર્વાંશે પ્રાપ્ત કરી લે છે. આ સર્વ પરિણામોનો વિચાર કરતાં તામસિક અહંકાર સર્વથા વર્જનીય કિંવા ત્યાજ્ય હોવાથી રાજસ અહંકારને જાગ્રત કરી સત્ત્વગુણપ્રસૂત જ્ઞાનના સાહાય્યવડે તેને નિર્મૂલ કરી નાખવો એ ઉન્નતિનું પ્રથમ સોપાન છે; કારણ કે, રાજસ અહંકારના હસ્તે મુક્તિના ઉપાયરૂપ જ્ઞાન, શ્રદ્ધા તથા ભક્તિનો વિકાસ થાય છે. સત્ત્વપ્રધાન—જેનામાં સત્ત્વગુણ પ્રધાન હોય તેવા—મનુષ્યના મુખમાંથી એવો ઉદ્ગાર કદાપિ નથી નીકળતો કે: 'હું સુખી છું' કિન્તુ તેના મુખમાંથી એવા જ શબ્દો નીકળે છે કે: 'મારા પ્રાણમાં સુખનો વિકાસ થાય છે;' તેમ જ તેના મુખમાંથી એવું વાક્ય પણ નથી નીકળતું કે: 'હું જ્ઞાની છું;' કિન્તુ તે તો એમ જ બોલે છે કે: 'મારામાં ધીમે ધીમે જ્ઞાનનો સંચાર થતો જાય છે;' કારણ કે, તેને જે સુખ તથા જ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોય છે તે સુખ તથા જ્ઞાન તેનું પોતાનું નથી, કિન્તુ જગન્માતાનું જ છે, એ તત્ત્વને તે સારી રીતે જાણતો હોય છે. આ કથનનો આશય એ જ છે કે જો જ્ઞાનીમાં પણ સર્વ પ્રકારના અનુભવ સહિત આનંદ તથા સંતોષમાટેની લિપ્તતા કિંવા આસક્તિ રહેલી હોય, તો તે જ્ઞાની કિંવા ભક્તનો ભાવ પણ અહંકૃત છે, એમ જ સમજવાનું છે. અર્થાત્ 'આ હું જ કરૂં છું' એવો ઉદ્ગાર જ્યાં સુધી મુખમાંથી નીકળતો રહે, ત્યાં સુધી અહંબુદ્ધિનો પરિત્યાગ થયો નથી, એ નિઃસંશય છે. ગુણાતીત મનુષ્ય જ અહંકારનો પૂર્ણ વિજેતા થઈ શકે છે; કારણ કે, જીવ સાક્ષી અને ભોક્તા છે; પુરુષોત્તમ ભગવાન્ અનુમન્તા અને પ્રકૃતિ કર્ત્રી છે એટલે એમાં 'અહમ્'-'હું'-જેવું કાંઈ છે જ નહિ; કારણ કે, આ સર્વ એકમેવા-

દ્વિતીય બ્રહ્મની વિદ્યા-અવિદ્યામયી શક્તિની જ લીલા છે, એ રહસ્યને તે સારી રીતે જાણતો હોય છે. અહંજ્ઞાન જીવાધિષ્ઠિત પ્રકૃતિનો એક માયાપ્રસૂત ભાવ માત્ર છે અને સચ્ચિદાનંદમાં લીન થઈ જવું એ જ અહંજ્ઞાનરહિત ભાવની અંતિમ અવસ્થા છે. કિન્તુ જેઓ ગુણાતીત થવા છતાં પણ પુરુષોત્તમ ભગવાનની ઇચ્છાથી લીલામાં અવસ્થાન કરે છે એટલે કે લીલામાં સંલગ્ન રહે છે તેઓ પુરૂષોત્તમ ભગવાન્ તથા જીવના અસ્તિત્વને સુરક્ષિત રાખીને પોતાને પ્રકૃતિવિશિષ્ટ ભગવાનના અંશ માની લીલાના કાર્યને સંપન્ન કર્યા કરે છે અને તેથી તેમના એ ભાવને અહંકાર એ નામથી ઓળખી શકાતો નથી; કારણ કે, એ ભાવ તો પરમેશ્વરમાં પણ રહેલો છે; એટલે કે, પરમેશ્વરમાં અજ્ઞાન કિંવા લિપ્તતા-આસક્તિ-તો નથી જ; પરંતુ તેની આનંદમયી અવસ્થા સ્વસ્થ ન રહેતાં વિશ્વમુખી કિંવા વિશ્વવ્યાપક થતી રહે છે. અર્થાત્ જેમનો આવો ભાવ હોય છે તેઓ જ જીવન્મુક્ત છે; કારણ કે, લયરૂપ મુક્તિ દેહનો પાત થવા પછી મેળવી શકાય છે અને જીવન્મુક્ત દશાનો આ દેહમાં જ અનુભવ કિંવા સાક્ષાત્કાર કરી શકાય છે.

---

## ૬ નિવૃત્તિ

આપણા દેશમાં એટલે કે ભારતવર્ષમાં કદાપિ બુદ્ધિમાન્ અને વિચારશીલ પુરુષોએ ધર્મની સંકીર્ણ અને જીવનના મહત્ કર્મની વિરોધિની વ્યાખ્યાનો સ્વીકાર કરેલો નથી; અર્થાત્ હિંદુઓના જ્ઞાન તથા શિક્ષણમાં એ જ મહત્ તથા ગંભીર તત્ત્વ સ્વીકારાયલું છે કે સમસ્ત જીવન ધર્મક્ષેત્ર છે. પાશ્ચાત્ય શિક્ષણના સ્પર્શથી કલુષિત થતાં આપણા જ્ઞાન તથા શિક્ષણની વિકૃત તથા અસ્વાભાવિક અવસ્થા થયેલી છે અને તેથી આપણે બહુધા એવી જ ભ્રાન્તિમૂલક ધારણા

કિંવા માન્યતાને આધીન થઈ ગયા છીએ કે કેવળ સંન્યાસ, ભક્તિ તથા સાત્ત્વિક ભાવ વિના અન્ય કોઈ પણ પદાર્થ ધર્મનું અંગ થઈ શકે તેમ છે જ નહિ; એટલે કે સંન્યાસ, ભક્તિ તથા સાત્ત્વિક ભાવ એ ત્રણ જ ધર્મનાં અંગો છે; કારણ કે, પાશ્ચાત્ય લોકો એ ધારણા કિંવા માન્યતાને જ સ્વીકારીને ધર્મની આલોચના કરે છે. જેવી રીતે હિન્દુઓએ જીવનના ધર્મ અને અધર્મ નામક બે ભાગો કરેલા છે તેવી રીતે પાશ્ચાત્ય જગતમાં ધર્મ, અધર્મ અને ધર્માધર્મથી બહિર્ભૂત કિંવા બાહ્ય જીવનની અધિકાંશ ક્રિયા તથા વૃત્તિનું અનુશીલન એ પ્રમાણે જીવનના ત્રણ ભાગ કરાયલા છે. ભગવાનની પ્રશંસા, પ્રાર્થના, સંકીર્તન તથા દેવાલય–ચર્ચ–માં પુરોહિત–પાદરી–ના વ્યાખ્યાનનું શ્રવણ ઇત્યાદિ કર્મોને તેઓ ધર્મ કિંવા Religion ના નામથી ઓળખે છે અનેMorality કિંવા સત્કાર્ય–નૈતિકતા–ને ધર્મના અંગ તરીકે નહિ, કિન્તુ એક સ્વતંત્ર વસ્તુ તરીકે સ્વીકારે છે; તથાપિ અનેક જનો Religion અને Morality એ વસ્તુઓને બન્ને ધર્મનાં ગૌણ અંગ તરીકે સ્વીકારે છે. દેવાલય–ચર્ચ–માં ન જવું અને નાસ્તિકવાદી કિંવા સંશયવાદી થઇને Religion ની નિન્દા કરવી કિંવા Religion ના સંબંધમાં ઉદાસીનતા દર્શાવવી એ સર્વ કર્મોને પાશ્ચાત્ય વિશ્વમાં અધર્મ કિંવા Irreligion ના નામથી અને કુકાર્ય કિંવા અનૈતિકતાને Immorality ના નામથી ઓળખવામાં આવે છે એટલે કે તેઓ પૂર્વોક્ત મત અનુસાર Immorality ને અધર્મના એક અંગ તરીકે જ માને છે. સારાંશ કે, પાશ્ચાત્ય લોકોની માન્યતા અનુસાર Religion અને Life એટલે કે ધર્મ અને કર્મનો પરસ્પર કશો પણ સંબંધ નથી અને તેઓ એક બીજાથી સર્વથા સ્વતંત્ર છે. અર્થાત્ આપણામાંના પણ અનેક લોકો 'ધર્મ' શબ્દનો આવા પ્રકારનો જ વિકૃત અર્થ કરતા દૃષ્ટિગોચર થાય છે અને તેથી તેઓ સાધુસંન્યાસીની કથા, દેવદેવીની કથા તથા સંસારત્યાગની કથાને જ ધર્મના નામથી ઓળખતા હોવાથી જો કોઈ

અન્ય વિષયની ચર્ચા કરે છે, તો તેઓ એમ જ બોલી ઊઠે છે કે: ' આ સર્વ સાંસારિક વિષયની ચર્ચા છે; એમાં ધર્મનો વિષય નથી;' કારણ કે, તેમનાં મનોમાં પાશ્ચાત્ય Religion ના ભાવનો જ સમાવેશ થયેલો હોય છે એટલે ' ધર્મ ' શબ્દ સાંભળતાંની સાથે જ તેમના મનમાં 'Religion શબ્દની વ્યાખ્યા તરી આવે છે અને તેના યોગે અજ્ઞાત ભાવથી તેઓ એ જ અર્થમાં ' ધર્મ ' શબ્દનો વ્યવહાર કરવા મંડી જાય છે. પરંતુ આવી રીતે આપણા સ્વદેશીય વિષયમાં વિદેશીય ભાવનો પ્રવેશ કરાવવાથી આપણે આપણા ઉદાર તથા સનાતન આર્યભાવ અને આર્યશિક્ષણથી ભ્રષ્ટ થતા જઈએ છીએ, એ તેમના લક્ષમાં આવતું નથી. અસ્તુઃ વસ્તુતઃ આપણું સમસ્ત જીવન ધર્મક્ષેત્ર હોવાથી સંસાર પણ ધર્મ જ છે એટલે કે કેવળ આધ્યાત્મિક જ્ઞાનની આલોચના અને ભક્તિનો ભાવ એ જ ધર્મ નથી; કિન્તુ કર્મ પણ ધર્મ જ છે. આ મહતી શિક્ષા આપણા સમસ્ત સાહિત્યમાં સનાતન ભાવથી વ્યાપેલી છે અને ' એષ ધર્મઃ સનાતનઃ ' એ વાક્યથી તે વ્યકત થાય છે.

કેટલાકોની એવી માન્યતા છે કે કર્મ ધર્મનું અંગ છે ખરૂં, કિન્તુ સર્વવિધ કર્મ નહિ, પણ જે કર્મો સાત્ત્વિક ભાવયુક્ત અને નિવૃત્તિને અનુકૂલ થનારાં હોય તે કર્મો જ ધર્મના અંગ તરીકે ઓળખાવાને યોગ્ય છે; પરંતુ તેમની આ માન્યતા પણ સર્વથા ભ્રાન્તિમૂલક છે; કારણ કે, જેવી રીતે સાત્ત્વિક કર્મ ધર્મ છે તેવી રીતે રાજસ કર્મ પણ ધર્મ જ છે; જેવી રીતે જીવપ્રતિ દયા દર્શાવવી એ ધર્મ છે તેવી જ રીતે ધર્મયુદ્ધમાં દેશના શત્રુને હણી નાખવા એ પણ ધર્મ જ છે; જેવી રીતે પરોપકારમાટે પોતાના સુખ, ધન તથા પ્રાણ આદિને જલાંજલિ આપી દેવી એ ધર્મ છે તેવી જ રીતે ધર્મના સાધનરૂપ શરીરની ઉચિત ભાવથી રક્ષા કરવી એ પણ ધર્મ જ છે; રાજનીતિ પણ ધર્મ છે, કાવ્યરચના પણ ધર્મ છે, ચિત્રાલેખન પણ

છે અને મધુર સંગીત કિંવા ગાનવડે અન્યના મનનું રંજન કરવું એ પણ ધર્મ જ છે. સારાંશ કે, જેમાં સ્વાર્થનો સર્વથા અભાવ હોય તે સર્વ ધર્મ જ છે; પછી તે કર્મ બૃહદ્ હોય કે લઘુ હોય; ગમે તેવું હોય તેની ચિન્તા નહિ; કારણ કે, નાના મોટાનો હિસાબ આપણે કરીએ છીએ; પણ ભગવાનની દૃષ્ટિમાં એવો કશો પણ ભેદ હોતો જ નથી. ભગવાન્ તો મનુષ્યે કેવા ભાવથી સ્વભાવોચિત કિંવા અદૃષ્ટ-દત્ત કર્મ કરેલાં છે એટલું જ માત્ર ધ્યાનમાં રાખે છે. સારાંશ કે, જે કાંઈ પણ કર્મ કરાય તે સર્વ કર્મોને તે પ્રકૃતિદ્વારા કરાયલાં છે એવા બ્રહ્મભાવથી સ્વીકારીને ભગવાનનાં ચરણોમાં સમર્પી દેવાં એના જેવો અન્ય કોઈ પણ ઉચ્ચ તથા શ્રેષ્ઠ ધર્મ છે જ નહિ.

"ईशावास्य मिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धन ॥
कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः" ।

અર્થાત્ જે કાંઈ પણ જોવામાં આવે, જે કાંઈ પણ કરવામાં આવે અને જે કાંઈ પણ ચિન્તવામાં કિંવા વિચારમાં આવે; તે સર્વ ભગવાનમાં જ જોવું અને સર્વ કર્મ તથા ચિન્તનોને ભગવદ્રૂપ વસ્ત્રવડે આચ્છાદિત કરી દેવાં એ જ સર્વથી શ્રેષ્ઠ માર્ગ છે; કારણ કે; પાપ તથા અધર્મ એ આવરણને કદાપિ ભેદી શકતાં નથી. મનમાં સર્વ કર્મ વિષયક વાસના તથા આસક્તિનો ત્યાગ કરી દઈને અને કોઈ પણ પ્રકારની કામનાને મનમાં સ્થાન ન આપીને 'કર્મના પ્રવાહમાં જે કાંઈ મળશે તેનો હું ભોગ કરીશ, સર્વ કર્મ કરીશ અને દેહની રક્ષા કરીશ' એવા પ્રકારનો જે સ્વાભાવિક ભાવ રાખવો તે જ ભગવાનને પ્રિય થનારું આચરણ છે અને એ જ સર્વશ્રેષ્ઠ ધર્મ છે; માત્ર એટલું જ નહિ પણ જો કોઈ સત્ય નિવૃત્તિ હોય તો તે પણ એ જ છે. બુદ્ધિ જ નિવૃત્તિનું સ્થાન છે અને પ્રાણો તથા

ઇન્દ્રિયો પ્રવૃત્તિનાં ક્ષેત્રો છે. અર્થાત્ બુદ્ધિને પ્રવૃત્તિનો સ્પર્શ કિંવા વિકાર થવાથી જ આટલો બધો ગોટાળો થયેલો દેખાય છે અને તેટલામાટે જો બુદ્ધિ નિર્લેપ ભાવથી સાક્ષીરૂપ તેમ જ ભગવાનના Prophet કિંવા Spokesman રૂપ થઈ રહે અને પોતે નિષ્કામ બનીને ઈશ્વર–અનુમોદિત પ્રેરણા પ્રાણ તથા ઈન્દ્રિયને જણાવતી રહે, તો પ્રાણ તથા ઇન્દ્રિયો પોતપોતાનાં કર્મો તદનુસાર કરતાં રહે, એ સર્વથા નિઃસંશય છે. સારાંશ કે, કર્મનો ત્યાગ તે એક અત્યંત ક્ષુદ્ર પ્રકારનો ત્યાગ છે અને કામનાનો જે ત્યાગ તે જ સત્ય ત્યાગ છે; એટલે કે શારીરિક નિવૃત્તિ તે સત્ય નિવૃત્તિ નથી કિન્તુ બુદ્ધિની જે નિર્લિપ્તતા તે જ સત્ય નિવૃત્તિ છે.

---

## ૭ ઉપનિષદ્

આપણો ધર્મ અતિશય વિશાળ અને નાનાવિધ શાખા તથા પ્રશાખાઓવડે શોભાયમાન છે, તેનું મૂળ ગંભીરતમ જ્ઞાનપર આરૂઢ થયેલું છે અને તેની શાખાઓ કર્મના અત્યન્ત દૂરના પ્રાન્ત પર્યન્ત વિસ્તરેલી છે. જેવી રીતે ગીતામાં વર્ણવાયલું અશોકવૃક્ષ* ઊર્ધ્વમૂલ

---

* અહીં શ્રી અરવિન્દ બાબૂએ અશોકવૃક્ષને ઊર્ધ્વમૂલ તથા 'અવાક્શાખ' તરીકે વર્ણવેલું છે; પરંતુ કઠોપનિષદ્‌માં "[illegible] पषोऽश्वत्थः सनातनः' એ પ્રમાણેનું વાક્ય આવેલું હોવાથી એ વૃક્ષ અશોક નહિ કિન્તુ અશ્વત્થ હોવું જોઈએ; કારણ કે, શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ 'ऊर्ध्वमूलमधःशा[illegible]श्वत्थं प्राहु-रव्ययम्' એવું જ એ વૃક્ષના સંબંધમાં વિધાન કરાયલું છે; અને અરવિન્દ બાબૂએ ગીતામાંના અશ્વત્થ વૃક્ષનું જ નિરૂપણ કરેલું હોવાથી 'अवाक्शाखः' એ વિશેષણ પણ 'अधःशाखम्' ના અર્થને જ દર્શાવનારું છે.

અનુવાદક.

અને અવાક્શાખ—જેનું મૂળ ઊંચું હોય અને જેની શાખાઓ નીચે વિસ્તરેલી હોય તેવું—છે, તેવી જ રીતે આપણો ધર્મ જ્ઞાનપ્રતિષ્ઠિત—જ્ઞાનની ઉપર જેની પ્રતિષ્ઠા કિંવા સ્થાપના થયેલી છે તેવો—અને કર્મપ્રેરક એટલે કે કર્મના માર્ગમાં પ્રેરનારો છે. નિવૃત્તિ આપણા ધર્મની ભિત્તિ છે, આપણા ધર્મનાં ગૃહ, છાપરું અને દીવાલ આદિ નિવૃત્તિ છે અને આપણા તે ધર્મના ગૃહનું જે ઉચ્ચતમ શિખર છે તે સર્વત્ર મુક્તિ નામથી ઓળખાય છે. સારાંશ કે, માનવજાતિનું સમસ્ત જીવન એ જ વિશાળ હિન્દુધર્મરૂપ વૃક્ષનું આશ્રિત છે, એ નવીનતાથી કહેવાની કે લખવાની આવશ્યકતા છે જ નહિ.

જો કે સર્વ જનો એમ બોલતા દેખાય છે કે, 'હિન્દુધર્મની જો કોઈ પ્રતિષ્ઠા હોય તો તે વેદો જ છે;' પરંતુ હિન્દુધર્મની એ પ્રતિષ્ઠાના એટલે કે વેદોના સત્ય સ્વરૂપ તથા મર્મને જાણનારા લોકોની સંખ્યા બહુ જ અલ્પ જોવામાં આવે છે; કારણ કે, આપણે બહુધા શાખાના અગ્રભાગમાં બેસીને એકાદ બે સ્વાદિષ્ટ પરંતુ નશ્વર ફળોના આસ્વાદમાં તલ્લીન થઈ જઇએ છીએ અને મૂળનું લેશ માત્ર પણ અનુસંધાન નથી કરતા. આપણે એમ સાંભળેલું છે ખરું કે વેદના બે ભાગો છે અને તે બે ભાગો કર્મકાંડ તથા જ્ઞાનકાંડના નામથી ઓળખાય છે; પરંતુ વાસ્તવિક કર્મકાંડ શી વસ્તુ છે અને જ્ઞાનકાંડ શો પદાર્થ છે એ આપણે જાણતા નથી. આપણે મૅક્સમૂલર-કૃત ઋગ્વેદની વ્યાખ્યાને વાંચી શકીએ છીએ અને તેના રમેશચન્દ્ર દત્તકૃત બંગાળી અનુવાદનું વાંચન પણ કરી શકીએ છીએ; પરંતુ ઋગ્વેદ શું છે તે તો નથી જ જાણતા. મૅક્સમૂલર તથા દત્ત મહાશય પાસેથી આપણને જે વેદવિષયક જ્ઞાન મળ્યું છે તે એ જ કે ઋગ્વેદ-કાળના ઋષિઓ પ્રકૃતિના બાહ્ય પદાર્થો કિંવા સર્વ ભૂતોની પૂજા કરતા હતા અને સૂર્ય, ચન્દ્ર વાયુ તથા અગ્નિ ઇત્યાદિનાં સ્તવસ્તોત્રમાં જ સનાતન હિન્દુ ધર્મના તે અનાદ્યનન્ત અપૌરુષેય મુક્ત જ્ઞાનનો અંત

આવી ગયો હતો. અર્થાત્ આપણે તેમના એ કથનમાં વિશ્વાસ રાખીને વેદકાલિક ઋષિઓ તથા હિન્દુ ધર્મનું અપમાન કરીએ છીએ અને માનીએ છીએ એમ કે આપણે મોટા વિદ્વાન્ છીએ અને જ્ઞાનરૂપ વિશાળ પ્રકાશને પ્રાપ્ત કરી શકયા છીએ. સારાંશ કે, વેદોમાં વસ્તુતઃ શાં તત્ત્વો સમાયલાં છે અને ભગવાન્ શંકરાચાર્ય આદિ મહાજ્ઞાની તથા મહાપુરુષોએ એ જ સ્તવસ્તોત્રોને શા કારણની અનાદ્યનન્ત, સંપૂર્ણ અને અભ્રાન્ત જ્ઞાન તરીકે માનેલાં છે, એ વિષયનું આપણે કાંઈ પણ અનુસંધાન કદાપિ કરતા નથી, એ શોકનો વિષય નથી કે શું?

એ જ પ્રમાણે ઉપનિષદ્ શી વસ્તુ છે એ પણ બહુ થોડા લોકો જ જાણે છે; કારણ કે, આપણા મુખમાંથી 'ઉપનિષદ્' શબ્દનો ઉચ્ચાર થતાંની સાથે જ આપણા મનમાં શ્રી શંકરાચાર્યનો અદ્વૈતવાદ, શ્રી રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈતવાદ અને શ્રી મધ્વાચાર્યનો દ્વૈતવાદ ઈત્યાદિ દાર્શનિક વ્યાખ્યાઓનું સ્મરણ થઈ આવે છે અને તેથી ઉપનિષદ્‌ને આપણે એ દાર્શનિક વ્યાખ્યાઓના સ્વરૂપમાં જ જોઇએ છીએ. અર્થાત્ ઉપનિષદ્‌માં મૂળ શું લખાયલું છે, તેનો સત્ય અર્થ શો છે, એ એક જ મૂળમાંથી પરસ્પર વિરોધી ષડ્દર્શન કેવી રીતે ઉત્પન્ન થયાં છે અને એ ષડ્દર્શનથી અતીત અન્ય કોઈ નિગૂઢ અર્થ એ જ્ઞાનભાંડારમાંથી મળી શકે તેમ છે કે કેમ, એ વિષયનો આપણે વિચાર માત્ર પણ નથી કરતા. અર્થાત્ શ્રી શંકરાચાર્ય ઉપનિષદ્‌નો જે અર્થ કરી ગયા છે તે જ અર્થને આપણે સહસ્ર વર્ષથી સ્વીકારતા આવ્યા છીએ અને તેથી શ્રી શંકરાચાર્યે ઉપનિષદોની જે વ્યાખ્યા કરેલી છે તે વ્યાખ્યા જ આપણામાટે વેદ તથા ઉપનિષદ્‌રૂપ થઈ પડી છે અને તેનું કારણ એ છે કે આપણે મૂળ ઉપનિષદોને વાંચવાના અને તે વાંચીને વિચારવાના પરિશ્રમથી છેટા જ રહીએ છીએ. આ કારણથી જે આપણે ઉપનિષદોનું વાંચન અને મનન કરવા માંડીએ,

તો તેમાં શ્રી શંકરાચાર્યની વ્યાખ્યાથી વિરુદ્ધ હોય તેવી કોઈ પણ વ્યાખ્યા દષ્ટિગોચર થતાંની સાથે જ આપણે શંકરાચાર્યની કરેલી વ્યાખ્યાને પ્રમાદમૂલક તરીકે તત્કાળ ઓળખાવી શકીએ, એ સર્વથા નિર્વિવાદ છે. સારાંશ કે, ઉપનિષદોમાં કેવળ શ્રી શંકરાચાર્યને પ્રાપ્ત થયેલું જ્ઞાન જ રહેલું છે, એમ નથી; કિન્તુ ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય કાળમાં જે આધ્યાત્મિક જ્ઞાન કિંવા તત્ત્વજ્ઞાન લબ્ધ થયેલું છે અથવા લબ્ધ થવાની સંભાવના છે તે સમસ્ત આધ્યાત્મિક જ્ઞાન કિંવા તત્ત્વજ્ઞાનનો ઉપનિષદોમાં આર્ય ઋષિ તથા મહાયોગી પુરુષો અત્યન્ત સંક્ષિપ્ત રૂપથી નિગૂઢઅર્થપ્રકાશક શ્લોકોમાં સમાવેશ કરી ગયા છે, એ આપણે નિરન્તર સ્મરણમાં રાખવાનું છે.

ઉપનિષદ્ શું છે એવો જો કોઈ પ્રશ્ન પૂછે, તો તે પ્રશ્નનું ઉત્તર એ જ છે કે જે અનાદ્યનન્ત, ગંભીરતમ અને સનાતન જ્ઞાનવડે સનાતન ધર્મ આરૂઢમૂલ થયેલો છે તે જ્ઞાનનો ભાંડાર ઉપનિષદ્ છે. ચારે વેદોના સૂક્તાંશોમાં એ જ જ્ઞાનનો વિસ્તાર જોવામાં આવે છે; પરંતુ વેદોમાંનું તે જ્ઞાન જેવી રીતે આદર્શ કિંવા દર્પણમાં દેખાતી મનુષ્યની પ્રતિમૂર્ત્તિ બાહ્ય આવરણથી ઢંકાયલી હોય છે તેવી રીતે ઉપમાઓના જાળથી તેમ જ સ્તોત્રોના કિંવા વાચ્ય અર્થના આવરણથી ઢંકાયલું છે અને ઉપનિષદોમાં તે જ જ્ઞાન મનુષ્યના અનાચ્છાદિત મૂળ કિંવા વાસ્તવિક અવયવ પ્રમાણે સર્વથા અનાચ્છન્ન કિંવા સ્પષ્ટ સ્વરૂપમાં દષ્ટિગોચર થાય છે. ઋગ્વેદના વક્તા ઋષિઓએ ઇશ્વરની પ્રેરણાથી આધ્યાત્મિક જ્ઞાનનો શબ્દો તથા છન્દોના રૂપમાં પ્રકાશ કર્યો હતો અને ઉપનિષદોના વક્તા ઋષિઓએ સાક્ષાત્ દર્શનથી તે જ જ્ઞાનના સત્ય સ્વરૂપને જોઇને અલ્પ તથા ગંભીર વાક્યોમાં તે જ જ્ઞાનને વ્યક્ત કરી બતાવ્યું હતું. ઉપનિષદ્‌ના વક્તા ઋષિઓની મહત્તા એટલા કથનથી જ જાણવામાં આવી શકે તેમ છે કે માત્ર ભારતવર્ષમાં જ નહિ; કિન્તુ સમસ્ત એશિયા તથા યૂરોપમાં પણ જે જે દાર્શનિક

વિચારો તથા ભિન્નભિન્ન વાદોનો ઉદ્ભવ થયેલો છે તે **નામમાત્રવાદ-Nominalism-**,* યથાર્થતાવાદ-Realism-, શૂન્યવાદ, ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ, કામ્તેનો નિસર્ગવાદ કિંવા પ્રત્યક્ષવાદ-Positivism-, હેગલ, કૅન્ટ, સ્પિનોઝા, શૅાપનહેર, ફલવાદ કિંવા ઉપકારવાદ,-Utilitarianism-, અને સુખાનન્દવાદ-Hedonism-, આદિ વાદોમાં જે જે તત્ત્વોનું પ્રતિપાદન તથા સમર્થન કરાયલું છે તે સર્વ તત્ત્વો ઉપનિષદ્વકતા ઋષિ જનોના જોવા તથા જાણવામાં આવી ચૂક્યાં હતાં; માત્ર એટલું જ નહિ, પણ જે સત્ય અન્યત્ર ખંડિત રૂપમાં દૃષ્ટિગોચર થાય છે, સત્યનો અંશ માત્ર હોવા છતાં જેનો સંપૂર્ણ સત્ય તરીકે પ્રચાર થયેલો દેખાય છે અને જે સત્ય તથા મિથ્યાનું મિશ્રણ વિકૃત ભાવથી વર્ણવાયલું જણાય છે; તે જ સત્ય ઉપનિષદ્માં અખંડ તથા સંપૂર્ણ રૂપમાં પોતાના પ્રકૃત સંબંધમાં આબદ્ધ રહીને શુદ્ધ તથા અભ્રાન્ત ભાવથી લિપિબદ્ધ થયેલું દેખી શકાય છે. એટલામાટે શ્રી શંકરાચાર્યકૃત વ્યાખ્યામાં કિંવા અન્ય કોઈની વ્યાખ્યામાં સીમાબદ્ધ ન થતાં ઉપનિષદ્ના મૂળ અથવા વાસ્તવિક ગંભીર તથા અખંડ અર્થને જાણી લેવાનો સ્વતંત્ર ઉદ્યોગ કરવો એ જ વિશેષ ઉચિત છે.

ગૂઢ સ્થાનમાં પ્રવેશ કરવો એ જ ઉપનિષદ્ શબ્દનો અર્થ છે. અર્થાત્ ઋષિઓએ તર્કના બળથી, વિદ્યાના પ્રસારથી કિંવા પ્રેરણાના પ્રવાહથી ઉપનિષદ્માં વર્ણવાયલા જ્ઞાનને મેળવ્યું નહોતું; કિન્તુ જે ગૂઢ સ્થાનમાં સમ્યક્ જ્ઞાનની ચાવી મનના ગુપ્ત કિંવા અદૃશ્ય કક્ષમાં ઝૂલતી રહ્યા કરે છે તે કક્ષમાં યોગદ્વારા અધિકારી થઈને તેમણે પ્રવેશ

---

* જે જે નામો પદાર્થોને આપવામાં આવ્યાં છે તે નામ અનુસાર કોઈ પદાર્થ છે જ નહિ એટલે એ નામો તે નામ માત્ર જ છે, એમ માનનારાઓનો યૂરોપમાં જે એક જનસમુદાય છે તે Nomonalist નાં નામથી ઓળખાય છે અને તેમના મતને Nominalism કહેવામાં આવે છે.

કર્યો હતો અને તે સૂક્ષ્મતી ચાવીને ઊતારી લઇને તેઓ અભ્રાન્ત જ્ઞાન-રૂપ વિસ્તર્ણ રાજ્યના રાજા થયા હતા. એ ચાવી જો હાથમાં ન આવે, તો ઉપનિષદ્‌નો સત્ય અર્થ કદાપિ જાણી શકાતો નથી. અર્થાત્ કેવળ તર્કના બળથી જ ઉપનિષદોનો અર્થ કરવો અને નિબિડ અરણ્યમાંનાં ગગનચુંબિત વૃક્ષોના શિખરભાગોને મીણબત્તીના પ્રકાશથી રાત્રિના સમયમાં જોવાની ચેષ્ટા કરવી એ ઉભય કૃતિઓ સમાન અર્થને દર્શાવનારી એટલે કે સર્વથા નિષ્ફળ છે. સારાંશ કે, જેવી રીત નિબિડ અરણ્યમાંનાં ગગનચુંબિત વૃક્ષોના શિખરભાગો, સૂર્યના પ્રકાશથી અરણ્ય પ્રકાશિત થતાં, જોનારને સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે તેવી જ રીતે કેવળ યોગરૂપ સૂર્યનારાયણના પ્રકાશથી જ સત્ય જ્ઞાનનો સાક્ષાત્કાર થઇ શકે છે; અર્થાત્ યોગ વિના સત્ય જ્ઞાનનું સાક્ષાદ્દર્શન સર્વથા અશક્ય તથા અસંભવનીય છે.

## ૮ પુરાણ

આનાથી પૂર્વના પ્રબંધમાં ઉપનિષદ્‌ના સત્ય સ્વરૂપનો મેં પરિચય કરાવેલો છે અને ઉપનિષદ્‌ના સત્ય તથા સંપૂર્ણ અર્થને જાણવાની પ્રણાલી પણ દેખાડેલી છે; અર્થાત્ જેવી રીતે ઉપનિષદ્ હિન્દુધર્મના પ્રમાણરૂપ છે તેવી જ રીતે પુરાણ પણ પ્રમાણરૂપ છે અને જેવી રીતે શ્રુતિ પ્રમાણ છે તેવી જ રીતે સ્મૃતિ પણ પ્રમાણ છે; પરંતુ એ સર્વ પ્રમાણોની યોગ્યતા એક જ પ્રકારની નથી એટલે કે એ સર્વ પ્રમાણોની યોગ્યતા ભિન્નભિન્ન પ્રકારની છે, એ અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે. સારાંશ કે, જ્યાં શ્રુતિ તથા પ્રત્યક્ષ પ્રમાણ સાથે સ્મૃતિનો વિરોધ દેખાતો હોય, ત્યાં સ્મૃતિનું પ્રમાણ સ્વીકારવા યોગ્ય નથી હોતું. જેમને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થયેલી હતી એવા ઋષિઓએ જેનો સાક્ષાત્કાર કરેલો છે અને અન્તર્યામી જગદ્‌ગુરુ પરમાત્માએ જેનું તેમની વિશુદ્ધ બુદ્ધિને શ્રવણ કરાવેલું છે તે જ શ્રુતિ છે અને જે પ્રાચીન

જ્ઞાન તથા વિદ્યા પુરુષ પરંપરાથી રક્ષાતાં આવ્યાં છે તે સ્મૃતિ કહેવાય છે, એ શ્રુતિ તથા સ્મૃતિની વ્યાખ્યાને સદા સર્વદા સ્મરણમાં રાખી લેવાની છે. સ્મૃતિગત જ્ઞાન અનેક જનોના મુખ તથા મનમાં પરિવર્તિત થતું હોવાથી જો તેમાં વિકૃતિ થઈ જાય તેમ જ પોતાની બદલાતી જતી અવસ્થાઓમાં તે જો નવીન નવીન મત તથા પ્રયોજનને અનુકૂલ નવીન આકારને ધારણ કરી લે, તો તે સર્વથા સ્વાભાવિક હોવાથી સ્મૃતિને શ્રુતિ સમાન અભ્રાન્ત અને અવિકૃત તો કદાપિ ન જ કહી શકાય; કારણ કે, સ્મૃતિ અપૌરુષેય નથી કિન્તુ મનુષ્યનાં સીમાબદ્ધ તથા પરિવર્તનશીલ મત તથા બુદ્ધિમાંથી જ તેનો ઉદ્‌ભવ થયેલો છે.

સ્મૃતિઓમાં પુરાણ પ્રધાન અથવા મુખ્ય છે; કારણ કે, ઉપનિષદનું આધ્યાત્મિક તત્ત્વ પુરાણમાં ઉપન્યાસ–કથા તથા રૂપકના આકારમાં પરિણત થયેલું છે અને એ ઉપરાંત પુરાણમાં વળી ભારતવર્ષનો ઇતિહાસ, હિન્દુધર્મની ઉત્તરોત્તર વૃદ્ધિ તથા હિન્દુધર્મના ઉત્તરોત્તર થયેલા પ્રકાશનો વૃત્તાન્ત, પુરાતન સામાજિક પરિસ્થિતિ, આચાર, પૂજા, યોગસાધન અને વિચારપ્રણાલી આદિ અનેક આવશ્યક વિષયોના ઉલ્લેખો મળી આવે છે; માત્ર એટલું જ નહિ, પણ બહુધા સર્વ પુરાણકર્તાઓ સાધક નહિ, કિન્તુ સિદ્ધ પુરુષ હોવાથી તેમના જ્ઞાન તથા સાધનવડે તેમણે પ્રાપ્ત કરેલી અનુભૂતિનો પણ તેમનાં રચેલાં પુરાણોમાં સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે. વેદો તથા ઉપનિષદ્ હિન્દુધર્મના મૂળગ્રંથો છે અને પુરાણો એ મૂળગ્રંથોની વ્યાખ્યાઓ છે. અર્થાત્ વ્યાખ્યા મૂળગ્રંથ સમાન હોઈ શકતી નથી અને તેનું કારણ એ છે કે મૂળગ્રંથની એક મનુષ્ય જે વ્યાખ્યા કરતો હોય તે જ વ્યાખ્યા અન્ય મનુષ્યથી કદાચિત્ ન પણ કરી શકાય; છતાં પણ મૂળગ્રંથમાં પરિવર્તન કરવાનો કિંવા તેને અપ્રમાણ કરવાનો તો કોઇને પણ કશો અધિકાર છે જ નહિ. જેનો વેદ તથા

ઉપનિષદ્દસાથે મેળ ન મળતો હોય તેવા કોઈ પણ વિષયનો હિન્દુધર્મના અંગ તરીકે સ્વીકાર કરી શકાય તેમ નથી; એ સત્ય છે; તથાપિ જેનો પુરાણુ સાથે મેળ ન મળતો હોય તેવા કોઈ પણ યોગ્ય વિષયનો કિંવા વિચારનો હિન્દુધર્મના અંગ તરીકે સ્વીકાર કરી શકાય છે. વ્યાખ્યાના મૂલ્ય કિંવા મહત્ત્વનો વ્યાખ્યાતાનાં મેધાશક્તિ, જ્ઞાન તથા વિદ્યા ઉપર જ આધાર રહેલો હોય છે. અર્થાત્ જો વ્યાસદેવરચિત પુરાણો આજે વિદ્યમાન હોત, તો તેમનો બહુધા શ્રુતિ સમાન સત્કાર થાત, એમાં લેશ માત્ર પણ સંશય નથી; પરંતુ વ્યાસદેવનાં રચેલાં પુરાણોનો તેમ જ લોમહર્ષણનાં રચેલાં પુરાણોનો અભાવ હોવા છતાં જે અઢાર પુરાણો અત્યારે વિદ્યમાન રહેલાં છે તે સર્વ પુરાણોનો આપણે એક સરખો આદર ન કરીએ; તો પણ શ્રી વિષ્ણુ પુરાણ તથા ભાગવત પુરાણ જેવાં પુરાણોના રચયિતા જેવા યોગસિદ્ધ પુરુષોની રચનાને તો અવશ્ય મહત્ત્વ આપવું જ પડે છે તેમ જ માર્કણ્ડેય પુરાણના પ્રણેતા જેવા પંડિત તથા અધ્યાત્મપરાયણ લેખકની રચનાને શિવ પુરાણ તથા અગ્નિ પુરાણ કરતાં અધિક ગંભીર જ્ઞાનપૂર્ણ રચના તરીકે સ્વીકારવી જ પડે છે. અર્થાત્ અત્યારના વિદ્યમાન પુરાણગ્રંથોનો આદિગ્રંથ વ્યાસદેવકૃત પુરાણ હોવા છતાં અત્યારનાં પુરાણોમાંનું જે સર્વથી નિકૃષ્ટ પુરાણ મનાતું હોય તે નિકૃષ્ટ પુરાણમાં પણ નિશ્ચયપૂર્વક હિન્દુધર્મના તત્ત્વનો પ્રકાશ કરનારી અનેક કથાઓનો સમાવેશ થયેલો છે, એ સર્વથા નિર્વિવાદ છે; અને જ્યારે એવી રીતે નિકૃષ્ટ પુરાણ પણ જિજ્ઞાસુ કિંવા ભક્ત અને યોગાભ્યાસમગ્ન સાધકનો લેખ છે, તો પછી તેના રચયિતાનાં પોતાના પ્રયાસથી મેળવેલાં જ્ઞાન તથા વિચાર આદિ પણ આદરણીય થાય, એમાં આશ્ચર્ય જેવું શું છે વારુ!

વેદ તથા ઉપનિષદ્દથી પુરાણોને પૃથક્ કરીને અથવા સ્વતંત્ર માનીને આંગ્લવિદ્યાવિભૂષિત લોકોએ વૈદિક ધર્મ તથા પૌરાણિક ધર્મના નામથી હિન્દુધર્મના જે બે મિથ્યા ભેદો કર્યાં છે, તે ભેદ

સર્વથા ભ્રમ તથા અજ્ઞાનનું જ પરિણામ છે; કારણ કે, પુરાણો વેદો તથા ઉપનિષદોમાંના જ્ઞાનની સામાન્ય જનસમાજને સમજણ આપે છે, તે જ્ઞાનની વ્યાખ્યા તથા વિસ્તારપૂર્વક સમાલોચના કરે છે અને તે જ્ઞાનને જીવનનાં સમસ્ત સામાન્ય કાર્યોમાં યોજાવવાનો ઉદ્યોગ કરે છે એટલામાટે જ પુરાણો હિન્દુધર્મનાં પ્રમાણોમાં સ્વીકારાયલાં છે. પરંતુ એથી જેઓ વેદ તથા ઉપનિષદ્‌ને ભૂલી જઇને પુરાણોને સર્વથા સ્વતંત્ર તથા યથેષ્ટ પ્રમાણ તરીકે સ્વીકારી લે છે તેઓ પણ ભ્રાન્તિના ભોગ થયેલા છે એ નિઃસંશય છે. સારાંશ કે, હિન્દુધર્મના અભ્રાન્ત તથા અપૌરુષેય મૂલનો ત્યાગ કરવાથી ભ્રમ તથા મિથ્યા જ્ઞાનને આશ્રય અપાય છે; વેદનો અર્થ લોપાય છે અને પુરાણના સત્ય અર્થનો પણ લોપ થઈ જાય છે. એટલામાટે વેદોપર પુરાણોને પ્રતિષ્ઠિત કરીને જ પુરાણોનો ઉપયોગ કરવો પડે છે.



## ૯ પ્રાકામ્ય

૧

લોકો જ્યારે અષ્ટ સિદ્ધિ વિષયક વાર્તાલાપ કરે છે તે વેળાયે અલૌકિક યોગથી પ્રાપ્ત થતી કેટલીક શક્તિઓ વિષયક વિચારો તેમના મનમાં આવતા હોય છે. હવે એ વાર્તા સત્ય છે કે યોગીમાં જ અષ્ટ સિદ્ધિઓનો પૂર્ણ વિકાસ થાય છે; કિન્તુ એ શક્તિ સમસ્ત પ્રકૃતિના સાધારણ નિયમથી બહિર્ભૂત કિંવા બાહ્ય નથી અને તેથી આપણે જેને પ્રકૃતિનો નિયમ કહીએ છીએ તેમાં જ એ અષ્ટ સિદ્ધિઓનો પણ સમાવેશ થયેલો છે.

એ અષ્ટ સિદ્ધિઓ મહિમા, લઘિમા, અણિમા, પ્રાકામ્ય, વ્યાપ્તિ, ઐશ્વર્ય, વશિતા અને ઈષિતા નામોથી ઓળખાય છે અને

પરમેશ્વરની સ્વભાવસિદ્ધ કિંવા સ્વાભાવિક અષ્ટ શક્તિઓ તરીકે પરિચિત છે. એમાંથી અત્યારે આપણે પ્રાકામ્ય નામક શક્તિનો વિચાર કરવાનો છે. સમસ્ત ઇન્દ્રિયોનો સંપૂર્ણ વિકાસ અને સમસ્ત ઇન્દ્રિયોની અબાધ ક્રિયા એટલા અર્થનો પ્રાકામ્ય શબ્દમાં સમાવેશ થાય છે; એટલે કે, વાસ્તવિકતાથી જોતાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મનની સર્વ ક્રિયાઓ પ્રાકામ્યમાં સમાઈ જાય છે. અર્થાત્ પ્રાકામ્યના બળથી ચક્ષુઓ નિહાળે છે, શ્રવણો સાંભળે છે, નાસિકા સૂંઘી શકે છે, ત્વચા સ્પર્શને અનુભવે છે, રસના–જિહ્વા–રસનો આસ્વાદ લઈ શકે છે અને મન સર્વ બાહ્ય સ્પર્શોને સ્વીકારી લે છે. સાધારણ મનુષ્યોની એવી જ માન્યતા કિંવા ભાવના જોવામાં આવે છે કે સ્થૂલ ઇન્દ્રિયોમાં જ જ્ઞાનને ધારણ કરવાની શક્તિ રહેલી છે એટલે કે મનુષ્યને જે કાંઈ પણ જ્ઞાન થાય છે તે સ્થૂલ ઇન્દ્રિયો-દ્વારા જ થાય છે; પરંતુ જેઓ તત્ત્વવેત્તા છે તેઓ એ તત્ત્વને સારી રીતે જાણે છે કે ચક્ષુઓ જોતાં નથી કિન્તુ મન જ જુએ છે; શ્રવણો સાંભળતાં નથી કિન્તુ મન જ સાંભળે છે અને નાસિકા સૂંઘી શકતી નથી કિન્તુ મન જ સૂંઘી શકે છે; માત્ર એટલું જ નહિ, પણ જેઓ તત્ત્વજ્ઞાનતા વિષયમાં એથી પણ આગળ વધેલા છે તેમનો તો વળી એવો જ નિશ્ચય થયેલો છે કે મન પણ જોતું નથી, સાંભળતું નથી અને ગંધને અનુભવતું નથી; કિન્તુ કેવળ જીવ જ જુએ છે, સાંભળે છે અને ગંધને અનુભવે છે, એટલામાટે જો કોઈ જ્ઞાતા હોય તો તે જીવ જ છે, જીવ ઇશ્વર છે, જીવ ભગવાનનો અંશ છે અને તેથી ભગવાનની જે અષ્ટ સિદ્ધિઓ તે જીવની પણ અષ્ટ સિદ્ધિઓ છે.

"ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥७॥

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि स याति वायु र्गन्धानिवाशयात् ॥८॥
श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राण मेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते " ॥९॥

આ ઉદ્ગારો ગીતાના પંદરમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાનના મુખમાંથી નીકળેલા છે અને એનો ભાવાર્થ એવો છે કે: " મારો સનાતન અંશ જ જીવલોકમાં જીવ થયેલો હોવાથી તે પ્રકૃતિમાં રહેલી પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનને પોતાપ્રતિ આકર્ષે છે (તેમને પોતાના ઉપભોગમાં યોજી દે છે અને એ ભોગમાટે જ તેમને આયત્ત-આધીન-કરે છે). જ્યારે જીવરૂપ ઇશ્વિર શરીરને ધારણ કરે છે કિંવા શરીરમાંથી નિર્ગમન કરી જાય છે એટલે કે નીકળી જાય છે, તે વેળાયે જેવી રીતે વાયુ પુષ્પોમાંથી સુગંધને લઈ જાય છે તેવી રીતે શરીરમાંથી સર્વ ઇન્દ્રિયોને લઈ જાય છે. શ્રોત્ર (કાન), ચક્ષુ, સ્પર્શ, આસ્વાદ, ઘ્રાણ તથા મનનો આશ્રય લઇને એટલે કે, કાન, આંખ, ત્વચા, જિવ્હા અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા છઠ્ઠા મનના આશ્રયથી જીવ-ઇશ્વર-વિષયોનો ઉપભોગ કરે છે." સારાંશ કે, શ્રવણ, દૃષ્ટિ, આઘ્રાણ, આસ્વાદન, સ્પર્શ અને મનન એ જ આકાશની ક્રિયાઓ છે, ભગવાનનો સનાતન અંશ જીવ પ્રકૃતિની એ ક્રિયાઓને સ્વીકારીને પ્રકૃતિના વિકારથી પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા મનનો સૂક્ષ્મ શરીરમાં વિકાસ કરે છે અને જ્યારે સ્થૂલ શરીરને ધારણ કરવું હોય છે ત્યારે એ છ ઇન્દ્રિયોને પોતા સાથે લઇને જ તે સ્થૂલ શરીરમાં પ્રવેશ કરે છે; માત્ર એટલું જ નહિ, પણ જ્યારે મૃત્યુના સમયે તે શરીરને ત્યાગે છે ત્યારે એ છ ઇન્દ્રિયોને પણ પોતાની સાથે જ લેતો જાય છે. અર્થાત્ દેહ સ્થૂલ હોય કે સૂક્ષ્મ હોય, તથાપિ એ જીવ-ઈશ્વર-એ છ ઇન્દ્રિયોના આશ્રયથી જ સર્વ વિષયોનો ઉપભોગ કરે છે.

કારણદેહ કિંવા કારણશરીરમાં પ્રાકામ્યનો સંપૂર્ણ નિવાસ હોય છે, તે જ શક્તિનો સૂક્ષ્મ દેહમાં વિકાસ થાય છે અને ત્યાર પછી સ્થૂલ દેહમાં પણ તે શક્તિ વિકસિત થતી દેખાય છે. પરંતુ એટલી વાર્તાને અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે કે પ્રથમથી જ સ્થૂલ દેહમાં ઇન્દ્રિયોનો સંપૂર્ણ પ્રકાશ નથી થતો કિન્તુ જગતના અનુક્રમે થતા વિકાસના નિયમ અનુસાર સર્વ ઇન્દ્રિયો પણ યથાનુક્રમ વિકાસને પામતી જાય છે અને કેટલીક ઇન્દ્રિયોનો માનવદેહ કરતાં પશુદેહમાં અધિક અને પ્રખર વિકાસ થયેલો દેખાય છે એટલે કે મનુષ્યદેહમાં પાંચ ઇન્દ્રિયો કાંઇક નિર્બળ તથા નિસ્તેજ થઈ જાય છે; કારણ કે, આપણે મનુષ્યો મન તથા બુદ્ધિના વિકાસમાં આપણી શક્તિનો વિશેષ પરિમાણમાં વ્યય કરીએ છીએ અને તેથી આપણા મન તથા આપણી બુદ્ધિનો જેટલા પરિમાણમાં વિકાસ થઈ શકે છે તેટલા પરિમાણમાં આપણી અન્ય ઇન્દ્રિયોનો વિકાસ થઈ શકતો નથી. પરંતુ એ પણ અહીં ધ્યાનમાં રાખવાનું છે કે એ અસંપૂર્ણ અભિવ્યક્તિ, પ્રકાશ કિંવા વિકાસ જ પ્રાકામ્યના વિકાસની અંતિમ અવસ્થા નથી એટલે કે સૂક્ષ્મ દેહમાં પ્રાકામ્યનો જેટલો વિકાસ થયેલો હોય છે તેટલો જ સ્થૂલ દેહમાં પણ તેનો પ્રકાશ થાય છે અને એને જ યોગથી પ્રાપ્ત થયેલી પ્રાકામ્ય નામક સિદ્ધિ કહેવામાં આવે છે.

૨

પરમેશ્વર અનંત અને અપરાહતપરાક્રમશાળી હોવાથી તેની સ્વભાવસિદ્ધ શક્તિનું ક્ષેત્ર પણ અનંત છે અને તેની ક્રિયા અપરાહત એટલે કે જેનો કોઇથી પણ વિનાશ ન કરી શકાય તેવી છે. જીવ—ઈશ્વર એટલે કે ભગવાનનો અંશ સૂક્ષ્મ દેહ તથા સ્થૂલ દેહમાં આબદ્ધ થઇને યથાનુક્રમ એટલે કે ધીમે ધીમે ઈશ્વરશક્તિનો વિકાસ કરતો રહે છે. સર્વ ઇન્દ્રિયો વિશેષતઃ સ્થૂલ શરીરમાં સીમાબદ્ધ

હોવાથી જેટલા દિવસ મનુષ્ય સ્થૂલ દેહની શક્તિદ્વારા આબદ્ધ રહે છે તેટલા દિવસ બુદ્ધિવિકાસના વિષયમાં તે પશુ કરતાં ઉત્કૃષ્ટ હોવા છતાં પણ ઇન્દ્રિયોની પ્રખરતાના તેમ જ મનની અભ્રાન્ત ક્રિયાના વિષયમાં એટલે કે એક રીતે પ્રાકામ્ય સિદ્ધિના વિષયમાં તો પશુ જ મનુષ્ય કરતાં ઉત્કૃષ્ટ હોય છે. વિજ્ઞાનવેત્તાઓ જેને Instinct નામથી ઓળખે છે તે એ જ પ્રાકામ્ય છે. પશુમાં બુદ્ધિનો વિકાસ અતિશય અલ્પ પરિમાણમાં હોવાથી જો તેમણે આ જગતમાં જીવતાં જ રહેવું હોય, તો એવી કોઈ પણ એક વૃત્તિની તેમનામાટે અનિવાર્ય આવશ્યકતા ઉપસ્થિત થાય છે કે જે વૃત્તિ સર્વ કાર્યોમાં તેમની માર્ગદર્શિકા થઇને શું અનુષ્ઠેય છે અને શું વર્જનીય છે એટલે કે સ્વીકારવા યોગ્ય શું છે અને ત્યાગવા યોગ્ય શું છે એ તેમને બતાવી શકે; અને તેથી તેમનું મન જ એ માર્ગદર્શિકા વૃત્તિનું કાર્ય કરી બતાવે છે. મનુષ્યનું મન કોઈ પણ પ્રકારનો નિર્ણય કરતું નથી; કિન્તુ મનુષ્યની બુદ્ધિ જ નિશ્ચયાત્મક હોવાથી સર્વ વિષયોનો નિર્ણય કરે છે અને મનુષ્યનું મન તો કેવળ સંસ્કારસૃષ્ટિના યંત્રરૂપે જ સ્થિત રહે છે. આપણે જે કાંઈ પણ જોઇએ છીએ, સાંભળીએ છીએ અને જાણીએ છીએ તે સર્વ આપણા મનમાં સંસ્કારરૂપે પરિણત થાય છે અને ત્યાર પછી બુદ્ધિ તે સંસ્કારોને સ્વીકારીને તેમનું પ્રત્યાખ્યાન કિંવા નિરાકરણ કરે છે અને વિચારની સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. પરંતુ પશુની બુદ્ધિમાં આવા પ્રકારના નિર્ણય કિંવા નિરાકરણનું સામર્થ્ય ન હોવાથી પશુઓ જે કાંઈ જાણવાનું કે વિચારવાનું હોય છે તે પોતાના મનદ્વારા જ જાણે છે અને વિચારે છે; કારણ કે, મનમાં એક એવી તો અદ્‌ભુત શક્તિ રહેલી છે કે તે અદ્‌ભુત શક્તિના યોગે મન જે કાંઈ પણ થતું હોય તેને એક મુહૂર્ત્ત માત્રમાં જ જાણી લે છે અને વિચાર ન કરવા છતાં પણ જે કાંઈ પ્રયોજનીય હોય છે તેને જાણી લઇને કર્મની ઉપયુક્ત પ્રણાલીનો નિર્ણય કરી નાખે છે. મનની એ અદ્‌ભુત શક્તિનાં અનેક

ઉદાહરણો આપી શકાય તેમ છે અને તેનાં કેટલાંક ઉદાહરણો આ પ્રમાણે છેઃ કેટલીક વાર એવું બની જાય છે કે આપણે કોઈને પણ આપણા ગૃહમાં પ્રવેશ કરતો નથી જોતા છતાં આપણા મનમાં એમ થયા કરે છે કે જાણે આપણા ગૃહમાં કોઈ મનુષ્ય સંતાઈ રહ્યો છે અને શોધના અન્તે આપણી એ ધારણા સત્ય સિદ્ધ થાય છે; કેટલીક વાર ભયનું પ્રત્યક્ષ કોઈ પણ કારણ દેખાતું ન હોવા છતાં પણ આપણા મનમાં ભયની શંકા થયા કરે છે અને તે આશંકા ખરી નીવડે છે તેમ જ ગૃહમાં આપણો જ્યેષ્ઠ બંધુ આપણને ઉદ્દેશીને કાંઈ પણ ન બોલ્યો હોય છતાં તેની મુખાકૃતિને જોતાં તેના બોલવા-પૂર્વે જ તે જે કાંઈ પણ બોલવાનો હોય છે તે આપણા જાણવામાં આવી જાય છે, એ સર્વ મનની એ અદ્‌ભુત શક્તિનું જ પરિણામ છે કિંવા એકાદશ× ઇન્દ્રિયની સ્વાભાવિક તથા અબાધ્ય ક્રિયા છે. પરંતુ આપણે મનુષ્યો સર્વ કાર્યો બુદ્ધિની સહાયતાથી જ કરવાના અભ્યાસમાં એટલા બધા આગળ વધી ગયા છીએ કે તેના પરિણામે મનની એ ક્રિયા કિંવા એ પ્રાકામ્યનો આપણામાંથી બહુધા લોપ જ થઈ ગયો છે. જો પશુઓ એ પ્રાકામ્ય કિંવા મનઃશક્તિના

---

× અહીં કદાચિત્ કોઈ એવી શંકા દર્શાવે એવો સંભવ છે કે મનને ઉપર આપેલા ગીતાના પંદરમા અધ્યાયના ૭ મા શ્લોકમાં છઠ્ઠી ઈન્દ્રિય તરીકે વર્ણવેલું છતાં અહીં એકાદશ એટલે કે અગિયારમી ઈન્દ્રિય તરીકે શા કારણથી ઓળખાવ્યું છે? તો એનું ઉત્તર એ છે કેઃ ત્યાં મનને શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો સાથે ગણતાં છઠ્ઠી ઈન્દ્રિય તરીકે વર્ણવેલું છે; પરંતુ દેહમાં એ પાંચ જ્ઞાનેન્દ્રિયો ઉપરાંત હસ્ત, પાદ, ગુદા, ઉપસ્થ–યોનિ કિંવા લિંગ–અને વાચા એ પાંચ કર્મેન્દ્રિયોનો પણ સમાવેશ હોવાથી સમસ્ત ઈન્દ્રિયોની સંખ્યા દશની થાય છે અને તે દશ ઈન્દ્રિયોનો અહીં એકત્ર સ્વીકાર કરાયલો હોવાથી મનને એકાદશ–અગિયારમી–ઈન્દ્રિય તરીકે ઓળખાવેલું છે.

અનુવાદક

આશ્રયને ત્યાગી દે, તો બે દિવસમાં જ મરી જાય; એટલો બધો તેમના જીવનનો એ પ્રાકામ્યપર આધાર રહેલો છે. પથ્ય શું છે, અપથ્ય શું છે, મિત્ર કોણ છે, શત્રુ કોણ છે, ક્યાં ભય રહેલો છે અને ક્યાં નિર્ભયતા રહેલી છે એ સર્વ જ્ઞાન પશુઓને પ્રાકામ્ય-દ્વારા જ પ્રાપ્ત થાય છે. એ પ્રાકામ્યદ્વારા જ શ્વાન પોતાના સ્વામીની ભાષાને ન સમજવા છતાં પણ તેના વચનના અર્થ કિંવા મનના ભાવને તત્કાળ સમજી શકે છે. એ પ્રાકામ્યદ્વારા જ, અશ્વ એક વાર જે માર્ગમાં ગયેલો હોય છે, તે માર્ગને સારી રીતે જાણી રાખે છે અને તેથી નિબિડ અંધકારમાં પણ જો તે માર્ગમાં ચાલવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો પણ તે કોઈ પણ પ્રકારના સંકોચ વિના તે માર્ગમાં ચાલ્યો જાય છે. આ સર્વ પ્રાકામ્ય ક્રિયાઓ મનની જ છે. અર્થાત્ એ મનની ક્રિયાઓના વિષયમાં તો પશુ મનુષ્ય કરતાં શ્રેષ્ઠ છે જ કિંબહુના પશુ પંચેન્દ્રિયોની શક્તિના વિષયમાં પણ મનુષ્યને સર્વથા પરાજિત કરી નાખે છે અને તેનું પ્રત્યક્ષ પ્રમાણ એ જ છે કે જેવી રીતે એક શ્વાન કોઈ એક વિશિષ્ટ જન્તુ કિંવા મનુષ્યની પાછળ તેના ગન્ધના આધારે કોઈ પણ પ્રકારની ભ્રાન્તિ વિના અન્ય સર્વ માર્ગોને ત્યાગીને તે વિશિષ્ટ જન્તુ કિંવા મનુષ્યના માર્ગમાં જ સો માઈલ સુધી ચાલ્યો જાય છે અને અંતે તે જન્તુ કિંવા મનુષ્યને પકડી જ પાડે છે; તેવી રીતે મનુષ્યથી કેવળ ગંધના આધારે એ કાર્ય કરી શકાય તેમ છે ખરૂં કે? એ જ પ્રમાણે મનુષ્ય પશુની પેઠે ગાઢ અંધકારમાં પણ કોઈ મનુષ્યને જોવાનું સામર્થ્ય ધરાવે છે કે શું? કિંવા કેવળ શ્રવણદ્વારા જ ગુપ્ત બોલનારને પકડીને બહાર લાવવાની પશુ સમાન શક્તિ મનુષ્યમાં છે ખરી કે? Telepathy કિંવા દૂર રહીને અન્ય મનુષ્યના વિચારોને જાણી લેવાની વિદ્યા કિંવા સિદ્ધિના વિષયની ચર્ચા કરતાં એક અંગ્રેજી સંવાદપત્ર—સમાચારપત્ર—માં એવું વિધાન કરવામાં આવ્યું હતું કે: "Telepathy મનની એક પ્રક્રિયા છે, એ પ્રક્રિયા કિંવા સિદ્ધિનો પશુઓમાં સ્વાભાવિક નિવાસ હોય

છે અને મનુષ્યમાં એનો અભાવ જ હોય છે એટલામાટે Telepathy ના વિકાસથી માનવજાતિમાં પશુત્વની વૃદ્ધિ થાય એ સ્વાભાવિ હોવાથી એના યોગે માનવજાતિની ઉન્નતિ નહિ, કિન્તુ અવનતિ થવાનો જ અધિક સંભવ છે." આ તર્ક સ્થૂલબુદ્ધિ બ્રિટન કિં અંગ્રેજોમાટે ઉપયુક્ત થઈ પડે તેવો જ છે! એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ કે બુદ્ધિનો સંપૂર્ણ વિકાસ કરવાન પ્રવાહમાં તણાઇને માનવજાતિ એકાદશ ઇન્દ્રિય એટલે કે મનને સંપૂર્ણ વિકાસ કરવાના કાર્યથી સર્વથા પરાઙ્મુખ થયેલી છે અને તે એક રીતે સારૂં જ થયું છે; કારણ કે, નહિ તો પ્રયોજનના અભા તેનાથી આટલી શીઘ્રતાથી બુદ્ધિનો વિકાસ કદાપિ કરી શકાત નહિ; તથાપિ હવે જ્યારે માનવજાતિની બુદ્ધિનો સંપૂર્ણ તથા નિર્દો વિકાસ થઈ ગયો છે એટલે આવી અવસ્થામાં એકાદશ ઇન્દ્રિય કિં મનનો પણ પૂર્ણ વિકાસ કરવો એ માનવજાતિનું પરમ કર્ત્તવ્ય છે કારણ કે, મનના પૂર્ણ વિકાસથી બુદ્ધિનું વિચાર્ય–વિચારવા યોગ્ય જ્ઞાન વિસ્તૃત થાય છે અને મન તથા બુદ્ધિના સંપૂર્ણ અનુશીલનથ અન્તર્નિહિત દૈવત્વ પ્રકાશનું ઉપયુક્ત પાત્ર થઈ શકે છે. કોઈ પ શક્તિનો વિકાસ અવનતિનો હેતુ થઈ શકતો જ નથી; કારણ શક્તિના અવૈધ એટલે કે વિધિવિરુદ્ધ પ્રયોગ, મિથ્યાવ્યવહાર ત અસાંમજસ્યદોષથી જ અવનતિ થવાનો સંભવ હોય છે. સારાંશ અત્યારની પરિસ્થિતિમાં જે કેટલાંક વિશિષ્ટ પ્રકારનાં ચિહ્નો કિં લક્ષણો દષ્ટિગોચર થવા માંડ્યાં છે તે લક્ષણોના નિરીક્ષણથી એ નિશ્ચયાત્મક અનુમાનપર આવી શકાય છે કે એ એકાદશ ઇન્દ્રિ કિંવા મનના પૂર્ણ વિકાસના કિંવા પ્રાકામ્યની વૃદ્ધિના કાર્યને આ ભવાનો સમય આવી લાગ્યો છે.

## ૧૦ વિશ્વરૂપ દર્શન

### ગીતામાં વિશ્વરૂપ

"વન્દે માતરમ્" શીર્ષક એક પ્રબંધમાં આપણા શ્રદ્ધેય—શ્રદ્ધાભાજન—બંધુ વિપિનચન્દ્ર પાલે કથાના પ્રસંગમાં અર્જુનના વિશ્વરૂપ દર્શનનો ઉલ્લેખ કરીને એ ઘટનાના વિષયમાં પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે: "ગીતાના એકાદશ અધ્યાયમાં જે વિશ્વરૂપદર્શનનું નિરૂપણ કરાયલું છે, તે એક સંપૂર્ણ અસત્ય ઘટનાનું વર્ણન છે અને કવિની કેવળ કલ્પના જ છે." અને તેથા અત્યારે વિપિનચન્દ્ર પાલના એ વિધાનનો પ્રતિવાદ મારે કરવો પડે છે. શ્રીયુત વિપિનચન્દ્રે જે વિશ્વરૂપદર્શનની ઘટનાને સંપૂર્ણ અસત્ય ઘટના કિંવા કવિની કેવળ કલ્પના તરીકે ઓળખાવી છે, તે વિશ્વરૂપદર્શન ગીતાનું એક અત્યંત પ્રયોજનીય અંગ છે; કારણ કે અર્જુનના મનમાં જે દ્વિધા તથા સંદેહનો ઉદ્‌ભવ થયો હતો તેનું શ્રી કૃષ્ણે તર્ક તથા જ્ઞાનગર્ભ ઉક્તિદ્વારા નિરસન કર્યું હતું; કિન્તુ તર્ક તથા ઉપદેશદ્વારા જે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે જ્ઞાન અદૃઢપ્રતિષ્ઠિત હોય છે અને જે જ્ઞાનની ઉપલબ્ધિ થયેલી હોય છે એટલે કે જે જ્ઞાન સાક્ષાત્કારથી પ્રાપ્ત થાય છે તે જ્ઞાનની જ દૃઢ પ્રતિષ્ઠા થઈ શકે છે. આ કારણથી જ અર્જુને અન્તર્યામી ભગવાનની અલક્ષિત પ્રેરણાથી વિશ્વરૂપદર્શનમાટેની આકાંક્ષા દર્શાવી હતી અન વિશ્વરૂપદર્શનથી જ અર્જુનના સંદેહનો સદાનેમાટે લોપ થયો હતો; માત્ર એટલું જ નહિ, પણ તેની બુદ્ધિ પવિત્ર તથા વિશુદ્ધ થતાં ગીતાના પરમ રહસ્યને સ્વીકારવાની યોગ્યતાનો તેનામાં આવિર્ભાવ થયો હતો. વિશ્વરૂપદર્શનની ઘટનાથી પૂર્વે ગીતામાં જે જ્ઞાનનું નિરૂપણ કરાયલું છે ત સાધકને ઉપયોગી થનારા જ્ઞાનનું બહિરંગ—બાહ્ય અંગ—છે અને તેથી વિશ્વરૂપદર્શનની ઘટનાથી પછી ગીતામાં જે જ્ઞાનનું નિરૂપણ કરાયલું છે તે જ જ્ઞાન ગૂઢ, સત્ય, પરમ રહસ્યમય તથા સનાતન શિક્ષાસ્વરૂપ છે. અર્થાત્ એ વિશ્વરૂપ-

દર્શનના વર્ણનને જો કવિની કલ્પના જ કહેવામાં આવે, તો તેથી ગીતાના ગાંભીર્ય તથા સત્યત્વનો નાશ થઈ જાય તેમ છે; માત્ર એટલું જ નહિ, પણ યોગથી પ્રાપ્ત થનારી ગંભીરતમ શિક્ષા તેમ જ કેટલાંક દાર્શનિક મતો–સિદ્ધાન્તો–નો પણ કવિની કલ્પનામાં જ સમાવેશ થઇ જવાનો સંભવ છે. અર્થાત્ વિશ્વરૂપદર્શન તે કવિની કલ્પના પણ નથી અને ઉપમા પણ નથી; કિન્તુ સત્ય વસ્તુ છે અને તે પણ વળી અભિપ્રાકૃત–અર્વાચીન–સત્ય નથી; કારણ કે, વિશ્વપ્રકૃતિ અન્તર્ગત વિશ્વરૂપ અભિપ્રાકૃત હોઈ શકતું જ નથી. સારાંશ કે, એ વિશ્વરૂપ કારણજગત્નું સત્ય છે. કારણજગત્ના રૂપનો દિવ્ય ચક્ષુવડે જ પ્રકાશ થાય છે અને અર્જુનને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થયેલી હોવાથી તેણે કારણજગત્ના એ વિશ્વરૂપનું દર્શન કર્યું હતું.

## સાકાર અને નિરાકાર

. . . જેઓ નિર્ગુણ તથા નિરાકાર બ્રહ્મના ઉપાસકો છે તેઓ ગુણ તથા આકારની કથાને રૂપક તથા ઉપમા કહીને વાયુમાં ઉડાવી દે છે; જેઓ સગુણ નિરાકાર બ્રહ્મના ઉપાસકો છે તેઓ શાસ્ત્રની અન્ય પ્રકારની વ્યાખ્યા કરીને બ્રહ્મના નિર્ગુણત્વનો અસ્વીકાર કરે છે અને આકારની વાર્તાને રૂપક તથા ઉપમા કહીને પવનમાં ઉડાવી દે છે અને જેઓ સગુણ તથા સાકાર બ્રહ્મના ઉપાસકો છે તેઓ ઉપર્યુક્ત નિર્ગુણનિરાકારવાદી તથા સગુણનિરાકારવાદી ઉભયના શિરપર હસ્તમાં ખડ્ગને ધારણ કરીને ઊભા રહે છે. પરંતુ હું તો એ ત્રણે મતોને અત્યંત સંકીર્ણ તથા અસંપૂર્ણ જ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલાં માનું છું; કારણ કે, જેમણે સાકાર તથા નિરાકાર એવી રીતે દ્વિવિધ બ્રહ્મનો સાક્ષાત્કાર કરેલો છે તેઓ એકને સત્ય તરીકે સ્વીકારી અન્યને અસત્ય કલ્પના તરીકે ઓળખાવીને જ્ઞાનના અંતિમ પ્રમાણને કેવી રીતે નષ્ટ કરી શકશે અને તેમનાથી અસીમ બ્રહ્મને સીમાબદ્ધ કેવી રીતે કરી શકાશે, એ મારાથી લેશ માત્ર પણ સમજી શકાતું નથી.

બ્રહ્મના નિર્ગુણ તથા નિરાકારત્વનો આપણે અસ્વીકાર કરીએ, તો ભગવાનને આપણે આપણું મનગમતું રમકડું બનાવીએ છીએ એ જેવી રીતે સત્ય કથન છે, તેવી જ રીતે જો આપણે બ્રહ્મના સગુણત્વ તથા સાકારત્વનો અસ્વીકાર કરીએ, તો પણ આપણે ભગવાનને આપણું મનગમતું રમકડું બનાવીને રમાડીએ છીએ, એ પણ સત્ય વિધાન છે. પરંતુ વસ્તુસ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની છે; કારણ કે, ભગવાન્ રૂપનો કર્તા, સૃષ્ટા તથા અધીશ્વર હોવાથી તે કોઈ પણ રૂપની સીમામાં બદ્ધ થયેલો નથી; કિન્તુ જેવી રીતે તે સાકારત્વના બંધનથી પણ બંધાયલો નથી તેવી જ રીતે તે નિરાકારત્વના બંધનથી પણ બંધાયલો નથી, એ વિશિષ્ટતાપૂર્વક સ્મરણમાં રાખી લેવાનું છે. ભગવાન્ સર્વશક્તિમાન્ હોવાથી સ્થૂલ પ્રકૃતિના નિયમ કિંવા દેશ-કાળના નિયમરૂપ જાળમાં તેને સપડાવવાનો પ્રયત્ન કરીને જો આપણે એમ બોલીએ કે: 'તું અનન્ત હોવાથી અમો તને સાન્ત થવા દેવાના નથી; તારી ઇચ્છા હોય તો સાન્ત એટલે કે અન્તયુક્ત થવાની ચેષ્ટા કરી જો; કારણ કે, તારી એ ચેષ્ટા સફળ થવાની નથી અને તું સાન્ત થઈ શકવાનો નથી. તું અમારા તર્ક તથા અમારી યુક્તિઓના બંધનમાં જકડાયલો હોવાથી જેવી રીતે પ્રેસ્પેરોના ઇન્દ્રજાળમાં સપડાયલા ફેર્દિનાન્દની અવસ્થા થઈ હતી તેવી જ અત્યારે તારી અવસ્થા થયેલી છે;" તો આપણું એ બોલવું અત્યન્ત હાસ્યાસ્પદ થવાનો સંભવ નથી કે શું? કારણ કે, આના જેવો ઘોર અહંકાર અને આના જેવું ગાઢ અજ્ઞાન અન્યત્ર ક્યાં મળી શકે તેમ છે વારૂ? સારાંશ કે, ભગવાન્ બંધનરહિત હોવાથી નિરાકાર પણ છે અને સાકાર પણ છે અને તેથી જે વેળાએ ભગવાન્ પોતાના સાધકને સાકાર થઈને દર્શનનો લાભ આપે છે તે વેળાયે તે આકારમાં પૂર્ણ ભગવાન્ વિરાજમાન હોય છે; માત્ર એટલું જ નહિ, પણ તે જ સમયમાં ભગવાન્ નિરાકાર તરીકે પણ સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપેલો હોય છે, એ પણ કદાપિ ભૂલી જવાનું નથી. અર્થાત્ ભગવાન્ દેશકાલાતીત તથા અતર્કગમ્ય-તર્કવડે ન જાણી

શકાય તેવો—છે, દેશ તથા કાળ તેના ખેલની સામગ્રી છે અને **ભગ-વાન્** દેશ તથા કાળરૂપ જાળને વિસ્તારીને સર્વ ભૂતોને તેમાં સપડાવા ક્રીડા કર્યા કરે છે એટલે એ દેશકાળરૂપ જાળમાં આપણાથી **ભગવાનને** સપડાવી શકાય તેમ નથી. સારાંશ કે, જ્યાં સુધી આપણે તર્ક તથા દાર્શનિક યુક્તિઓનો પ્રયોગ કરીને એ અસાધ્ય કાર્યને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતા રહીએ છીએ ત્યાં સુધી ભગવાન્ આપણા એ જાળને દૂર ખસેડીને મૃદુ હાસ્ય કરે છે અને આપણી આગળ, પાછળ, બન્ને બાજૂ, દૂર તેમ જ ચારે દિશામાં વિશ્વરૂપ તથા વિશ્વાતીત રૂપને પ્રસારી આપણી બુદ્ધિને પરાસ્ત કિંવા પરાજિત કરી નાખે છે. **અર્થાત્** જેઓ એમ કહે છે કે: "અમો તે—બ્રહ્મ—ને જાણી શક્યા છીએ;" તેઓ કાંઈ પણ જાણી શકયા નથી અને જેઓ એમ બોલે છે કે: "અમો જાણીએ છીએ અને નથી પણ જાણતા;" તેઓ જ સત્ય જ્ઞાની છે, એ નિઃસંશય વાર્ત્તા છે.

## વિશ્વરૂપ

જેઓ શક્તિના ઉપાસક તથા કર્મયોગી છે અને યંત્રીના યંત્ર થઈને **ભગવન્નિર્દિષ્ટ—ભગવાનના** નિર્દેશ અનુસાર—કર્મ કરવાને **આદેશાયલા** તથા **ઉપદેશાયલા છે,** તેમની દૃષ્ટિથી **વિશ્વરૂપદર્શન** અત્યન્ત પ્રયોજનીય છે. જો કે તેઓ વિશ્વરૂપદર્શનથી પૂર્વે પણ ઉપદેશનો લાભ તો મેળવી શકે છે તથાપિ જ્યાં સુધી તેમને તે ઉપ-દેશાયલી વસ્તુના અપરોક્ષ દર્શનનો લાભ નથી મળતો ત્યાં સુધી તેમને મળેલા ઉપદેશની યથાર્થ સફળતા થઈ શકતી નથી; એટલે કે તે ઉપદેશ માત્ર રજૂ થાય છે કિન્તુ પાસ થતો નથી. સારાંશ કે, જ્યાં સુધી તેમને વિશ્વરૂપદર્શનનો લાભ નથી મળતો ત્યાં સુધીનો સમય તે તેમના કર્મશિક્ષણ તથા વિશ્વરૂપદર્શનમાટેની તૈયારીનો જ સમય હોય છે અને વિશ્વરૂપદર્શનથી તેમના કર્મનો આરંભ થાય છે. વિશ્વરૂપદર્શનનો લાભ અનેક પ્રકારે મળી શકે છે: એટલે કે,

સાધકની જેવી સાધના કિંવા સાધકનો જેવો સ્વભાવ હોય છે તદનુસાર તેને વિશ્વરૂપદર્શનનો લાભ મળી શકે છે. દેવી કાલિકાના વિશ્વરૂપદર્શનથી સાધક સમસ્ત વિશ્વમાં અદ્ભુત અને ભયાનક નારીસ્વરૂપને જ વિસ્તરેલું દેખે છે; અર્થાત્ સર્વત્ર એક અસંખ્યદેહયુક્ત વિકરાલ નારીસ્વરૂપ વ્યાપેલું છે; તેનો નિબિડતિમિરપ્રસારક ઘનકૃષ્ણ કુન્તલરાશિ આકાશને આચ્છાદી રહ્યો છે; તેના રક્તલિપ્ત ખડ્ગની આભા નયનોને નિસ્તેજ કરતી ભીષણ નૃત્ય કરી રહી છે અને તેના વિશ્વવ્યાપક અટ્ટાહાસનો અખંડ પ્રવાહ વિશ્વબ્રહ્માંડને ચૂર્ણવિચૂર્ણ કરી રહ્યો છે; એવું જ દૃશ્ય તેના જોવામાં આવે છે. સારાંશ કે, આ સર્વ કથા કવિની કલ્પના નથી તેમ જ અતિપ્રાકૃત ઉપલબ્ધિને અસંપૂર્ણ માનવભાષામાં વર્ણવવાની વિફળ ચેષ્ટા પણ નથી; કિન્તુ એ દેવી કાલિકાનો આત્મપ્રકાશ છે અને એ આપણી માતાનું સત્ય સ્વરૂપ છે; એટલે કે, જે સ્વરૂપ દિવ્ય ચક્ષુવડે જોવાયલું છે તેનું જ એ અતિશયોક્તિથી રહિત અને સરળ તથા સત્ય વર્ણન છે. અર્જુને દેવી કાલિકાના વિશ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો નહોતો; કિન્તુ કાળરૂપ શ્રી કૃષ્ણના સંહારક વિશ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો હતો; પરંતુ વિશ્વરૂપની દૃષ્ટિથી વિચાર કરતાં એ ઉભય સાક્ષાત્કારો એક જ પ્રકારના છે; કારણ કે, અર્જુને શ્રી કૃષ્ણના સંહારક વિશ્વરૂપનો બાહ્યજ્ઞાનહીન સમાધિમાં સાક્ષાત્કાર કર્યો નહોતો કિન્તુ દિવ્ય ચક્ષુવડે જ સાક્ષાત્કાર કર્યો હતો અને તેથી તેણે જેવો સાક્ષાત્કાર કર્યો હતો તેનું શ્રી વ્યાસદેવે અવિકલ અને અતિશયોક્તિથી રહિત યથાર્થ વર્ણન કરેલું છે. સારાંશ કે, એ સ્વપ્ન નથી અને કલ્પના પણ નથી; કિન્તુ સર્વથા સત્ય અને તે પણ જાગ્રત અને સજીવન સત્ય છે.

### કારણજગત્નું રૂપ

શાસ્ત્રોમાં ભગવદધિષ્ઠિત ત્રણ અવસ્થાઓનું વર્ણન જોવામાં આવે છે અને તે ત્રણ અવસ્થાઓનાં નામો આ પ્રમાણે છે: પ્રાજ્ઞ-

અધિષ્ઠિત સુષુપ્તિ, તૈજસ કિંવા હિરણ્યગર્ભ—અધિષ્ઠિત સ્વપ્ન અને વિરાટ્—અધિષ્ઠિત જાગ્રતિ. એ ત્રણ અવસ્થાઓ સુષુપ્તિ અવસ્થા, સ્વપ્ન અવસ્થા અને જાગ્રત અવસ્થા એ પ્રમાણે સંક્ષિપ્ત નામોથી પણ ઓળખાય છે. એમાંની પ્રત્યેક અવસ્થા એક એક જગત્ કિંવા વિશ્વ છે; એટલે કે, સુષુપ્તિમાં કારણજગત્નો, સ્વપ્નમાં સૂક્ષ્મ જગત્નો અને જાગ્રતિમાં સ્થૂલ જગત્નો સમાવેશ થયેલો છે. અર્થાત્ કારણ-જગત્માં જેનો નિર્ણય કરાયલો હોય છે અને જે આપણા દેશ તથા કાળથી અતીત હોય છે તે સૂક્ષ્મ જગત્માં પ્રતિભાસિત થાય છે અને સ્થૂલ જગત્માં આંશિક ભાવથી સ્થૂલ જગત્ના નિયમ અનુ-સાર તે અભિનીત થાય છે એટલે કે અભિનય કરે છે. શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે: "મેં ધૃતરાષ્ટ્રના પુત્રોનો એટલે કે કૌરવોનો અત્યારપૂર્વે જ વધ કરી નાખ્યો છે;" પરંતુ જે વેળાયે શ્રી કૃષ્ણે આ પ્રમાણે કહ્યું હતું તે વેળાયે જો કે સ્થૂલ જગત્માં સર્વ કૌરવો યુદ્ધક્ષેત્રમાં અર્જુન સમક્ષ જીવતા ઊભા હતા અને યુદ્ધના કાર્યમાં પ્રવૃત્ત થયેલા હતા; તથાપિ ભગવાન્નું એ કથન અસત્ય પણ નહોતું અને એ ઉપમા પણ નહોતી; કારણ કે, કારણજગત્માં ભગવાને કૌરવોનો સંહાર કરી નાખ્યો હતો અને એમ કરવાનું કારણ એ હતું કે જો કારણજગત્માં તેમનો સંહાર ન થયો હોય, તો સ્થૂલ જગત્ કિંવા આ લોકમાં તેમનો સંહાર થઈ શકે તેમ હતું જ નહિ. આપણું સત્ય જીવન તો કારણજગત્માં જ રહેલું છે અને સ્થૂલ જગત્માં તો માત્ર તેની છાયા જ પડે છે. કિન્તુ કારણજગત્નાં નિયમો, દેશ, કાળ, રૂપ અને નામ ઇત્યાદિ સર્વથા સ્વતંત્ર છે; વિશ્વરૂપ કારણજગત્નું રૂપ છે અને સ્થૂલ જગત્માં દિવ્ય ચક્ષુવડે તે પ્રકાશિત થાય છે.

## દિવ્ય ચક્ષુ

દિવ્ય ચક્ષુ એટલે શું વારુ? દિવ્ય ચક્ષુ કોઈ એક કાલ્પનિક વસ્તુ નથી તેમ જ કવિની ઉપમા પણ નથી; કિન્તુ એક સર્વથા

સત્ય વસ્તુ છે. યોગના બળથી જે દૃષ્ટિ પ્રાપ્ત થાય છે તેના ત્રણ પ્રકાર છે અને તે ત્રણ પ્રકાર સૂક્ષ્મ દૃષ્ટિ, વિજ્ઞાનચક્ષુ તથા દિવ્ય ચક્ષુના નામથી ઓળખાય છે. સૂક્ષ્મ દૃષ્ટિવડે આપણે સ્વપ્નમાં કિંવા જાગ્રત અવસ્થામાં માનસિક મૂર્ત્તિને દેખીએ છીએ; વિજ્ઞાનચક્ષુવડે આપણે સમાધિસ્થ થઇને સૂક્ષ્મ જગત્ તથા કારણજગત્ અન્તર્ગત–કારણજગત્માંનાં—નામ તથા રૂપની પ્રતિમૂર્ત્તિને તેમ જ સાંકેતિક રૂપને ચિદાકાશમાં નિહાળીએ છીએ અને દિવ્ય ચક્ષુવડે કારણજગત્-નાં નામરૂપનો સાક્ષાત્કાર કરીએ છીએ,–દિવ્ય ચક્ષુવડે સમાધિમાં પણ આપણાથી એ સાક્ષાત્કાર કરી શકાય છે તેમ જ સ્થૂલ ચક્ષુ સમક્ષ પણ કારણજગત્નાં નામરૂપને ઉપસ્થિત થયેલાં જોઈ શકાય છે. જે વસ્તુ સ્થૂલ ઇન્દ્રિયને અગોચર હોય તે જ વસ્તુ જો ઇન્દ્રિય-ગોચર થઈ જાય, તો તે દિવ્ય ચક્ષુનો પ્રભાવ છે, એમ જ જાણી લેવું. સારાંશ કે, અર્જુન દિવ્ય ચક્ષુના પ્રભાવથી જ પોતાની જાગ્રત અવસ્થામાં ભગવાનના કારણજગદન્તર્ગત વિશ્વરૂપનો સાક્ષાત્કાર કરીને સંદેહથી મુક્ત થયો હતો. એ વિશ્વરૂપદર્શન કદાચિત્ સ્થૂલ જગત્માંનું ઇન્દ્રિયગોચર સત્ય ન હોય, તથાપિ સ્થૂલ સત્ય કરતાં તો સત્ય જ છે; કલ્પના, અસત્ય કિંવા ઉપમા તો નથી, નથી અને નથી જ.



## ૧૧ સ્તવસ્તોત્ર

સાધક, સાધ્ય અને સાધન એ ત્રણ અંગોવડે ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું અસ્તિત્વ છે. સાધકોના સ્વભાવો ભિન્નભિન્ન હોવાથી તેમનામાટે ભિન્નભિન્ન સાધનો ઉપદેશાયલાં છે અને ભિન્ન-ભિન્ન સાધનોને અનુસરીને સાધ્યો પણ ભિન્નભિન્ન થાય એ સર્વથા સ્વાભાવિક જ છે. પરંતુ સ્થૂલ દૃષ્ટિથી એ સાધનો નાના પ્રકારનાં દેખાતાં હોવા છતાં પણ જો સૂક્ષ્મ દૃષ્ટિથી જેવામાં આવે, તો

એમ જ દેખાઈ આવે છે કે સર્વ સાધકોનું અંતિમ સાધ્ય એક જ છે અને તે એક માત્ર સાધ્ય આત્મતુષ્ટિના નામથી ઓળખાય છે. ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કયે પોતાની સહધર્મિણીને એમ જણાવ્યું હતું કે: "જે કાંઈ છે તે સર્વ આત્મામાટે જ છે; એટલે કે, સ્ત્રી આત્મામાટે છે, ધન આત્મામાટે છે, પ્રેમ આત્મામાટે છે, સુખ આત્મામાટે છે, દુઃખ આત્મામાટે છે, જીવન આત્મામાટે છે અને મૃત્યુ પણ આત્મામાટે જ છે;" અને તેથી જ આત્મા શો પદાર્થ છે એ પ્રશ્નની ગુરુતા તથા પ્રયોજનીયતાનો ઉદ્‌ભવ થયેલો છે.

અનેક વિજ્ઞ, વિદ્વાન્ તથા પંડિત પુરુષોના મુખમાંથી એવા ઉદ્ગારો નીકળતા જોવામાં આવે છે કે: "એ આત્મજ્ઞાનમાટે આટલી બધી માથાફોડ કરવાની આવશ્યકતા જ શી છે વારુ? અર્થાત્ આવા પ્રકારના સૂક્ષ્મ વિચારોમાં સમયનો અકારણ વ્યય કરવો એ એક પ્રકારનો ઉન્માદ છે એટલામાટે જે વિષયો સંસારમાટે ઉપયોગી થઈ પડે તેવા કિંવા પ્રયોજનીય છે તે વિષયોનો વિચાર કરવો અને માનવજાતિના કલ્યાણનો પ્રયત્ન કરવો એ જ આપણું કર્ત્તવ્ય છે." પરંતુ કયા વિષયો સંસારમાટે ઉપયોગી થઈ પડે તેવા કિંવા પ્રયોજનીય છે અને માનવજાતિના કલ્યાણની શાથી સંભાવના છે, એ પ્રશ્નની મીમાંસાનો પણ આત્મજ્ઞાનપર જ આધાર રહેલો છે. અર્થાત્ જેવું આપણું જ્ઞાન હોય તેવું કિંવા તેટલું જ આપણું સાધ્ય હોય, તો તે સ્વાભાવિક છે. જો આપણે કેવળ આપણા પોતાના દેહને જ આત્મા તરીકે માની કિંવા સ્વીકારી લઇએ તો માત્ર દેહને સંતોષવામાટે અન્ય સર્વ વિચાર તથા વિવેચનાઓને જલાંજલિ આપીને આપણે કેવળ સ્વાર્થપરાયણ નરપિશાચ થઈ જવું પડે છે; જો કેવળ સ્ત્રીને જ આપણે આત્મવત્ જોવા માંડીએ અને સ્ત્રીની જ સેવાપૂજા કરતા રહીએ, તો તેથી આપણે સ્‍ત્રૈણ થઇને ન્યાય તથા અન્યાયનો વિચાર ન કરતાં તેના મનના સંતોષને મેળવવામાટેની જ જીવતોડ

ચેષ્ટા કરતા રહીએ, એ સર્વથા સ્વાભાવિક છે; એટલે કે, અન્ય જનોને દુઃખમાં નાખીને તેને સુખ આપવાનો અને અન્ય જનોનું અનિષ્ટ કરીને તેના ઈષ્ટને સાધવાનો પ્રચંડ ઉદ્યોગ આદરીએ એમાં લેશ માત્ર પણ સંશય નથી; જો આપણે કેવળ આપણા દેશને જ આત્મવત્ નિહાળતા રહીએ, તો તેથી આપણે એક પ્રચંડ દેશહિતૈ-ષી થઈ શકીએ અને ઇતિહાસમાં અમર કીર્ત્તિ રાખી જવાના ભાગ્યને મેળવી શકીએ એ સર્વથા સત્ય છે; પરંતુ એથી અન્યાન્ય માનવધર્મનો પરિત્યાગ કરીને અન્ય દેશનું અકલ્યાણ, અન્ય દેશના ધનની લૂટ અને અન્ય દેશની સ્વતંત્રતાનું અપહરણ ઇત્યાદિ પાપો પણ કરવાં જ પડે છે એ પણ સર્વથા સત્ય જ છે; જો આપણે કેવળ ભગવાનને જ આત્મા પ્રમાણી લઇએ અને ભગવાન્‌માં જ આત્મવત્ પ્રેમ રાખતા રહીએ, તો તેના યોગે આપણે ભક્ત, યોગી તથા નિષ્કામ કર્મી થઇને જે શક્તિ સાધારણ મનુષ્યને પ્રાપ્ત નથી થતી તે અપ્રાપ્ય શક્તિ, જ્ઞાન તથા આનન્દભોગને મેળવી શકીએ અને એ જ પ્રમાણે જો આપણે કેવળ પરબ્રહ્મને જ આત્મા પ્રમાણી લઇએ તો તેના યોગે આપણને પરમ શાન્તિ તથા લયની પ્રાપ્તિ અવશ્ય થઈ શકે છે. સારાંશ કેઃ '**यो यच्छ्रद्धः स एव सः**' 'જેની જેવી શ્રદ્ધા હોય છે તે તદ્રૂપ જ થાય છે.' માનવજાતિ ચિરકાલ સાધના કરતી આવી છે અને પ્રથમ ક્ષુદ્ર સાધ્યને સાધી, ત્યારપછી તેનાથી કાંઇક મહત્ સાધ્યને સિદ્ધ કરી અંતે સર્વથી ઉચ્ચ પરાત્પર સાધ્યને સાધી પોતાના ગંતવ્ય સ્થાન શ્રી હરિના પરમધા-મને પ્રાપ્ત થતી જાય છે. એક યુગ એવો પણ હતો કે જે યુગમાં મા-નવજાતિ કેવળ શરીરની જ સાધના કરતી હતી એટલે કે શરીર-સાધના એ જ તે કાળનો યુગધર્મ હતો અને તેથી અન્ય ધર્મનો પરિત્યાગ કરીને પણ તે સમયમાં શરીરની સાધના કરવી એ શ્રેયસ્કર માર્ગ મનાતો હતો; કારણ કે, જો એમ ન થયું હોત, તો જે શરીર ધર્મસાધનાના ઉપાયરૂપ તથા પ્રતિષ્ઠારૂપ છે તે શરીર આટલી સીમાં

પર્યન્ત ઉત્કર્ષને કદાપિ મેળવી શકત નહિ. એ જ પ્રમાણે એક બીજો યુગ એવો પણ હતો કે જે યુગમાં પોતાની સ્ત્રી તથા પોતાના પરિવારને જ સાધ્ય વસ્તુ તરીકે મહત્ત્વ અપાતું હતું અને ત્યાર પછીનો એક યુગ એવો હતો કે જે યુગમાં આધુનિક યુગ પ્રમાણે કેવળ જાતિને જ સાધ્ય વસ્તુ તરીકે સ્વીકારવામાં આવતી હતી. પરંતુ જો કોઈ સર્વથી ઉચ્ચ અને પરાત્પર સાધ્ય હોય તો તે કેવળ પરમેશ્વર અથવા ભગવાન્ છે; અર્થાત્ ભગવાન્ જ સર્વનો સત્ય તથા પરમ આત્મા હોવાથી તે જ સત્ય તથા પરમ સાધ્ય છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. આ કારણથી જ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે: "અન્ય સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને કેવળ મારું જ સ્મરણ કરતો રહે." અર્થાત્ ભગવાન્માં સર્વ ધર્મોનો સમન્વય–એકત્રતા–થતો હોવાથી જો ભગવાન્ની સાધના કરવામાં તો તે જ આપણા ઉદ્ધારના ભારને પોતાના શિરપર ઉપાડી લઇને આપણાં સ્ત્રી, પરિવાર, કુળ તથા જાતિ; માત્ર એટલું જ નહિ, પણ સમસ્ત માનવજાતિના પરમ સંતોષ તથા પરમ કલ્યાણને સિદ્ધ કરી બતાવે છે.

હવે એક જ સાધ્ય વસ્તુના ભિન્નભિન્ન સાધકોના સ્વભાવો ભિન્નભિન્ન હોય એ સ્વાભાવિક હોવાથી તે સાધકોના ભિન્નભિન્ન સ્વભાવ અનુસાર તેમનાં સાધનો પણ નાના પ્રકારનાં હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. ભગવાન્ની સાધનાનો એક પ્રધાન કિંવા મુખ્ય ઉપાય સ્તવસ્તોત્ર છે; તથાપિ એ સ્તવસ્તોત્ર પણ સર્વનેમાટે ઉપયોગી થઈ પડે તેમ તો નથી જ; કારણ કે, જ્ઞાનીમાટે ધ્યાન તથા સમાધિ ભગવત્પ્રાપ્તિના ઉપાય છે અને કર્મીમાટે કર્મસમર્પણ ભગવત્પ્રાપ્તિનો શ્રેષ્ઠ ઉપાય છે. સ્તવસ્તોત્ર ભક્તિનું અંગ છે અને તે સર્વશ્રેષ્ઠ અંગ ન હોવા છતાં પણ અહૈતુક પ્રેમ જ ભક્તિનો ચરમ ઉત્કર્ષ હોવાથી તે પ્રેમ ભગવાનના સ્વરૂપને સ્તવસ્તોત્રદ્વારા આયત્ત–હસ્તગત–કરીને અને ત્યાર પછી સ્તવસ્તોત્રની પ્રયોજનીયતાનો અતિ-

ક્રમ કરીને તે ભગવત્સ્વરૂપના ઉપભોગમાં લીન થઈ જાય છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ એવો તો કોઇ પણ ભક્ત નથી કે જે સ્તવસ્તોત્ર કર્યા વિના રહી શકતો હોય; કારણ કે, જે વેળાયે અન્ય સાધનની આવશ્યકતા નથી રહેતી તે વેળાયે પણ સ્તવસ્તોત્રવડે પ્રાણનો ઉચ્છ્વાસ ઉછળતો રહે છે. તથાપિ એ તત્ત્વને પણ અહીં લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે જે એકનું સાધન હોય છે તે બીજાનું સાધન નથી પણ હોઈ શકતું અને તેથી અનેક ભક્તોની જે એવી ધારણા કિંવા માન્યતા જોવામાં આવે છે કેઃ 'જેઓ ભગવાન્‌નું સ્તવસ્તોત્ર નથી કરતા અને જેઓ ઇશ્વરસ્તોત્રના શ્રવણથી આનન્દ નથી દર્શાવતા તેઓ ધાર્મિક નથી;" તે એ ભક્તોની ભ્રાન્તિ તથા સંકીર્ણતાનું જ લક્ષણ છે; કારણ કે, બુદ્ધ સ્તવસ્તોત્ર કરતો નહોતો એટલામાટે બુદ્ધને અધાર્મિક કહી શકે એવું સામર્થ્ય કોનામાં છે વારૂ? સારાંશ કે, ભક્તિમાર્ગની સાધનામાટે જ સ્તવસ્તોત્રની ઉત્પત્તિ થયેલી છે.

ભક્તો પણ નાના પ્રકારના હોય છે અને સ્તવસ્તોત્રના પ્રયોગો પણ નાનાવિધ દૃષ્ટિગોચર થાય છે. આર્ત્ત કિંવા દુઃખથી પીડાયલો ભક્ત પોતાના દુઃખના સમયમાં ભગવાન્ સમક્ષ રોવામાટે અને સહાયતાને મેળવવાની પ્રાર્થના કરવામાટે ઉદ્ધારની આશાથી સ્તવસ્તોત્ર કરે છે અને અર્થાર્થી ભક્ત કોઇ પણ એક વિશિષ્ટ અર્થસિદ્ધિની આશાથી એટલે કે, ધન, માન, સુખ, ઐશ્વર્ય, જય, કલ્યાણ, ભક્તિ કિંવા મુક્તિ ઇત્યાદિના ઉદ્દેશથી સ્તવસ્તોત્ર કરે છે. અર્થાત્ આ.વી શ્રેણીના ભક્તો અનેકવાર ભગવાન્‌ને પ્રલોભનો બતાવીને સંતુષ્ટ કરવા મથે છે; તેમાંના કેટલાક ભક્તો વળી એવા પણ નીકળી આવે છે કે જેઓ પોતાના અભીષ્ટ કાર્યની સિદ્ધિ ન થવાથી પરમેશ્વરપર એકદમ તપીને લાલપીળા થઈ જાય છે અને પરમેશ્વરને પ્રવંચક, અન્યાયી તથા નિર્દય આદિ હીનતાદર્શક વિશેષણોથી સંબોધીને એમ બોલતા દેખાય છે કેઃ "હવે અમો ભગવાન્‌ની પૂજા કરવાના નથી, ભગવાન્‌નુ મુખ જોવાના

નથી અને કોઈ પણ પ્રકારે માનવાના નથી !" કેટલાક ભકતો હતાશ થવાથી સર્વથા નાસ્તિક બની જાય છે અને એવોજ સિદ્ધાન્ત કરી લે છે કે: "આ વિશ્વમાં કેવળ દુઃખ તથા અત્યાચારનું જ રાજ્ય છે અને પરમેશ્વર જેવો કોઇ પદાર્થ છે જ નહિ." આ બે પ્રકારની ભક્તિ 'અજ્ઞભક્તિ'ના નામથી ઓળખાય છે, પરંતુ એથી એ ભક્તિ ઉપેક્ષણીય એટલે કે ઉપેક્ષા કરવા યોગ્ય તો નથી જ; કારણ કે, ક્ષુદ્રમાંથી જ મહત્નો ઉદ્‌ભવ થાય છે અને તેથી અવિદ્યાનુ સાધન વિદ્યાના પ્રથમ સોપાનરૂપ મનાય છે. બાળક અજ્ઞ જ હોય છે, પરંતુ તેની અજ્ઞતામાં જે માધુર્ય રહેલું હોય છે તે અન્યત્ર ક્યાંય પણ જોવામાં આવી શકતું નથી; અર્થાત્ બાળક પોતાની માતા આગળ રોતું રોતું આવે છે, પોતાના દુઃખના પ્રતિકારને ઇચ્છે છે, નાના પ્રકારનાં સુખો તથા સ્વાર્થસિદ્ધિમાટે પોતાની માતાને વિનવે છે તથા આજીજી દર્શાવે છે અને આટ આટલા પ્રયત્નો કરવા છતાં જ્યારે તેને ઇષ્ટ વસ્તુની માતા પાસેથી પ્રાપ્તિ થતી નથી એટલે પછી તે માતાપર ચીડાઈ જાય છે અને ક્રોધના આવેશમાં કેટલીક ન કરવા યોગ્ય દુરાત્મતા પણ કરી બેસે છે; તથાપિ માતા પોતાના બાળકની એ દુરાત્મતાને જેવી રીતે સહન કરી લે છે તેવી જ રીતે જગજ્જનનીરૂપ ભગવાન્ પણ હાસ્યમંડિત મુખવડે પોતાના અજ્ઞ ભક્તની અયોગ્ય યાચના તથા દુરાત્મતાને સહન કરી લે છે અને તેના પ્રતિ લેશ માત્ર પણ કોપ કિંવા અભાવ દર્શાવતો નથી.

જે જિજ્ઞાસુ ભક્ત હોય છે તે કોઇ પણ પ્રકારની અર્થસિદ્ધિમાટે કિંવા ભગવાનને સંતોષવામાટે જ સ્તવસ્તોત્ર કરતો નથી; કિન્તુ તે તો ભગવાનના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ તથા પોતાના ભાવની તુષ્ટિના ઉપાય તરીકે જ સ્તવસ્તોત્ર કરે છે. જ્ઞાની ભક્તને તો વળી સ્તવસ્તોત્રનું એ પ્રયોજન પણ હોતું નથી; કારણ કે, તેને તો ભગવાનના શુદ્ધ સ્વરૂપનો ક્યારનો ય સાક્ષાત્કાર થઇ ગયેલો હોય છે તેમ જ તેનો ભાવ પણ દૃઢ તથા સુપ્રતિષ્ઠિત થયેલો હોય છે; છતાં પણ તે સ્તવસ્તોત્ર કરે છે તે કેવળ

ભાવના ઉચ્છ્વાસમાટે જ એટલે કે પોતાના ભાવને અખંડ તથા ચિર-જીવિત રાખવામાટે જ; એ વિના તેના સ્તવસ્તોત્રનું અન્ય કોઇ પણ પ્રયોજન હોતું નથી. ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કેઃ "એ ચારે શ્રેણીના–ચારે પ્રકારના–સર્વ ભકતો ઉદાર જ છે અને તેથી એમાંની કોઇ પણ શ્રેણીના ભકતો ઉપેક્ષણીય–ઉપેક્ષા કરવા યોગ્ય–નથી;" અર્થાત્ એ સર્વ ભકતો ભગવાનને પ્રિય જ છે; તથાપિ જ્ઞાની ભક્ત સર્વથી શ્રેષ્ઠ છે અને તેનું કારણ એ છે કે જ્ઞાની ભક્ત તથા ભગવાન્ પોતે એકાત્મ થયેલા હોય છે. ભગવાન્ ભક્તની સાધ્ય વસ્તુ છે. એટલે કે આત્મરૂપે ભકત ભગવાનને જાણી શકે છે અને પ્રાપ્ત કરી શકે છે; પરંતુ જ્ઞાની ભકત તથા ભગવાનનો આત્મા તથા પર-માત્માનો સંબંધ થઇ જાય છે. જ્ઞાન, પ્રેમ અને કર્મ એ ત્રણ સૂત્રવડે આત્મા અને પરમાત્મા પરસ્પર બંધાયલા હોય છે. જ્ઞાની ભક્ત કર્મ કરે છે, પરંતુ તેનું તે કર્મ ભગવદ્દત્ત–ભગવાનનું આપેલું–હોય છે એટલે તેમાં કોઇ પણ પ્રકારનું પ્રયોજન હોતું નથી તેમ જ કોઇ પણ પ્રકારનો સ્વાર્થ પણ હોતો નથી અને તેથી તેની તે કર્મના ફળમાટેની પ્રાર્થનાનો પણ સર્વથા અભાવ જ હોય છે; જ્ઞાની ભકતના હૃદયમાં પ્રેમનો પણ નિવાસ હોય છે; પરંતુ તેનો તે પ્રેમ કલહ તથા અભિમાનથી રહિત એટલે કે નિઃસ્વાર્થ, નિષ્કલંક અને નિર્મળ હોય છે તેમ જ તેનામાં જે જ્ઞાનનો અધિકાર હોય છે તે જ્ઞાન શુષ્ક તથા ભાવહીન નહિ, કિન્તુ સર્વથા ગંભીર અને તીવ્ર આનન્દ તથા પ્રેમથી પરિપૂર્ણ હોય છે. સારાંશ કે, સાધ્ય એક હોવા છતાં પણ જેવો સાધક તેવી તેની સાધના–સાધન– હોય છે અને તદનુસાર ભિન્નભિન્ન સાધકની એક જ સાધનાના ભિન્નભિન્ન પ્રયોગો થતા આપણા જોવામાં આવ્યા કરે છે.

---

શ્રી

# અરવિન્દ વિચારમાળા



## પ્રથમ પુષ્પ—ધર્મવિચાર



### તૃતીય દલ—ધર્મપત્ર

# ધર્મપત્ર

## ૧

તા. ૩૦મી ઑગસ્ટ્ ૧૯૦૫

પ્રિયતમા મૃણાલિની,

તારૂં તા. ૨૪મી ઑગસ્ટ્નું પત્ર મળ્યું. તારાં માતાપિતાના હૃદયમાં અત્યારે એક નવીન દુઃખનો આઘાત થયો છે, એ સાંભળીને હું પણ અતિશય શોકાતુર થયો છું; પરંતુ કયા પુત્રનો પરલોકવાસ થયો છે તે તેં જણાવ્યું નથી. દુઃખના આગમનથી હૃદયમાં શોકનો આઘાત થાય છે એ સત્ય છે; પરંતુ સંસારમાં સુખને શોધવા જતાં તે સુખના મધ્યમાં જ દુઃખ દૃષ્ટિગોચર છે; અર્થાત્ દુઃખ નિરન્તર સુખ સાથે જકડાયલું જ રહે છે એટલામાટે સંસારમાં સર્વથા દુઃખના અંશથી રહિત કેવળ સુખની આશા રાખી શકાતી જ નથી. આ નિયમ માત્ર પુત્રકામનાના સંબંધમાં જ લાગૂ પડે છે એમ નથી; કિન્તુ સર્વ સાંસારિક કામનાઓનું એ જ ફળ કિંવા પરિણામ થાય છે. સારાંશ કે, વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી ધીર ચિત્તવડે સર્વ સુખો તથા દુઃખોને ભગવાન્નાં ચરણોમાં સમર્પી દેવાં એ જ મનુષ્યના સુખનો એક માત્ર માર્ગ કિંવા ઉપાય છે.

•

તારા પત્રમાં તેં વીસ રૂપિયા નહિ, પણ દશ રૂપિયા મોકલવાનું જ લખ્યું છે; છતાં તને પંદર રૂપિયાની આવશ્યકતા હશે તો હું પંદર રૂપિયા મોકલીશ. આ મહિનામાં સરોજિનીએ તારામાટે દાર્જીલિંગનું જે કાપડ ખરીદેલું છે તેની કીમતના રૂપિયા મેં મોકલી દીધા છે. બાકી ત્રણ કે ચાર રૂપિયાની આવશ્યકતા રહેશે તે હું આવતા મહિનામાં મોકલીશ. અર્થાત્ આ વેળાયે તને બધા મળીને વીસ રૂપિયા હું મોકલીશ.

હવે મારે જે એક મુખ્ય વાર્તા તને જણાવવાની છે તે જણાવું છું. એ તો મારી માન્યતા પ્રમાણે તું સારી રીતે જાણે છે કે જે પુરુષના ભાગ્ય સાથે તારૂં ભાગ્ય જોડાયલું છે તે એક મહાવિચિત્ર પ્રકારનો પુરુષ છે; અર્થાત્ આ દેશમાં આજકાલ લોકોના જેવા પ્રકારનાં મનોભાવ, જીવનના ઉદ્દેશો તથા કર્મનાં ક્ષેત્રો સાધારણતઃ દષ્ટિગોચર થાય છે; તેવાં મનોભાવ, જીવનોદ્દેશ તથા કર્મક્ષેત્ર આદિનો મારામાં સર્વથા અભાવ છે. મારૂં જીવન સામાન્ય લોકોના જીવનથી સર્વ વિષયોમાં ભિન્ન તથા અસામાન્ય—અસાધારણ—છે. હવે સામાન્ય મનુષ્યો અસાધારણ મત, અસાધારણ ચેષ્ટા કિંવા પ્રયત્ન તેમ જ અસાધારણ આશા કિંવા આકાંક્ષાને જે નામથી ઓળખે છે તે તું નથી જાણતી એમ તો નથી જ; અર્થાત એ સર્વ અસાધારણ ભાવોને તેઓ **પાગલત્વ**+ નામથી ઓળખે છે. જો કે એ સર્વ અસાધારણ ભાવોને તેઓ **પાગલત્વ** કહે છે અને એ સર્વ અસાધારણ ભાવોને ધરાવનાર મનુષ્યને **પાગલ** કહીને સંબોધે છે; તથાપિ જો એવા પાગલને પોતાના અસાધારણ કર્મક્ષેત્રમાં સફળતાની પ્રાપ્તિ થાય છે એટલે પછી તે સાધારણ લોકો તેને **પાગલ** ન કહેતાં પ્રતિભાસંપન્ન મહાપુરુષ તરીકે જ ઓળખવા માંડે છે. છતાં અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એવા કેટલાક મનુષ્યોની આવી ચેષ્ટા સફળ થઈ શકે છે? એ પ્રશ્નનું ઉત્તર

---

+ **પાગલ** શબ્દનો ઉન્મત્ત, પ્રમત્ત કિંવા દીવાનો કે ગાંડો એ અર્થમાં પ્રયોગ કરાય છે. પાગલ શબ્દ ઉર્દૂ ભાષામાં વારંવાર વ્યવહૃત થતો હોવાથી કેટલાક લોકોની એવી માન્યતા થયેલી છે કે એ શબ્દ મૂળ અરબી કિંવા ફારસી-ભાષાનો છે; પરંતુ તેમની એ માન્યતા ભ્રમમૂલક છે; કારણ કે, એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે અને '**पा गल् अच्**' એ એની વ્યુત્પત્તિ છે. ફોર્બ્સ સાહેબે પોતાના "Hindustai Diotionary" નામક શબ્દકોષમાં એ શબ્દને હિન્દુસ્તાની શબ્દ તરીકે ઓળખાવેલો છે, એ તેમના સંસ્કૃત ભાષા વિષયક અજ્ઞાનનું જ પરિણામ છે.

અનુવાદક

એ જ છે કે એક સહસ્ર–હજાર–મનુષ્યોમાં માત્ર દશ મનુષ્યો જ અસાધારણ હોય છે અને એ અસાધારણ દશ મનુષ્યોમાંનો બહુધા એક મનુષ્ય જ પોતાના પ્રયત્નમાં કૃતકાર્ય થઇ શકે છે. મારા કર્મ-ક્ષેત્રમાં મને સફળતા મળશે કે કેમ એનો આધાર દૂરના ભવિષ્યકાળ-પર રહેલો છે અને અત્યારે તો મારી એવી અવસ્થા છે કે મારાથી અદ્યાપિ કર્મક્ષેત્રમાં સંપૂર્ણ ભાવથી પ્રવેશ પણ કરી શકાયો નથી એટલામાટે અત્યારે તો લોકો મને એક પાગલ તરીકે જ ઓળખશે એ સર્વથા નિવિવાદ છે.

એક પાગલ પુરુષને પાલે પડવું એટલે કે એક પાગલ પુરુષની પત્ની થવું એ પ્રમદા કિંવા સ્ત્રીમાટે અતિશય અમંગળ છે અને તેનું કારણ એ છે કે નારીજાતિના જીવનની સર્વે આશાઓ કેવળ સાંસારિક સુખદુઃખોમાં જ સીમાબદ્ધ થયેલી હોય છે અને પાગલ પોતાની પત્નીને સુખ નથી આપતો કિન્તુ દુઃખ જ દેતો રહે છે. હિન્દુધર્મના પ્રણેતાઓ આ રહસ્યને સારી રીતે સમજી શકયા હતા અને તેથી તેઓ કોઈ પણ મનુષ્યની અસાધારણ ચરિત્રશીલતા, અસાધારણ ચેષ્ટા તથાં અસાધારણ આશા કિંવા આકાંક્ષાને અતિશય માનની દષ્ટિથી જોતા હતા અને તેથી તે મનુષ્ય પાગલ હોય કિંવા મહાપુરુષ હોય તથાપિ જો તે અસાધારણ મનુષ્ય હોય તો તેનામાં અવશ્ય તેઓ પૂજ્યભાવ રાખતા હતા. પરંતુ પોતાના પતિના આવા પ્રકારના જીવનથી નારીના જીવનની જે દુર્દશા થાય છે તે દુર્દશાને નિવારવાનો શો ઉપાય કરવો વારૂ? આવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે અને આપણા ઋષિઓએ એ ઉપાયની વ્યવસ્થા પણ કરેલી છે. અર્થાત્ આપણા ઋષિઓએ નારીજાતિને એવો ઉપદેશ આપેલો છે કેઃ " જે અનેક મંત્રો અસ્તિત્વ ધરાવે છે તે મંત્રોમાંનો '**પતિઃ પરમો ગુરુઃ**'–'પતિ જ પરમ ગુરુ છે;' એ જ નારીજાતિનો એક માત્ર મંત્ર છે, એમ જ તારે જાણવાનું છે. સ્ત્રી પોતાના સ્વામીની

સહધર્મિણી હોવાથી સ્વામીએ જે કાર્યનો સ્વધર્મ તરીકે સ્વીકાર કર્યો હોય તે કાર્યમાં સ્વામીને પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપવી, યોગ્ય મંત્રણા આપવી, તેના ઉત્સાહની વૃદ્ધિ કરવી, પતિને જ પરમેશ્વર માનવો અને તેના સુખમાં સુખ તથા તેના દુઃખમાં દુઃખનો અનુભવ કરવો એ જ સહધર્મિણીનો પરમ ધર્મ છે." સારાંશ કે, કાર્યને પાર પાડવું એ પુરુષનો અધિકાર છે અને પુરુષના કાર્યમાં સહાયતા આપવી અને પુરુષના ઉત્સાહને વધારવો એ સ્ત્રી-પત્ની-નો અધિકાર છે.

હવે અહીં પ્રશ્ન એ આવીને ઊભો રહે છે કે તું હિન્દુધર્મના માર્ગમાં ચાલીશ કે નવીન સભ્યતાના માર્ગમાં આગળ વધીશ? એક પાગલ પુરુષ સાથે તારો લગ્નસંબંધ થયો એ તારા પૂર્વજન્મના કર્મદોષનું ફળ છે. પોતાના ભાગ્યની કોઈ પણ એક પ્રકારની વ્યવસ્થા કરી નાખવી એ શ્રેયસ્કર છે; પરંતુ એ વ્યવસ્થા કેવા પ્રકારની થશે વારૂ? શું તું પણ બીજા સાધારણ લોકોની માન્યતાને અનુસરીને એક અસાધારણ પુરુષને-પોતાના પતિ-ને પાગલ કહીને ઉડાવી દઈશ? જો તારી એવી જ ધારણા હોય, તો તારી એ ધારણા કદાપિ સફળ થવાની નથી; કારણ કે, પાગલ તો પોતાની પાગલતાના માર્ગમાં આગળ વધવાનો જ છે અને તારા કરતાં તેનો સ્વભાવ બળવાન્ હોવાથી તારાથી તેને પકડી રાખી શકાય તેમ છે જ નહિ. ત્યારે હવે કહે કે તારો ખૂણામાં બેસીએ અશ્રુપાત કરવાનો જ વિચાર છે કે જેવી રીતે એક અંધ રાજાની રાણીએ પોતાનાં નેત્રોપર પાટો બાંધીને પોતે પણ અંધતાને સ્વીકારી લીધી હતી× તેવી રીતે

---

+ અંધ રાજા તે 'મહાભારત'માં જેનું આખ્યાન અપાયલું છે તે પ્રાતઃસ્મરણીયા સતીશિરોમણી સાવિત્રીનો શ્વસુર અને સત્યવાનનો પિતા રાજા ધૂમ્રસેન હતો. રાજા ધૂમ્રસેન અંધ હોવાથી તેની સતી અને પતિપરાયણા રાણીએ પણ પોતાનાં નેત્રોપર પાટો બાંધીને અંધતાને સ્વી-

પોતાના પાગલ પતિને ઉપયુક્ત થનારી પાગલી થવામાટેનો પ્રયત્ન આદરવાનો વિચાર છે? તેં ભલે એક હજાર *બ્રાહ્મ પાઠશાળાઓમાં વિદ્યાભ્યાસ કર્યો હોય, તથાપિ તું એક હિન્દુ ગૃહની કન્યા છે, હિન્દુ પૂર્વજોનું રક્ત તારા શરીરની પ્રત્યેક શિરામાં વહન કરી રહ્યું છે અને તેથી તું શેષોક્ત એટલે કે પોતાના પાગલ પતિ પાછળ પાગલી થવાના માર્ગને જ સ્વીકારીશ એવો મારો નિઃસંદેહ અને દૃઢ નિશ્ચય છે.

---

કરી લીધી હતી. જ્યારે પોતાની પુત્રવધૂ સતી સાવિત્રીના પવિત્ર હસ્તના સ્પર્શથી રાજા ધૂમ્રસેનની અંધતાનો અંત થતાં તેને દૃષ્ટિની પ્રાપ્તિ થઈ થઈ હતી ત્યારે જ તેની સાધ્વી મહિષીએ પણ પોતાનાં નેત્રોપર બાંધી રાખેલા પાટાને દૂર કર્યો હતો. પત્નીની આવી અલૌકિક તથા અનન્ય પતિપરાયણતા અને પતિભક્તિનાં પ્રત્યક્ષ ઉદાહરણો ભદ્રભૂમિ ભારતવર્ષ વિના અન્ય કોઈ પણ દેશમાં મળી જકે તેમ છે જ નહિ. ધન્ય છે ભારતવર્ષને કે જે દેશ આવી ભદ્ર નારીઓના અવતારથી પુનીત થયો છે!

* બ્રાહ્મ પાઠશાળા એટલે બ્રહ્મસમાજસંસ્થાપિત પાઠશાળા. બ્રાહ્મ ધર્મ કિંવા બ્રહ્મસમાજ આધુનિક પાશ્ચાત્ય સભ્યતા અનુસાર સ્થપાયેલો એક નવીન ધર્મ હોવાથી અને તેમાં સનાતન આર્યધર્મને વિઘાતક થઈ પડે તેવાં અનેક તત્ત્વો હોવાથી અહીં શ્રી અરવિન્દ બાબૂએ એ ભાવને દર્શાવવામાટે જ બ્રાહ્મ પાઠશાળાઓનો ઉલ્લેખ કરેલો છે; કારણ કે, તેમનાં સહધર્મિણી મૃણાલિનીએ પોતાના પિતા પાસેથી બંગાળી તથા અંગ્રેજી ભાષાનું અમુક સીમા પર્યન્ત શિક્ષણ મેળવ્યા પછી કલકત્તામાં બ્રહ્મસમાજ-સંસ્થાપિત પાઠશાળા–સ્કૂલ–માં પણ વિદ્યાભ્યાસ કર્યો હતો અને તેથી કદાચિત્ તેના મનમાં આર્યધર્મથી વિરુદ્ધ ભાવનાઓ ઠસી ગઈ હોય, તો તે વિપરીત ભાવનાઓને કાઢી નાખવામાટેની શ્રી અરવિન્દ બાબૂએ તેના આર્યપુત્રીત્વની પ્રશંસાના રૂપમાં એક અતિશય કોમળ તથા માર્મિક સૂચના આપવાના આ માર્ગને યોગ્ય માન્યો છે અને તે યોગ્ય જ છે.

અનુવાદક

મારી પાગલતા ત્રણ પ્રકારની છે. એમાંની પ્રથમ પાગલતા એ છે કે, મનુષ્યને ભગવાને જે ગુણ, જે પ્રતિભા, જે ઉચ્ચ શિક્ષણ તથા વિદ્યા અને જે ધન આદિ અત્યુત્તમ વસ્તુઓ આપી છે તે સર્વ વસ્તુઓ ભગવાનની જ છે અને તેથી પોતાના પરિવારના ભરણપોષણમાટે જેટલા ધન આદિની અનિવાર્ય આવશ્યકતા હોય અને જેના વિના ન જ ચાલી શકે તેમ હોય તેટલા જ ધન ઇત્યાદિનો વ્યય કરવાનો મનુષ્યનો અધિકાર છે અને તેથી તેટલા ધનને બાદ કરતાં જે કાંઈ અવશિષ્ટ રહે તે ભગવાનને પાછું આપી દેવું જોઇએ, એવી મારી દૃઢ વિશ્વાસપૂર્ણ માન્યતા છે; કારણ કે, જો આપણે આપણને પ્રાપ્ત થયેલા ધન ઇત્યાદિનો સર્વાંશે આપણા પોતાના જ સુખ તથા વિલાસ-માટે વ્યય કરી નાખીએ, તો આપણે ચોર છીએ અને હિન્દુધર્મ-શાસ્ત્ર પણ એમ જ કહે છે કે: ' જે મનુષ્ય ભગવાન્ પાસેથી લીધેલું ધન ભગવાનને પાછું ન આપે, તે ચોર છે.' અત્યાર સુધી તો હું ભગવાનને માત્ર બે આના આપી ચૌદ આના મારા પોતાના સુખ-માટે ખર્ચી હિસાબને ચૂકતો કરીને સાંસારિક સુખમાં જ લચી પચી રહ્યો છું. અર્થાત્ મારા જીવનનો અર્ધ ભાગ તો વ્યર્થ ચાલ્યો ગયો છે; કારણ કે, પશુ પણ પોતાનું તથા પોતાના પરિવારનું ઉદર ભરીને કૃતાર્થ થાય છે એટલે જો હું મારૂં તથા મારા પરિવારનું ઉદર ભરીને કૃતાર્થ થાઉં, તો પશુ કરતાં મારૂં વિશેષ મહત્ત્વ શું વારૂ?

હું આટલા દિવસ પશુવૃત્તિ તથા ચૌર્યવૃત્તિ કરતો આવ્યો છું એ હવે હું જાણી શક્યો છું અને મારી એ ન્યૂનતાને જાણી લીધા પછી મારા હૃદયમાં અનુતાપ થયો છે; માત્ર એટલું જ નહિ, પણ મારા પોતાના ઉપર જ મને ઘૃણા થવા માંડી છે. અર્થાત્ મારા હસ્તથી આ પાપ થયું છે અને હવે એ પાપ કરવાની મારી ઈચ્છા ન હોવાથી હવે પછીના અવશિષ્ટ જીવન પર્યન્તને માટે મેં એ પાપને ત્યાગી દીધું છે. ભગવાનનું ધન ભગવાનને પાછું આપવું એનો શો અર્થ છે

એવો જો પ્રશ્ન પૂછવામાં આવે, તો એનો અર્થ એટલો જ સમજવાનો છે કે અનિવાર્ય આવશ્યકતાને પૂરી કરતાં જે ધન અવશિષ્ટ રહે તેનો ધર્મના કાર્યમાં વ્યય કરી નાખવો. જે રૂપિયા મેં સરોજિની અથવા ઉષાને આપ્યા છે તે રૂપિયામાટે કોઈ પણ પ્રકારના અનુતાપને હૃદયમાં સ્થાન આપવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, પરોપકાર ધર્મ છે અને આશ્રિત જનોની રક્ષા કરવી એ મહાધર્મ છે. તથાપિ કેવળ બંધુ તથા ભગિનીને જ આપવાથી હિસાબ ચૂકતો કરી શકાતો નથી; કારણ કે, અત્યારના દુ:સમયમાં સમસ્ત દેશ આશ્રિતના રૂપમાં મારા દ્વારમાં આવીને ઊભેલો છે; મારાં ત્રીસ કરોડ બંધુ તથા ભગિની આ દેશમાં વસે છે અને તેમનામાંનાં અનેક બંધુભગિની નિત્ય આહાર વિના મરી જાય છે તથા તેમની અધિક સંખ્યા કષ્ટ તથા દુ:ખથી જર્જરિત થઇને બળાત્કારે પોતાના જીવનને ટકાવી રહેલી દેખાય છે એટલામાટે તેમનું કલ્યાણ કરવાની સર્વથી પ્રથમ આવશ્યકતા છે.

ત્યારે કહે કે આ વિષયમાં તું મારી સહધર્મિણી થઈશ ખરી કે? કેવળ એક સાધારણ મનુષ્ય પ્રમાણે સાધારણ આહાર કરવો, સાધારણ સાદાં વસ્ત્રો પહેરવાં અને જે વસ્તુની ખરેખરી આવશ્યકતા હોય તે જ વસ્તુને ખરીદવી; એટલે કે એટલી આવશ્યકતાઓને પહોંચી વળતાં જે કાંઈ બચે તે સર્વ ભગવાનને આપી દેવું એવી મારી ઇચ્છા હોવાથી જો તું સંમતિ આપે અને તારાથી ત્યાગનો સ્વીકાર કરી શકાય, તો મારી આ અભિલાષા તત્કાળ પૂર્ણ થઈ શકે તેમ છે. તેં એક વાર કહ્યું હતું કે: 'મારી તો કશી ઉન્નતિ જ ન થઈ!* અને

* શ્રી અરવિન્દપત્નીના આ વાક્યમાં સાધારણ સ્ત્રીજાતિના સ્વભાવ અનુસાર 'તમને પરણીને મેં તો કાંઈ સુખ જોયું જ નહિ!' અથવા 'તમને પરણીને મારો તો કશો પણ દહાડો ન વળ્યો!' એવા પ્રકારનો જ ભાવ સમાયલો છે અને અરવિન્દ બાબૂના ઉપદેશનું એ જ કારણ છે.

અનુવાદક

તેથી મેં તને આજે ઉન્નતિનો માર્ગ બતાવી દીધો છે, તો તું ઉન્નતિના એ માર્ગમાં પ્રયાણ કરીશ કે કેમ ?

મારી જે બીજી પાગલતા મારા હૃદયમાં વ્યાપી રહી છે તે એ છે કે કોઈ પણ પ્રયત્ન કિંવા કોઈ પણ ઉપાયે મારે ભગવાનના સાક્ષાદ્ દર્શનનો લાભ તો મેળવવો જ છે. આજકાલના ધર્મનો વાતવાતમાં મુખથી ભગવાનના નામને ઉચ્ચારવામાં, સર્વ જનો સમક્ષ પ્રભુપ્રાર્થના કરવામાં અને એમ કરીને પોતાને ધાર્મિક તરીકે ઓળખાવવામાં જ સમાવેશ થયેલો છે; પરંતુ એમ કરવાની મારી ભાવના નથી અને એવા ધર્મના દંભને હું ઇચ્છતો પણ નથી. અર્થાત્ જો ઇશ્વર હોય તો તેના અસ્તિત્વના અનુભવનો અને તેની સાથે સાક્ષાત્કાર કરવાનો અવસ્ય કોઈ પણ એક માર્ગ હોવો જ જોઇએ અને તે માર્ગ ગમે તેવો તથા ગમે તેટલો દુર્ગમ હોય તો પણ મેં તે માર્ગમાં ચાલવાનો અને આગળ વધવાનો મારા અંતઃકરણમાં દૃઢ સંકલ્પ કરી લીધો છે. હિન્દુધર્મ કહે છે કે: 'ભગવાનના સાક્ષાત્કારનો એ માર્ગ મનુષ્યના શરીરમાં તથા મનુષ્યના મનમાં જ રહેલો છે;' માત્ર એટલું જ નહિ, પણ હિન્દુધર્મે ભગવત્સાક્ષાત્કારના એ માર્ગમાં ચાલવાના નિયમો પણ દર્શાવેલા છે. એ સર્વ નિયમોના પાલનનો આરંભ કર્યા પછી એક માસ જેટલા અલ્પ કાલાવધિમાં જ મને એવો અનુભવ થયો છે કે હિન્દુધર્મનું કથન અસત્ય કિંવા મિથ્યા નથી; કારણ કે, તેમાં એ માર્ગનાં જે જે ચિન્હોનો નિર્દેશ કરાયલો છે તે સર્વ ચિન્હો અત્યારે મારા અનુભવમાં આવ્યાં કરે છે. મારી તો એવી જ ઇચ્છા છે કે તને પણ એ જ માર્ગમાં મારી સાથે લઈ જવી; તથાપિ તારામાં એ માર્ગમાં ચાલવામાટે જેટલા જ્ઞાનની આવશ્યકતા છે તેટલા જ્ઞાનનો આવિર્ભાવ થયેલો ન હોવાથી તારાથી બરાબર મારી સાથે સાથે તો નહિ જ ચાલી શકાય; પરંતુ મારી પાછળ પાછળ આવતાં તને કોઈ પણ પ્રકારની બાધા થવાની નથી. એ માર્ગમાં ચાલતાં સિદ્ધિ તો સર્વને મળી શકે છે; પરંતુ એ માર્ગમાં

પ્રવેશ પોતાની ઇચ્છાથી જ કરી શકાય છે એટલે તને તારો હાથ ઝાલીને એ માર્ગમાં કોઈથી લઈ જઈ શકાય તેમ નથી. સારાંશ કે, જો મારી સાથે એ માર્ગમાં પ્રવેશ કરવાની તારી અભિલાષા હશે, તો એ વિષય વિશે હું હજી પણ કાંઈક વિશેષ લખી મોકલીશ.

મારી ત્રીજી પાગલતા એ છે કે અન્ય લોકો જે સ્વદેશને એક જડ પદાર્થ એટલે કે મયદાન, ક્ષેત્ર, વન, પર્વત તથા નદી ઈત્યાદિના એક સમુદાય તરીકે જાણે છે તે જ સ્વદેશ કિંવા દેશભૂમિને હું મારી જન્મદાત્રી માતા તરીકે ઓળખતો અથવા માનતો હોવાથી તેનામાં ભક્તિભાવ પણ રાખું છું અને તેની પૂજા પણ કરૂં છું. જો માતાની છાતીપર બેસીને કોઈ રાક્ષસ તેના રક્તનું પાન કરતો હોય, તો તે વેળાયે તે માતાનો પુત્ર શું કરે છે વારૂ? શું તે પુત્ર તે વેળાયે નિશ્ચિન્ત ભાવ અને શાન્તિથી ભોજનના કાર્યમાં પ્રવૃત્ત થાય છે કિંવા પોતાની પત્ની તથા પોતાના પુત્ર સાથે આમોદ પ્રમોદ કરતો બેસી છે? નહિ, કદાપિ નહિ; કારણ કે, તે તો તે વેળાયે રાક્ષસના હસ્તમાંથી પોતાની માતાનો ઉદ્ધાર કરવાને જ દોડી જાય છે. મારી એવી દૃઢ માન્યતા છે કે જેનાથી આપણી આ પતિત જાતિનો ઉદ્ધાર કરી શકાય તેમ છે તે બળ મારી ભુજા*માં છે અને એ બળ તે જ્ઞાનનું બળ છે; શારીરિક બળ નથી; કારણ કે, હું કાંઈ શસ્ત્રાસ્ત્ર—તલ્વાર બન્દૂક આદિ—ને હસ્તમાં ધારીને યુદ્ધ કરવા નથી જતો; કિન્તુ મારૂં યુદ્ધ જ્ઞાનના બળથી જ ચાલે છે. અર્થાત્ ક્ષાત્રતેજ જ એક માત્ર તેજ નથી; કિન્તુ બ્રહ્મતેજ પણ એક વસ્તુ છે અને તે બ્રહ્મતેજ જ્ઞાન ઉપર જ પ્રતિષ્ઠિત છે. આ ભાવ નવીન નથી તેમ જ આજ-

* અહીં મૂળમાં 'તે બળ મારાં ચરણોમાં છે;' એવા આશયનું વાક્ય છે; પરંતુ અનુવાદમાં 'ચરણો' શબ્દના સ્થાનમાં 'ભુજા' શબ્દની યોજના એટલામાટે કરી છે કે શક્તિનું મુખ્ય સ્થાન બાહુ કિંવા ભુજા જ છે.

અનુવાદક

કામનો પણ નથી; કિન્તુ એ ભાવ સહિત જ હું જન્મ્યો હતો, અત્યારે એ ભાવ મારી મજ્જામાં વ્યાપેલો છે અને ભગવાને એ જ મહાવ્રતની સાધનામાટે મને આ પૃથ્વીમાં પાઠવ્યો છે. મારી ચૌદ વર્ષની અવસ્થામાં એ બીજમાંથી અંકુરનો ઉદ્‌ભવ થવા માંડ્યો હતો અને મારી અઢાર વર્ષની અવસ્થામાં તે અંકુરની પ્રતિષ્ઠા દૃઢ તથા અચલ થઇ હતી. તેં ન-માસીની વાતને સાંભળીને એમ માની લીધું હતું કે: "કોઈ દુષ્ટ મનુષ્ય મારા સરળ તથા ભલા સ્વામીને કુમાર્ગમાં ખેંચી ગયો છે;" પરંતુ તારી એ માન્યતા પ્રમાદમૂલક છે; કારણ કે, વસ્તુસ્થિતિ એવી છે કે તારા સરળ તથા ભલા સ્વામીએ જ માત્ર તે દુષ્ટ મનુષ્યને એકલાને જ નહિ, કિન્તુ એવા શતાવધિ મનુષ્યોને એ માર્ગમાં-પછી એ માર્ગ કુમાર્ગ હોય કે સુમાર્ગ હોય-માં પ્રવેશ કરાવ્યો છે અને હજી પણ તે એવા સહસ્રાવધિ મનુષ્યોને એ માર્ગમાં પ્રવેશ કરાવશે, એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. હું હઈશ તો જ કાર્યસિદ્ધિ થશે, એમ હું નથી કહેતો; પરંતુ કાર્યસિદ્ધિ થશે તો અવશ્ય એ સર્વથા નિર્વિવાદ છે.

ત્યારે હવે કહે કે આ વિષયમાં તારી ઇચ્છા શું કરવાની છે? સ્ત્રી સ્વામીની શક્તિ મનાય છે, તો તું ઉષાની શિષ્યા થઇને સાહેબ-પૂજા તથા સાહેબમંત્રનો જાપ કરીશ, ઉદાસીન થઇને સ્વામીની શક્તિનો ક્ષય કરીશ કે સહાનુભૂતિ દર્શાવીને સ્વામીના ઉત્સાહને દ્વિગુણિત કરીશ? મારા આ પ્રશ્નના ઉત્તરમાં તું કદાચિત્ એમ કહીશ કે: 'આવાં મહત્ત્વપૂર્ણ કાર્યોમાં-મહત્ કાર્યોમાં-મારા જેવી એક સામાન્ય અબળાથી શો ભાગ લઈ શકાય વારૂ? કારણ કે; મારામાં મનોબળ પણ નથી અને બુદ્ધિનો પણ અભાવ છે એટલે મારામાટે તો આ વિષયનો વિચાર પણ ભયંકર થઈ પડે તેમ છે.' પરંતુ એ ભય કિંવા વિઘ્નના નિવારણનો એક સહજ ઉપાય છે અને તે એ જ કે ભગવાનના આશ્રયને સ્વીકારી લે અને ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં એક વાર પ્રવેશ કર એટલે તારામાં જે વસ્તુનો અભાવ હશે તે વસ્તુની

ભગવાન્ તને પ્રાપ્તિ કરાવી દેશે; કારણ કે, જે મનુષ્ય ભગવાનના આશ્રયને સ્વીકારી લે છે, તે મનુષ્યની ભીતિ ધીમે ધીમે તેનાથી દૂર થતી જાય છે. જો તારાથી મારામાં વિશ્વાસ રાખી શકાતો હોય અને દશ મનુષ્યોની વાતો ન સાંભળતાં તું કેવળ મારા વચનને જ લક્ષપૂર્વક સાંભળવાને તત્પર હોય, તો હું તને મારૂં બળ કિંવા મારી શક્તિ આપવાને પણ સમર્થ છું; કારણ કે, એથી મારા બળની હાનિ નહિ, કિન્તુ વૃદ્ધિ થવાનો જ સંભવ છે. હું સ્ત્રીને સ્વામીની શક્તિ કહું છું એનો અર્થ એ છે કે સ્વામી સ્ત્રીમાં પોતાની પ્રતિમૂર્તિને જોઇને તેની પાસેથી પોતાની મહતી આકાંક્ષાના પ્રતિધ્વનિને પ્રાપ્ત કરી દ્વિગુણ શક્તિને મેળવી શકે છે.

તું સદા સર્વદા અત્યારના તારા જે વિચારો કિંવા ભાવો છે તે જ વિચારો કિંવા ભાવોને આધીન રહીશ કે શું? હું ઉત્તમ વસ્ત્રો પરિધાન કરીશ, ઉત્તમ ભોજન આરોગીશ, હસીશ, નાચીશ અને જેટલાં ભોગવી શકાશે તેટલાં સુખો ભોગવીશ, એ મનની અવસ્થા તે ઉન્નત અવસ્થા નથી. આજકાલ આપણા દેશની સ્ત્રીજાતિના જીવને એ જ સંકીર્ણ તથા અત્યંત હેય—ત્યાજ્ય—આકારને ધારી લીધો છે. તું તારા પોતાના જીવનના એ સંકીર્ણ તથા અત્યંત હેય આકારને ત્યાગી દે અને મારી સાથે આવ એટલે આપણે આ જગત્માં ભગવાન્નું જે કાર્ય કરવામાટે આવ્યાં છીએ તે કાર્યનો આરંભ કરી દઇએ.

તારા સ્વભાવમાં જે એક પ્રબળ દોષ રહેલો છે તે તારા સ્વભાવની અત્યન્ત સરળતા છે અને એ સરળતાના દોષથી તને જે કોઈ પણ જે કાંઈ પણ કહે છે તે તું સાંભળી લે છે; માત્ર એટલું જ નહિ, પણ સાચું માની લે છે. આવી રીતે પ્રત્યેક મનુષ્યના કથનને સાંભળવાથી અને તેમાં અયોગ્ય વિશ્વાસ રાખવાથી મન સદા અસ્થિર રહ્યા કરે છે, બુદ્ધિનો વિકાસ નથી થતો અને કર્મમાં

એકાગ્રતા પણ નથી થતી. અર્થાત્ તારે પોતાના સ્વભાવને સુધારવો પડશે, એક જ મનુષ્યની વાત સાંભળીને જ્ઞાનનો સંચય કરવો પડશે, એક લક્ષ્ય રાખીને અવિચળ ચિત્તથી કાર્યની સાધના કરવી પડશે અને લોકોની નિન્દા તથા લોકોના ઉપહાસને તુચ્છ માનીને ભક્તિને સ્થિર રાખવી પડશે; તો જ તારી સત્ય ઉન્નતિ થવાનો સંભવ છે.

તારામાં એક બીજો પણ દોષ રહેલો છે; પરંતુ તે તારા સ્વભાવનો દોષ નથી, કિન્તુ કાળ અથવા સમયનો જ દોષ છે. બંગદેશ-બંગાળા–માં કાળ એવા પ્રકારનો આવ્યો છે કે લોકો ગંભીર વાર્તાને પણ ગંભીર ભાવથી સાંભળી શકતા નથી; એટલે કે, ધર્મ, પરોપકાર, મહતી આકાંક્ષા, મહાન્ પ્રયત્ન અને દેશોદ્ધાર આદિ જે ગંભીર, ઉચ્ચ તથા મહાન્ વિષયો છે તે મહાન્ વિષયોને પણ લોકો ઉપહાસ કરીને હાસ્યમાં જ ઉડાવી દે છે. તેં બ્રાહ્મ પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરેલો હોવાથી તારામાં પણ એ દોષે કેટલાક પરિમાણમાં પ્રવેશ કરેલો છે; કિંબહુના આપણે સર્વ એ દોષથી દૂષિત થયેલાં છીએ અને દેવગૃહ–દેવઘર–ના લોકોમાં તો એ દોષની આશ્ચર્યકારક વૃદ્ધિ થયેલી છે. અર્થાત્ મનના આ ભાવને દૃઢ મનથી મારી કાઢવો જોઇએ અને જો તારી ઇચ્છા હશે, તો તારાથી એ કાર્ય સહજ પ્રયત્નથી થઈ શકશે. પુનઃ એક વાર જો તું વિચાર કરવાનો–ચિન્તનશીલતાનો–અભ્યાસ કરીશ એટલે તારો મૂળ સ્વભાવ તારામાં સ્ફુરી આવશે; કારણ કે, પરોપકાર અને સ્વાર્થત્યાગની દિશાપ્રતિ તારૂં મન આકર્ષાયલું છે એટલે તારામાં માત્ર જે મનોબળનો અભાવ છે તે મનોબળ ઇશ્વરની ઉપાસનાથી તને શીઘ્રજ પ્રાપ્ત થઈ જશે અને જ્યાં મનોબળ આવ્યું ત્યાં પછી ભય કિંવા કોઈ અન્ય બાધા આવવાનો સંભવ જ નથી.

આ જ હતી મારી તે ગુપ્ત કથા કે જે અત્યારે મેં તને કહી દીધી છે; એટલે મારી આ ગુપ્ત વાર્તાનો અન્ય કોઈ પણ વ્યક્તિ સમક્ષ પ્રકાશ ન કરતાં પોતાના મનમાં ધૈર્યપૂર્વક વિચાર કરજે; કારણ

કે, મારા આકથનમાં જેનાથી ભયભીત થવું પડે એવું કાંઈ પણ નથી; કિન્તુ જેનો વિચાર કરવો પડે એવી અનેક વસ્તુઓ છે. પ્રારંભમાં તારે વિશેષ કાંઈ પણ કરવું પડે તેમ નથી; માત્ર નિત્ય અડધો કલાક ભગવાન્‌નું ધ્યાન ધરવું પડશે અને ભગવાન સમક્ષ પ્રાર્થનાના રૂપમાં પોતાની બલવતી ઈચ્છાનો પ્રકાશ કરવો પડશે. આ માર્ગને સ્વીકારવાથી તારૂં મન ધીમે ધીમે યથાનુક્રમ તૈયાર થશે. ભગવાન્ સમક્ષ તારે સર્વદા એ જ પ્રાર્થના કરવાની છે કે: 'હે પરાત્પર પરમાત્મન્ હું મારા સ્વામીના જીવન, ઉદ્દેશ તથા ઇશ્વરપ્રાપ્તિના માર્ગમાં વ્યાઘાત ન કરતાં નિરંતર મારા સ્વામીની સહાયિકા તથા સાધનભૂતા થઈ રહું એવા પ્રકારની મને શક્તિ આપ!' તું આટલું કરીશ ખરી કે?

તારો
અરવિન્દ

૨

૨૩, સ્કૉટ્સ લેન, કલકત્તા:
તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૦૭

પ્રિય મૃણાલિની,

બહુ દિવસથી હું પત્ર લખી શક્યો નથી. યથા સમય પત્ર ન લખવાનો અપરાધ મારા હસ્તથી જો કે નિરંતર થયા કરે છે; પરંતુ જો મારા એ અપરાધની તું મને પોતાના ગુણથી ક્ષમા નહિ આપે, તો પછી એ અપરાધથી મુક્ત થવાનો મારી પાસે અન્ય કોઈ ઉપાય છે ખરો કે? બહુ દિવસની જે ટેવ સ્વભાવ જેવી થઈ જાય છે તે એક જ દિવસમાં નીકળી જતી નથી અને તેથી આ દોષને સુધારતાં, મને જણાય છે કે, મારો જન્મારો વીતી જશે.

હું જાન્યુઆરીની ચોથી તારીખે આવવાનો હતો, પણ મારાથી તે દિવસે આવી શકાયું નહિ; છતાં એટલું તો મારે કહેવું જ જોઈએ

કે એ મારી પોતાની ઇચ્છાથી નથી બન્યું, એટલે કે હું જાણી જોઇને નથી આવ્યો એમ નથી; કારણ કે, ભગવાન્ મને જ્યાં લઈ ગયો ત્યાં મારે જવું પડયું અને તેથી હું નિરુપાય હતો. આ વેળાયે હું મારા પોતાના કોઈ કાર્યમાટે કયાંય પણ ગયો નહોતો; કિન્તુ ભગવાન્‌ના કાર્યમાટે જ ગયો હતો. અત્યારે મારા મનની અવસ્થાનું રૂપ સર્વથા અન્ય પ્રકારનું થઈ ગયું છે; પરંતુ તેનો અત્યારે આ પત્રમાં હું પ્રકાશ કરવા નથી ઇચ્છતો; કારણ કે, તું અહીં આવ એટલે પછી મારે જે કહેવાનું છે તે હું તને કહીશ. અત્યારે હું એટલું જ જણાવું છું કે હવે હું મારી પોતાની ઇચ્છાને આધીન નથી એટલે જ્યાં ભગવાન્ મને લઈ જશે ત્યાં મારે પૂતળા પ્રમાણે જવું પડશે અને તે મારા હસ્તથી જે કાંઈ પણ કરાવશે તે મારે પૂતળા પ્રમાણે કરવું પડશે. અત્યારે મારા આ કથનના અર્થને સમજવાનું કાર્ય તારામાટે કઠિન થઈ પડે તેવું હોવાથી એ કહેવાની આવશ્યકતા છે જ નહિ કે મારું વર્તન તારા આક્ષેપ તથા દુઃખનું કારણ થઈ શકે તેમ છે. તારા મનમાં તો કદાચિત્ એવો જ વિચાર આવશે કે હું તારી ઉપેક્ષા કરીને જ આ કાર્ય કરું છું; પરંતુ હું તારી ઉપેક્ષા કરું છું એમ તારે કદાપિ માનવું નહિ. અત્યાર સૂધીમાં મેં તારી ઇચ્છાથી વિરુદ્ધ વર્ત્તીને તારા અનેક અપરાધો કર્યા છે અને તેથી તું અસન્તુષ્ટ પણ થઈ હતી; કારણ કે, એમ થવું સર્વથા સ્વભાવિક જ છે; પરંતુ હવે હું સ્વતંત્ર નથી અને તેથી અત્યારથી તારે એ જાણી લેવાનું છે કે હવે પછીનાં મારાં સર્વ કાર્યો મારી પોતાની ઇચ્છાનુસાર થવાનાં નથી કિન્તુ ભગવાન્‌ના આદેશ અનુસાર જ થવાનાં છે. તું જ્યારે અહીં આવીશ તે વેળાયે મારો આશય તારા જાણવામાં આવી જશે. હું આશા રાખું છું કે ભગવાને મને પોતાની અપાર કરુણાનો જે પ્રકાશ દેખાડયો છે તે જ પ્રકાશ તે તને પણ દેખાડશે; પરંતુ એનો આધાર ભગવાન્‌ની ઇચ્છા ઉપર જ રહેલો છે. જો મારી સહધર્મિણી થવાની જ તારી ઇચ્છા હોય, તો ભગવાન્‌ની કરુણાના પ્રકાશને જોવાનો પ્રાણાન્ત

પર્યન્ત ઉદ્યોગ કરજે એટલે તારી એકાન્ત અને પ્રબળતમ ઇચ્છાના બળથી ભગવાન તને પણ પોતાની કરુણાનો માર્ગ બતાવી દેશે. મારૂં આ પત્ર અન્ય કોઇને પણ વંચાવીશ નહિ; કારણ કે, આ પત્રમાં મેં જે વાર્તા વર્ણવી છે તે અત્યંત ગુહ્ય હોવાથી મેં તારા વિના અન્ય કોઇને કહી નથી અને તે એટલામાટે કે એ વાર્તા કોઇને કહેવી તે એક સર્વથા નિષિદ્ધ કાર્ય છે.

આજ અત્યાર સુધીનો
**તારો સ્વામી**

**પરિશિષ્ટઃ**—ગૃહસંસારના વિષયમાં જે કાંઈ લખવાનું હતું તે મેં સરોજિનીને લખી જણાવ્યું છે એટલે આ પત્રમાં તેની પુનરાવૃત્તિની આવશ્યકતા નથી; કારણ કે, તે પત્રના વાંચનથી જે કાંઈ જાણવાનું હશે તે તારાથી જાણી શકાશે.

૩

તા. ૬ઠ્ઠી ડિસેમ્બર ૧૯૦૭

પ્રિય મૃણાલિની,

મને પરમ દિવસે તારૂં પત્ર મળ્યું હતું અને તે દિવસે જ મેં ઉત્તર લખી મોકલ્યું હતું; છતાં મારૂં પત્ર તને કેમ નથી મળ્યું એ હું સમજી શકતો નથી.

*   *   *   *
*   *   *
*   *   *   *

મને અહીં ક્ષણ માત્રનો પણ અવકાશ મળી શકતો નથી; કારણ કે, લેખો લખવાનો ભાર મારા શિરપર છે; કોંગ્રેસ સંબંધીય કેટલાંક કાર્યોનો ભાર પણ મારા શિરપર આવી પડયો છે અને તે ઉપરાંત '**वन्दे मातरम्**' ના કેટલાક ગોટાળાને મટાડવાનો ભાર

પણ મારા શિરપર છે એટલે કાર્યોના ભારથી દબાયલા મસ્તકને મારાથી ઊંચું કરી શકાતું નથી; માત્ર એટલું જ નહિ, પણ એ કાર્યો સાથે મારાં પોતાનાં પણ જે કેટલાંક કાર્યો છે તેમને પણ મારાથી ત્યાગી દઈ શકાય તેમ નથી. અર્થાત્ આવી પ્રવૃત્તિઓમાં સમય ક્યાંથી અને કેમ કરીને મળી શકે વારૂ?

અત્યારે તું મારી એક વાર્તા સાંભળીશ ખરી કે? અત્યારનો સમય તે મારો એક અત્યંત ચિન્તાનો સમય છે અને મારી જે ચારે તરફથી ખેંચતાણ થાય છે તે મને પાગલ બનાવી દે તેવી છે એટલે અત્યારે તું પણ જો અસ્થિરતા દર્શાવીશ તો તેથી મારી ચિન્તા તથા દુર્ભાવનામાં વૃદ્ધિ થશે અને જો તું ઉત્સાહ તથા સાંત્વનમય પત્ર પાઠવીશ તો તેથી મારામાં શક્તિનો અધિક આવિર્ભાવ થતાં મારાથી સર્વ વિપત્તિઓ તથા ભીતિઓનો પ્રફુલ્લ ચિત્તવડે પ્રતિકાર કિંવા અતિક્રમ કરી શકાશે. દેવગૃહ—દેવઘર—માં એકલી રહેવાથી તને કષ્ટ થાય છે એ હું સારી રીતે જાણું છું; તથાપિ જો તું મનને દઢ કરીશ અને શ્રદ્ધાપર આધાર રાખીશ, તો તેથી દુઃખ તારા મનમાં પોતાના આધિપત્ય કિંવા અધિકારને સ્થાપી શકશે નહિ. તારો મારી સાથે લગ્નસંબંધ થયો છે એટલે તારા ભાગ્યમાંનું આ દુઃખ અનિવાર્ય છે; એટલે કે, વચ્ચે વચ્ચે આપણો આવી રીતે વિયોગ તો નિરન્તર થતો જ રહેશે; કારણ કે, સાધારણ બંગાળી પ્રમાણે મારાથી કેવળ પોતાના પરિવાર કિંવા સ્વજનના સુખને જ જીવનના મુખ્ય ઉદ્દેશ તરીકે કદાપિ સ્વીકારી શકાય તેમ નથી. આવી પરિસ્થિતિમાં જો તું મારા ધર્મને જ પોતાનો ધર્મ અને મારા નિર્દિષ્ટ કાર્યની સફળતાને જ પોતાનું સુખ નહિ માને, તો પછી તારામાટે સુખનો અન્ય કોઈ ઉપાય છે જ નહિ. વળી એક અન્ય વાર્તા મારે તને કહેવાની છે અને તે એ કે અત્યારે તું જેમની સાથે રહે છે તેઓ તારાં તથા મારાં ગુરુજન હોવાથી જો તેઓ કાંઈ કટુ વાક્ય બોલે કિંવા અન્યાય કરતાં દેખાય,

તો પણ તું તેમનાપર ક્રોધ કરીશ નહિ; તેમ જ તેઓ જે કાંઈ બોલે છે તે અંતઃકરણ પૂર્વક અથવા તને દુઃખ દેવામાટે જ બોલે છે એમ કદાપિ માની લઈશ નહિ. અનેક વાર કોપના આવેશમાં મનુષ્ય ગમે તેમ બોલી જાય છે એટલે કોપવશ મનુષ્યના મુખમાંથી નીકળેલા શબ્દોને ગણીને ગાંઠે બાંધી રાખવા એ શ્રેયસ્કર નથી. છતાં પણ જો તારાથી ત્યાં ન જ રહી શકાય, તો હું ગિરીશ બાબૂને લખી જણાવું; કારણ કે, હું કૉંગ્રેસના કાર્યથી મુક્ત થાઉં ત્યાં સુધી તારા દાદા મહાશય ગૃહમાં રહી શકે તેમ છે એટલે તેમની સાથે તારાથી પણ ગૃહમાં રહી શકાશે.

હું આજે મેદિનીપુર જઈશ અને ત્યાંથી અહીં પાછો આવી અહીંની સર્વ વ્યવસ્થા કરીને સૂરત જઈશ. બહુધા ૧૫મી કે ૧૬મી તારીખે સૂરત જવાનું થશે અને જાન્યુઆરીની ૨૭ તારીખે હું પાછો આવીશ.

તારો
અરવિન્દ

૪

પૉંડીચેરી,
તા. ૧લી ઍપ્રિલ ૧૯૨૦

સ્નેહભાજન—

તમારૂં પત્ર મળ્યું છે; છતાં અદ્યાપિ તેનું ઉત્તર મારાથી નથી લખી શકાયું તેનું કારણ એ છે કે આજકાલ લખવા બેસવું એ પણ મારામાટે એક ચમત્કાર—આશ્ચર્યકાંડ કિંવા Miracle—સમાન થઈ પડયું છે. હું પ્રત્યેક માસના શુક્લપક્ષના એક મંગળવારે જ પત્ર લખું છું અને આજે પાંચ સાત વર્ષથી બંગાળી ભાષામાં પત્ર લખવાનો પ્રસંગ મને એક વાર પણ પ્રાપ્ત થયેલો ન હોવાથી એટલે કે આજે પાંચ સાત વર્ષથી મેં બંગાળી ભાષામાં કાંઈ પણ લખેલું ન હોવાથી

બંગાળી ભાષામાં પત્ર આદિ લખવાનું કાર્ય મારામાટે અતિશય દુષ્કર થઇ પડે એ સ્વાભાવિક છે; અર્થાત્ જો હું આજે પત્ર લખીને ટપાલમાં નાખી શકું તો તેથી એક અન્ય Miracle કિંવા અસાધ્ય સાધનની સમાપ્તિ થઈ છે એમ જ તમારે માનવાનું છે.

પ્રથમ તો યોગના સંબંધમાં તમોએ જે કાંઈ લખ્યું છે તેનું જ ઉત્તર હું આપીશ. તમો તમારા યોગનો ભાવ મને આપવા ઇચ્છો છો અને હું તમારા તે યોગના ભાવને સ્વીકારી લેવાને ઇચ્છાવાન્ છું; તથાપિ એનો અર્થ એટલો જ સમજવાનો છે કે જેણે મને તેમ જ તમને પ્રકાશ્ય ભાવથી કિંવા ગુપ્ત ભાવથી પોતાની ભાગવતી શક્તિદ્વારા સંચાલિત કરેલા છે તેને જ એ ભાવ અપાય છે. સારાંશ કે, મને જે યોગનો માર્ગ મળ્યો છે તે પરમાત્માનો જ આપેલો છે અને જેને 'પૂર્ણયોગ' ના નામથી ઓળખવામાં આવે છે તે જ માર્ગમાં મારે ચાલવાનું છે, એ જ એનું અવશ્યંભાવિ ફળ જાણી લેવું. * * * જેને લઇને મેં આરંભ કર્યો હતો અને લઇને કાંઈ આપ્યું હતું તે માર્ગને શોધવાની અવસ્થા હતી; અર્થાત્ તે વેળાયે આ દિશામાં અને તે દિશામાં સર્વત્ર ભ્રમણ કરીને જોવું; પુરાતન જેટલા ખંડયોગ હોય તેમને સ્પર્શ કરવો, તેમને તોળી જોવા, તેમને હસ્તમાં લઇને તેમની યથાર્થ પરીક્ષા કરવી અને ત્યાર પછી જો તેમની કોઈ પણ એક પ્રકારની સંપૂર્ણ અનુભૂતિ થઈ જાય, તો જ તેમની પાછળ પડવું એવા પ્રકારની મારા મનની સર્વથા સંશયાત્મક અવસ્થા હતી.

ત્યાર પછી પૉંડીચેરીમાં આવતાં મારી એ ચંચલ અવસ્થાનો અંત આવી ગયો હતો અને અન્તર્યામી જગદ્ગુરુએ મને મારા માર્ગનું પૂર્ણ નિદર્શન કરાવ્યું હતું. એ માર્ગનું સંપૂર્ણ , તત્ત્વ–Theory–યોગરૂપ શરીરનાં દશ અંગ છે અને ગત દશ વર્ષના કાલાવધિમાં મેં યોગનાં એ દશ અંગોનો અનુભવવડે વિકાસ–Development–કરવા માંડયો છે કે જે અદ્યાપિ સમાપ્ત થયો નથી; કારણ કે, અદ્યાપિ એ

યોગાંગના સંપૂર્ણ વિકાસમાં બીજાં બે વર્ષ વીતવાનો સંભવ છે. અર્થાત્ જ્યાં સુધી યોગાંગવિકાસનું આ કાર્ય પૂર્ણ નહિ થાય ત્યાં સુધી મારાથી બંગાળામાં આવી શકાય તેમ નથી. મારી યોગસિદ્ધિનું જો કોઈ પણ નિર્દિષ્ટ સ્થાન હોય તો તે પૅાંડીચેરી જ છે અને તેથી યોગના કર્મ નામક અંગને બાદ કરતાં બાકીનાં નવ અંગોની પૂર્ણતા પૅાંડીચેરીમાં જ થવાની છે. કર્મ નામક યોગના એક પરમ આવશ્યક અંગની પૂર્ણતા પૅાંડીચેરીમાં ન થવાનું મેં એટલામાટે લખ્યું છે કે મારા કર્મનું કેન્દ્રસ્થાન બંગદેશ છે; છતાં હું આશા રાખું છું કે સમસ્ત ભારતવર્ષ અને સમસ્ત પૃથ્વી મારા એ કેન્દ્રસ્થાનના પરિધિ કિંવા મંડળરૂપ થઇ પડશે.

યોગમાર્ગ શી વસ્તુ છે એ હું પછીથી લખીશ અથવા તો જો તમો અહીં આવશો તો પરસ્પર સાક્ષાત્કારના પ્રસંગે આપણે એ વિષયની ચર્ચા કરીશું; કારણ કે, એ વિષયની લખાયલી ચર્ચા કરતાં મુખથી કરેલી ચર્ચા વિશેષ ઉત્તમ તથા જ્ઞાનવર્ધિની થઈ પડે છે. અત્યારે તો હું માત્ર એટલું જ કહી શકું છું કે પૂર્ણ જ્ઞાન, પૂર્ણ કર્મ અને પૂર્ણ ભક્તિના સામંજસ્ય તથા ઐક્યને માનસિક ભૂમિ–level–ની ઉપર રાખીને મનથી અતીત વિજ્ઞાનભૂમિમાં પૂર્ણ સિદ્ધ કરવાં એ જ યોગમાર્ગનું મૂલતત્ત્વ છે. પુરાતન યોગમાં જે એક દોષ રહેલો હતો તે એ કે તે યોગ મન તથા બુદ્ધિને પણ જાણતો હતો તેમ જ આત્માને પણ જાણતો હતો અને મનમાં જ આત્માનો સાક્ષાત્કાર કરીને કિંવા આત્માનુભૂતિ પામીને સંતુષ્ટ રહ્યા કરતો હતો. પરંતુ મન સંપૂર્ણ વસ્તુના એક ખંડ કિંવા અંશને જ મેળવી શકે છે; અનન્ત તથા અખંડ વસ્તુને સંપૂર્ણ સ્વરૂપમાં મેળવી શકતું નથી; અર્થાત્ મન સમાધિ, મોક્ષ તથા નિર્વાણ ઇત્યાદિને જ મેળવી શકે છે અને એથી આગળ વધવાનો તેની પાસે કોઈ પણ ઉપાય છે જ નહિ. આવા લક્ષ્યહીન મોક્ષને તો પ્રત્યેક મનુષ્ય મેળવી શકે તેમ છે; પરંતુ એથી

જેને વાસ્તવિક કહી શકાય તેવો શો લાભ થવાની સંભાવના છે વારૂ? કારણ કે, બ્રહ્મ, આત્મા અને ભગવાન્ તો છે જ; કિન્તુ ભગવાન્ મનુષ્યના હસ્તથી જે કાર્ય કરાવવા ઈચ્છે છે તે જ કાર્ય થાય છે એ રહસ્યને આ જીવનમાં જ મૂર્તિમાન્ કરી લેવું અને વ્યષ્ટિ તથા સમષ્ટિમાં ઇશ્વરનો સાક્ષત્કાર કરવો એ જ યોગની વાસ્તવિક સિદ્ધિ છે.

પુરાતન યોગપ્રણાલી અધ્યાત્મ તથા જીવનના સામંજસ્ય કિંવા ઐક્યને સિદ્ધ કરી શકી નથી; કારણ કે, પુરાતન યોગપ્રણાલીએ જગતને માયા અથવા અનિત્ય લીલા કહીને વાયુમાં ઉડાવી દીધું છે અને અત્યારે આપણી જીવનશક્તિનો જે હ્રાસ થયેલો આપણા જોવામાં આવે છે અને ભારતવર્ષની જે આટલી સીમા પર્યન્ત અવનતિ થયેલી છે તે જગતને માયા કિંવા અનિત્ય લીલા કહીને ઉડાવી દેવાના દોષનું જ ભયંકર પરિણામ છે. ગીતામાં જે એમ કહેવામાં આવ્યું છે કે: “**उत्सीदेयु रिमे लोका न कुर्यां कर्म चेदहम्**” (“જો હું કર્મ ન કરૂં, તો આ લોકો ઉત્સન્ન થઈ જાય તેમ છે.”) તે ભારતવર્ષના સંબંધમાં અત્યારે સત્ય થયેલું દેખાય છે; કારણ કે, ભારતવર્ષના ‘**इमे लोकाः**’ (‘આ લોકો’) વસ્તુતઃ ઉત્સન્ન—નષ્ટ ભ્રષ્ટ—જ થઇ ગયા છે. સારાંશ કે, ભારતવર્ષમાં કેટલાક મનુષ્યો સંન્યાસી, વૈરાગી, સાધુ તથા સિદ્ધ પુરુષ થઇને મુક્ત થઇ જાય છે; કેટલાક મનુષ્યો ભગવાનના અનન્ય ભકત થઇને પ્રેમ, ભકિત તથા આનન્દથી અધીર બની નૃત્ય કરવા મંડી જાય છે અને સમસ્ત જાતિ પ્રાણહીન તથા બુદ્ધિહીન થઇને ઘોર તમોભાવ કિંવા અજ્ઞાનાંધકારમાં ડૂબી જાય છે એટલે એ અધ્યાત્મસિદ્ધિ કેવા પ્રકારની વારૂ? અર્થાત્ પ્રથમ માનસિક ભૂમિમાં અનન્તના ખંડ સ્વરૂપનો અનુભવ કરીને મનને અધ્યાત્મરસથી આપ્લુત—સિકત—અને અધ્યાત્મના પ્રકાશથી પ્રકાશિત કરવું પડે છે અને એ કાર્યની સમાપ્તિ થતાં એથી ઉપરની ભૂમિ-

કામાં જવાનો અવસર આવી લાગે છે; કારણ કે, જો એ માનસિક ભૂમિથી ઉપરની વિજ્ઞાનભૂમિમાં ન જવાય તો જગતના શેષ રહસ્યને જાણવાનું કાર્ય સર્વથા અસંભવનીય થઈ પડે છે અને જગતની સમસ્યાની કોઈ પણ પ્રકારે મીમાંસા કરી શકાતી નથી. એ ઉચ્ચતર વિજ્ઞાનભૂમિમાં જ આત્મા અને જગત્ કિંવા અધ્યાત્મ અને જીવન એ દ્વંદ્વની અવિદ્યા અદૃશ્ય થાય છે અને તેથી ત્યાં જગતને માયા તરીકે જોવું કે માનવું પડતું નથી; કિન્તુ જગત્ ભગવાનની સનાતન લીલા છે અને આત્માનો નિત્ય વિકાસ છે એમ જ આપણા જોવામાં આવ્યા કરે છે. વિજ્ઞાનભૂમિમાં ભગવાનને પૂર્ણ ભાવથી જાણવાનું અને પ્રાપ્ત કરી લેવાનું કાર્ય સંભવનીય થઈ પડે છે અને ગીતામાં જે "**समग्रं मां ज्ञातुम्**" ("મને સર્વરૂપ જાણીને") આ પ્રમાણેનું વાક્ય આવેલું છે તેનો ત્યાં સંપૂર્ણ સત્યાંશ અનુભવાય છે. અન્નમય દેહ, પ્રાણ, મન, બુદ્ધિ, વિજ્ઞાન અને આનંદ એ આત્માની એક એકથી ઉચ્ચતર ૭ ભૂમિકાઓ છે એટલે મનુષ્ય જેમ જેમ ઉચ્ચથી ઉચ્ચતર અને ઉચ્ચતરથી ઉચ્ચતમ ભૂમિમાં પ્રવેશ કરતો જાય છે તેમ તેમ તેના આધ્યાત્મિક વિકાસ—**Spiritual evolution**—ની ચરમસિદ્ધિની અવસ્થા વિશેષ અને વિશેષ નિકટમાં આવતી જાય છે. વિજ્ઞાનભૂમિમાં પહોંચવા પછી આનંદની ભૂમિકામાં પહોંચવાનું કાર્ય સહજ થઈ પડે છે. અખંડ અને અનંત આનંદની અવસ્થામાં જે પ્રતિષ્ઠા થાય છે તે જ સ્થિર પ્રતિષ્ઠા છે; પરંતુ એ આનંદ ત્રિકાલાતીત પરબ્રહ્મમાંનો નથી, કિન્તુ દેહ, જગત્ તથા જીવનનો જ આનંદ છે એ અહીં અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે; કારણ કે, પૂર્ણ સત્ત્વ, પૂર્ણ ચૈતન્ય અને પૂર્ણ આનંદ વિકાસને પામીને જીવનમાં જ મૂર્ત્તિમાન્ થાય છે. આવા પ્રકારના આનંદને પ્રાપ્ત કરી લેવાની જે ઉદ્યોગિતા તે જ મારા યોગમાર્ગની મૂલકથાં—**Central clue**—છે.

પરંતુ આ અવસ્થાને પ્રાપ્ત કરી લેવાનું કાર્ય સહજ નથી.

આજે પંદર વર્ષ પછી હું એ વિજ્ઞાનના ત્રણ સ્તરોમાંના નિમ્નતર સ્તરમાં પહોંચીને નીચેની સર્વ વૃત્તિઓને તેમાં સમતોલ કરી નાખવાના ઉદ્યોગમાં પ્રવૃત્ત થઈ શક્યો છું. અર્થાત્ જ્યારે આ સિદ્ધિ પૂર્ણ થઈ જશે, ત્યારે ભગવાન્ મારા દ્વારા–મારી મારફત–અન્ય મનુષ્યોને અલ્પ આયાસ કિંવા અલ્પ પરિશ્રમથી વિજ્ઞાનસિદ્ધિ આપશે એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. જ્યારે એમ થશે ત્યારે જ મારા વાસ્તવિક કાર્યનો આરંભ થશે. હું કર્મસિદ્ધિમાટે અધીર નથી; કારણ કે, જે કાંઈ થવાનું છે તે ભગવાન્‌ના નિર્દિષ્ટ કરેલા સમયે જ થવાનું છે; તે પૂર્વે કોઈ પણ પ્રકારે થવાનું નથી એ હું સારી રીતે જાણતો હોવાથી કોઈ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે દોડીને ક્ષુદ્ર 'અહમ્' ની શક્તિવડે કર્મક્ષેત્રમાં કૂદકો મારવાની પ્રવૃત્તિ મેં કદાપિ કરી નથી, કરતા નથી અને કરવાનો પણ નથી. કદાપિ કર્મસિદ્ધિ ન પણ થાય, તો પણ હું મારા ધૈર્યને ત્યાગવાનો નથી; કારણ કે, એ કર્મ ભગવાન્‌નું છે, મારૂં નથી. હું હવે બીજા કોઈના પણ આવ્હાનને સાંભળવાનો નથી અને ભગવાન્ જે માર્ગમાં મને ચલાવશે તે માર્ગમાં જ હું ચાલીશ.

---

બંગદેશ–બંગાળા–આવી અવસ્થાને પ્રાપ્ત કરી લેવામાટે યથાર્થ સ્વરૂપમાં પ્રસ્તુત–તૈયાર–નથી, એ હું સારી રીતે જાણું છું; કારણ કે, ત્યાં અધ્યાત્મજ્ઞાનનાં જે પૂર આવે છે તે પુરાતનનાં કેટલાંક નૂતન રૂપો જ હોય છે; પરંતુ વાસ્તવિક કિંવા શુદ્ધ રૂપાન્તર નથી હોતાં. તથાપિ અધ્યાત્મજ્ઞાનનાં એ અવાસ્તવિક રૂપાન્તરોની પણ આવશ્યકતા હતી; કારણ કે, બંગદેશે જેટલા પરિમાણમાં પુરાતન યોગને પોતામાં જાગ્રત કરીને તેની સાધનામાં પોતાના સંસ્કારનો ક્ષય કર્યો છે તેટલા પરિમાણમાં તેણે મૂળ સારને આકર્ષીને ભૂમિને ઉર્વર કિંવા ફળદ્રૂપ કરેલી છે. પ્રથમ બંગદેશમાં વેદાન્ત એટલે કે અદ્વૈતવાદ, સંન્યાસ અને શંકર–શ્રી શંકરાચાર્ય–ના માયાવાદ ઈત્યાદિનો સમય

હતો અને અત્યારે હવે વૈષ્ણવ ધર્મ એટલે કે લીલા, પ્રેમ તથા ભાવજન્ય આનંદમાં ઉન્મત્ત થઈ જવાનો સમય ચાલી રહ્યો છે; અર્થાત્ વૈષ્ણવ ધર્મની મહત્તા વર્ત્તમાન છે. પરંતુ એ સર્વ ધર્મસ્વરૂપો અત્યન્ત પુરાતન તથા નવીન યુગમાટે સર્વથા અનુપયોગી હોવાથી હવે દીર્ઘકાળ ટકશે નહિ; કારણ કે, આવા પ્રકારના ઉન્માદો હવે ટકી શકે તેમ છે જ નહિ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ વૈષ્ણવ ભાવમાં એટલો ગુણ તો અવશ્ય છે કે તે ભગવાન્ સાથે જગતનો અમુક સંબંધ રાખે છે અને તે ભાવ અનુસાર જીવનનો પણ અમુક અર્થ કરી શકાય છે; પરંતુ એ વૈષ્ણવ ભાવ પણ ખંડભાવ—અંશીય ભાવ—હોવાથી એને પૂર્ણ સંબંધ તેમ જ પૂર્ણ અર્થ તો ન જ કહી શકાય. લોકોમાં જે પોતાના ધર્મનો પક્ષપાત જોવામાં આવે છે તે અનિવાર્ય છે; કારણ કે, મનનો એવો ધર્મ જ છે કે પોતે સ્વીકારેલા સત્યના અમુક ભાગને પૂર્ણસત્ય તરીકે ઓળખવો અને અનંત સત્યના અન્ય પક્ષે સ્વીકારેલા અન્ય ભાગોનો બહિષ્કાર કરવો. જે સિદ્ધ પુરુષો પ્રથમ ભાવને લઈ આવે છે તેઓ ખંડભાવનું અવલંબન કરતા હોવા છતાં અને પૂર્ણભાવને મૂર્ત્તિમાન્ ન કરી શકવા છતાં પણ કેટલાક પરિમાણમાં પૂર્ણનું સંધાન તો રાખતા જ રહે છે; પરંતુ તે સિદ્ધ પુરુષોના શિષ્યો ગુરુના તે પૂર્ણવિષયક સંધાનને ન જોઈ શકવાથી એમ જ બોલે છે કે: 'ગુરુમાં એ તત્ત્વ મૂર્ત્તિમાન્ હતું જ નહિ.' જેને પોટલી બાંધવી હોય તે ભલે બાંધી લે; કારણ કે, જે દિવસે ભગવાન્ પૂર્ણરૂપમાં અવતીર્ણ થશે તે દિવસે એ પોટલી પોતાની મેળે જ છૂટી જશે. આ સર્વ અપૂર્ણતા તથા અપરિપકવ અવસ્થાનાં લક્ષણો છે એટલે એથી વિચલિત થઈ જવાનું નથી. અધ્યાત્મભાવ દેશમાં ખેલતો રહે એ જ શ્રેયસ્કર છે; પછી ભલે ને તે ગમે તે ભાવથી અને ગમે તેટલા સમુદાયમાં ખેલતો હોય, એની ચિન્તા નથી; કારણ કે, આગળની વાત આગળ ઉપર જોઈ લેવાશે. આ નવીન યુગની બાલ્યાવસ્થા કિંવા અપરિપકવ–

Embryonic—અવસ્થા છે અને તેથી જે કાંઈ છે તે આભાસ માત્ર છે; આરંભ નથી.

* * * *

આ યોગની વિશિષ્ટતા એ છે કે જો સિદ્ધિ ઉચ્ચતર ભૂમિકામાં ન જાય એટલે કે જો સિદ્ધિ પોતાની ઉન્નતિ ન કરે, તો આ યોગની સિદ્ધિ પણ પરિપકવ નથી થતી. મેં જે યોગની સાધના કરેલી છે તે યોગના મારામાં કેટલાક પુરાતન સંસ્કારો હતા કે જેમાંના કેટલાક સંસ્કારોનો લોપ થયો છે અને કેટલાક સંસ્કારો અદ્યાપિ અવશિષ્ટ છે. તમારામાં સંન્યાસ વિષયક પુરાતન સંસ્કારનું અસ્તિત્વ હતું અને તેથી જ એક વાર તમોએ અરવિન્દમઠને સ્થાપવાની ઇચ્છા કરી હતી. અત્યારે તમારી બુદ્ધિ જો કે સંન્યાસને નથી ઇચ્છતી; તથાપિ તે પુરાતન સંસ્કારની જે મુદ્રા તમારા હૃદયમાં અંકિત થયેલી છે તે સર્વથા ભૂંસાઈ જાય તેમ ન હોવાથી તમો સંસારમાં રહીને ત્યાગી સંસારી થવાના નિશ્ચયપર આવી લાગ્યા છો. તમો કામનાત્યાગની આવશ્યકતાને સારી રીતે જાણો છો; પરંતુ કામનાત્યાગ તથા આનંદ-ભોગના સામંજસ્યને પૂર્ણભાવથી ગ્રહી શકતા નથી. મેં આપણા બંગાળીઓના સાધારણ સ્વભાવ અનુસાર યોગને કેવળ જ્ઞાનની દિશામાં જ સ્વીકારેલો નથી; કિન્તુ જ્ઞાનની દિશા પ્રમાણે જ ભક્તિ તથા કર્મની દિશામાં પણ સ્વીકારેલો છે. મને કેટલાક પરિમાણમાં જ્ઞાનની પ્રાપ્તિ થયેલી છે તેમ જ વિશેષ પરિમાણમાં અદ્યાપિ જ્ઞાન-પ્રાપ્તિનું કાર્ય અપૂર્ણ કિંવા અવશિષ્ટ છે; કારણ કે, મારામાંથી અદ્યાપિ ભાવુકતાની કુજ્ઝટિકા—ધૂમસ—કપાઈ ગઈ નથી એટલે કે તેનો લોપ થયો નથી. અર્થાત્ તમો પણ સાત્ત્વિકતાના સીમાસૂત્રને સંપૂર્ણ કાપી શકતા નથી; એ કારણથી અદ્યાપિ તમારામાં અહં-ભાવ અવશિષ્ટ રહેલો દેખાય છે અને તેથી જ તમારામાં યોગનો જે વિકાસ થવો જોઇએ તે નથી થતો. હું આ વિષયમાં કશી પણ

ખેંચતાણ કે ઊતાવળ નથી કરતો અને તમારા પોતાના સ્વભાવ અનુસાર તમારા યોગનો વિકાસ થાય એ જ ઇષ્ટતર માનું છું; કારણ કે, સર્વને એક જ મૂસમાં ઢાળવા કિંવા સર્વને એક જ માર્ગમાં ચલાવવા એ મારી ઇચ્છા જ નથી. ભલે નાના પ્રકારના ભાવો તથા નાના પ્રકારના આકારમાં પ્રકટ થાય તથાપિ સર્વમાં મૂળ વસ્તુ તો એક જ હોવાની એટલે ભાવો તથા આકારોની ભિન્નતામાટે વ્યર્થ વિવાદને ઉત્પન્ન કરવો એ સર્વથા અયોગ્ય કાર્ય છે. સર્વનો વિકાસ આંતરિક ભાગમાંથી જ થાય છે અને તેમનાં રૂપો અંતરમાં જ ઘડાય છે; એટલામાટે તમારા યોગનું ગઠન બાહ્ય ભાગમાંથી થાય એમ હું નથી ઇચ્છતો; કારણ કે, તમોએ મૂળ વસ્તુને પ્રાપ્ત કરી લીધી છે એટલે અન્ય વસ્તુઓ પોતાની મેળે જ આવીને તમને પ્રાપ્ત થઈ જશે.

હું ભેદપ્રતિષ્ઠ—જેની પ્રતિષ્ઠા કેવળ ભેદભાવ ઉપર જ થયેલી છે તેવા—સમાજને નથી ઇચ્છતો; કિન્તુ આત્મપ્રતિષ્ઠ—આત્માના ઐક્યની મૂર્તિ—સંઘને જ ઇચ્છું છું. આ Idea અથવા ભાવને સ્વીકારીને જ દેવસંઘ નામની ઉત્પત્તિ થયેલી છે એટલે કે જેઓ દેવજીવનને ઇચ્છે છે તેમનો જે સંઘ કિંવા સમુદાય તે દેવસંઘ નામથી ઓળખાય છે. આવા પ્રકારના દેવસંઘની એક સ્થાનમાં સ્થાપના કરીને પછી તેનો સમસ્ત દેશમાં પ્રચાર કરવો પડશે. આવા પ્રકારના પ્રયત્ન કિંવા ઉદ્યોગ ઉપર જો 'અહમ્' ની છાયા પડી જાય છે તો તે સંઘ દલ કિંવા સૈન્યના રૂપમાં પરિણત થઈ જાય છે, એ પણ અવશ્ય સ્મરણમાં રાખી લેવાની આવશ્યકતા છે. અમુક મનુષ્યોનો સમુદાય સંઘ છે કે સૈન્ય છે એનો નિર્ણય સહજ જ કરી શકાય તેમ છે; કારણ કે, અંત પર્યન્ત જે માનવસમુદાય 'અહમ્'ની છાયાથી અલિપ્ત રહીને પોતાના દેવજીવનની ભાવનામાં શુદ્ધ રહેલો દેખાય તે માનવસમુદાય સંઘ છે એમ જાણવાનું છે. એવો સંઘ પોતાના એક જ દેવજીવનરૂપ

કેન્દ્રના પરિધિમાં રહ્યા કરે છે અને તેથી એ પરિધિમાંથી જેઓ બહાર નીકળી ગયા હોય તેઓ સંઘમાંના મનુષ્ય નથી અથવા પરિધિમાં રહેલા હોવા છતાં પણ જેઓ પોતાના કેન્દ્રના સ્વરૂપને અહંભાવના પરિણામે ભૂલી ગયા હોય, તેઓ સંઘમાંના મનુષ્યો હોવા છતાં પણ ભ્રાન્ત છે; એટલે કે, આપણો જે વર્ત્તમાન ભાવ છે તે ભાવ સાથે તેઓ મળતા ન હોવાથી ભ્રાન્ત છે, એમ નિર્વિવાદ સમજી લેવાનું છે.

તમો અહીં કદાચિત્ એવો પ્રશ્ન ઉપસ્થિત કરશો કે: "સંઘની આવશ્યકતા જ શી છે? કારણ કે, મુક્ત થતાં સર્વ કાંઇ બની શકે તેમ છે. અર્થાત્ મુક્તાવસ્થાની પ્રાપ્તિ થતાં સર્વ એકાકાર થઈ જશે અને તે બૃહદ્ એકાકારમાં એનો પણ સમાવેશ થઈ જવાનો છે એટલે સંઘની આવશ્યકતા રહેવાની જ ક્યાં છે?" તમારો આ પ્રશ્ન સત્ય છે; પરંતુ એ સત્યની એક દિશામાત્ર છે, સર્વાંગપરિપૂર્ણ સત્ય નથી; કારણ કે, આપણાં સર્વ કાર્યો તથા વ્યવહારોની કેવળ નિરાકાર આત્માને સ્વીકારવાથી જ પૂર્ણતા થઈ શકે તેમ નથી અને તેથી જીવનને શરીરમાં ટકાવી રાખવાની પણ આવશ્યકતા છે; કારણ કે, શરીરથી ભિન્ન થતાંની સાથે જ જીવનની કાર્યકારિણી–Effective–ગતિ તત્કાળ અટકી જાય છે એટલે કે શરીર વિના એક માત્ર જીવનથી કાંઈ પણ કરી શકાતું નથી. અરૂપે જે નામ તથા રૂપને ધારણ કરેલાં છે તે નામરૂપધારણ માયાની મૂર્ખતા નથી કિન્તુ રૂપ કિંવા આકારનું અનિવાર્ય પ્રયોજન હોવાથી જ એ રૂપ કિંવા આકારને સ્વીકારવાનો વ્યવહાર થયેલો છે અને તેથી કોઈ પણ કાર્યને સર્વથા ત્યાગી દેવાની મારી ઇચ્છા નથી. અર્થાત્ રાજનીતિ, વાણિજ્ય, સમાજ, કાવ્ય, શિલ્પકળા અને સાહિત્ય આદિ સર્વ વિષયોનો આદર કરવાની અને એ સર્વ વિષયોને નૂતન પ્રાણ તથા નવીન આકાર કિંવા સ્વરૂપ આપવાની આવશ્યકતા છે, એ નવીનતાથી વારંવાર કહેવાની કે લખવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી.

રાજનીતિને ત્યાગવાનું શું પ્રયોજન છે વારૂ? આપણી અત્યારની રાજનીતિ જો કે ભારતવર્ષની મૂળ વસ્તુ નથી એટલે કે આપણી અત્યારની રાજનીતિનું વિલાયતમાંથી આગમન થયેલું હોવાથી તે વિલાયતી પદ્ધતિ કિંવા ઢંગનું જો કે અનુકરણ માત્ર છે; તથાપિ એની પણ આવશ્યકતા હતી અને તેથી આપણે પણ વિલાયતી પદ્ધતિની રાજનીતિનો વ્યવહાર કરેલો છે; કારણ કે, જો આપણે એ વિલાયતી પદ્ધતિની રાજનીતિનો પરિસ્થિતિ અનુસાર વ્યવહાર ન કર્યો હોત, તો આપણને જે અનુભવ મળ્યો છે તે મળી શકત નહિ અને એ વિષયમાં આપણો પૂર્ણ વિકાસ પણ થઈ શકત નહિ. અત્યારે પણ એ વિલાયતી રાજનીતિની આવશ્યકતા તો છે જ; પરંતુ ભારતવર્ષના અન્ય દેશોમાં એની જેટલી આવશ્યકતા છે તેટલી આવશ્યકતા બંગદેશમાં નથી. અર્થાત્ બંગદેશમાટે છાયાનો વિસ્તાર ન કરતાં વસ્તુને પકડી લેવાનો સમય આવી લાગ્યો છે અને તેથી ભારતના સત્ય આત્માને જાગ્રત કરીને સર્વ તદનુરૂપ કરવાની જ મારી ઇચ્છા છે.

અત્યારે લોકો રાજનીતિને અધ્યાત્મભાવથી અનુપ્રાણિત કરવા ઇચ્છે છે એટલે કે Spiritualise કરવા માગે છે; પરંતુ એનું જો કોઈ પણ સ્થાયિ ફળ થવાની સંભાવના હોય તો તે ફળ એ જ થવાનું છે કે ભારતવર્ષમાં એક પ્રકારના Indianised Bolshevism-ભારતીય બોલ્શેવિઝ્મ-નો જ વિસ્તાર થઈ જશે. આવા પ્રકારના કર્મનો પણ હું નિષેધ નથી કરતો; કારણ કે, પોતપોતાની પ્રેરણા અનુસાર કર્મ કરવાનો સર્વને સમાન અધિકાર છે; છતાં પણ એટલું તો અવશ્ય લક્ષમાં રાખી લેવું જોઇએ કે એ મૂળ કિંવા સત્ય વસ્તુ નથી અને તેથી જો અશુદ્ધ રૂપમાં અધ્યાત્મ-Spiritual-શક્તનું સંચાલન કરવામાં આવશે એટલે કે જો કાચા ઘડામાં કારણોદધિના જળને ભરવામાં આવશે, તો તે કાચો ઘડો ફૂટી જશે, તેમાંનું જળ બહાર નીકળીને નષ્ટ થઈ જશે અને અધ્યાત્મશક્તિને લુપ્ત-Evoporate-

કરીને તે અશુદ્ધ રૂપ જ અવશિષ્ટ રહી જશે. આ નિયમ સર્વ ક્ષેત્રોમાં એટલે કે કાર્યના સર્વ વિભાગોમાં એકસરખો લાગૂ પડે છે. અધ્યાત્મપ્રેરણા–Spiritual influence–જ્યારે આપી શકાશે ત્યારે એ શક્તિનો શિવાલય કિંવા મહાદેવના મંદિરમાં વાનરની મૂર્તિને ઘડીને તેની સ્થાપનાના કાર્યમાં વ્યય થશે અને તે વાનર પણ પ્રાણપ્રતિષ્ઠાવડે શક્તિમાન્ થઇને ભક્ત હનુમાનના રૂપે, જ્યાં સૂધી તેનામાં તે શક્તિ રહેશે ત્યાં સૂધી, રામચંદ્રનાં અનેક કાર્યો કરશે, એ જો કે સત્ય છે; તથાપિ ભારતમંદિરમાં આપણે જેની મૂર્તિને સ્થાપવા ઇચ્છીએ છીએ તે હનુમાનની મૂર્ત્તિ નથી કિંતુ દેવ અથવા ઈશ્વરાવતાર સ્વયં શ્રી રામની જ પ્રતિમા છે એ આપણે નિરન્તર સ્મરણમાં રાખવાનું છે.

આપણે જો કે સર્વની સાથે મળી શકીએ છીએ; પરંતુ સર્વ જનોને સત્ય માર્ગમાં આકર્ષવામાટે આપણા આદર્શના ભાવ–Spirit–તથા રૂપને અક્ષય તથા દૃઢ રાખવાની આવશ્યકતા અનિવાર્ય છે. અર્થાત્ જો આપણે આપણા આદર્શના ભાવ તથા રૂપને અક્ષય તથા અવિકૃત નહિ રાખીએ, તો આપણે આપણી દિશાને ભૂલી જઈશું અને આપણા હસ્તથી જે પ્રકૃત–ઉચિત કિંવા સત્ય–કર્મ છે તે થશે જ નહિ. વ્યક્તિગત ભાવથી–Individually–સર્વત્ર રહેવાથી કાંઇક થઈ શકશે એમ જણાય છે; કિન્તુ સંઘરૂપે સર્વત્ર રહેવાથી તેનાથી શતગુણ અધિક કાર્ય થઈ શકે છે. છતાં અદ્યાપિ તે સમય આવ્યો નથી અને તેથી ઊતાવળ કરીને એ માર્ગમાં આગળ વધવાથી આપણે જે પરિણામને ઇચ્છીએ છીએ તે પરિણામ આપણને પ્રાપ્ત થવાનું નથી. સંઘ પ્રથમ ચઢાણરૂપ થઇ પડશે અને જેમને આદર્શની પ્રાપ્તિ થયેલી છે તેઓ ઐક્યની શૃંખલાથી પરસ્પર બંધાઇને વિવિધ સ્થાનોમાં કાર્ય કરતા રહેશે; ત્યાર પછી તે સંઘને ધર્મસંઘ–Spiritual commune–નું સ્વરૂપ આપી સંઘબદ્ધ થઇને તેઓ કર્મને

આત્માનુરૂપ તથા યુગાનુરૂપ આકૃતિ આપી દેશે. તે આકૃતિ કિંવા રૂપ સીમાબદ્ધ તથા અચલાયતન નહિ કિન્તુ સ્વાધીન કિંવા સ્વતંત્ર રૂપ હોવાથી સમુદ્ર પ્રમાણે જે કાંઈ પણ આમતેમ વિખરાઈ જઈ શકે તેમ હશે તેમાંથી કોઇને નાનાવિધ તરંગભંગીથી ઘેરી લેશે અને કોઇને પ્લાવિત કરી નાખશે એટલે કે સર્વને આત્મસાત્ કરી લેશે. આમ થતાં થતાં પરિણામ એ આવશે કે દેવજાતિ—Spiritual Community—દંડાયમાન થયેલી દેખાશે. મારો અત્યારનો—વર્ત્તમાન—ભાવ આ છે; પરંતુ અદ્યાપિ મારા એ ભાવનો સંપૂર્ણ વિકાસ થયો નથી. સર્વ ભગવાન્ના હસ્તમાં હોવાથી તે જે કાંઈ કરશે તે જ થવાનું છે

હવે હું તમારા પત્રમાંના કેટલાક વિશિષ્ટ વિષયોની આલોચના કરૂં છું. તમોએ યોગના સંબંધમાં જે લખ્યું છે તે વિશે આ પત્રમાં હું વિશેષ કાંઇ પણ લખવા ઇચ્છતો નથી; કારણ કે, જ્યારે આપણે મળીશું તે વેળાયે એ વિષયનો અધિક સરળતાથી ઊહાપોહ કરી શકાશે. દેહને શબ સમાન જોવો અથવા માનવો એ સંન્યાસના નિર્વાણમાર્ગનું લક્ષણ છે; પરન્તુ આવા પ્રકારની ભાવનાથી સંસારમાં રહી શકાય તેમ ન હોવાથી જો સર્વ વસ્તુમાં આનન્દને મેળવવાની તમારી ઇચ્છા હોય તો જેવો ભાવ તમો આત્મામાં રાખો છો તેવો જ ભાવ દેહમાં પણ રાખો; કારણ કે, દેહ ચૈતન્યમય છે અને દેહ ભગવાન્નું રૂપ છે. જગત્માં જે કાંઈ પણ હોય તે સર્વમાં ભગવાનને જોવાથી એટલે કે "**सर्वमिदं ब्रह्म**" કિંવા "**वासुदेवः सर्व मिति**" એ વાક્યોને વ્યવહારમાં યોજવાથી જ વિશ્વાનન્દ થાય છે, શરીરમાં પણ એ આનન્દના મૂર્ત્ત તરંગો ઊછળે છે અને એ અવસ્થામાં અધ્યાત્મભાવવડે પૂર્ણ થઇને સંસારવ્યવહાર તેમ જ વિવાહ આદિ સર્વ કાર્યો કરી શકાય છે; માત્ર એટલું જ નહિ, પણ ભગવાનના આનન્દમય વિકાસને પણ મેળવી શકાય છે. દીર્ઘકાળથી મેં મારી પોતાની માનસિક ભૂમિમાં મન તથા ઇન્દ્રિયના સર્વ વિષયોને તેમ જ સર્વ

અનુભવોને આનન્દમય કરી લીધા છે અને હવે તે સર્વ વિષયો તથા અનુભવો વિજ્ઞાનાનન્દ–Supramental–રૂપને ધારણ કરતા દેખાય છે. આવી અવસ્થામાં જ સચ્ચિદાનન્દનું પૂર્ણ દર્શન અને સચ્ચિદાનન્દની અનુભૂતિ–સાક્ષાત્કાર–થઈ શકે છે.

તમોએ તમારા પત્રમાં દેવસંઘનો વિષય ચર્ચીને લખ્યું છે કે: "હું દેવ નથી; કિન્તુ ઘણના ઘાથી ટીપાઇને નિર્મળ થયેલા લોહ જેવો છું." તો એનું ઉત્તર એ જ છે કે: દેવ કોઈ પણ નથી; છતાં પ્રત્યેક મનુષ્યમાં દેવત્વ રહેલું છે અને તેથી તે દેવત્વને પ્રકટ કરવું એ એ જ દેવજીવનનું લક્ષ્ય છે. અર્થાત્ દેવજીવનને સર્વ કોઈ લક્ષ્ય કરી શકે છે; પરંતુ એનો મુખ્ય આધાર મનોગત ભાવ કિંવા ઉદ્દેશ છે. તમારા પોતાના સંબંધમાં એ વર્ણનને હું યથાર્થ–Accurate–તરીકે સ્વીકારતો નથી. આધાર એટલે કે મનોગત ભાવ કિંવા ઉદ્દેશ ગમે-તેવા પ્રકારનો હોય, તો પણ એક વાર ભગવાનનો સ્પર્શ થઈ જાય અને આત્મા જાગ્રત થાય એટલે પછી આધારની ગુરુતા કે લઘુતાનું વિશેષ કાંઈ પણ પરિણામ અવશિષ્ટ રહેતું નથી. આ ઉદ્દેશને સિદ્ધ કરતાં કેટલીક બાધાઓ થાય છે, કેટલાક સમયનો વ્યય થાય છે અને વિકાસનું તારતમ્ય કેટલું હોય છે એનો કશો પણ નિશ્ચય કરી શકાતો નથી; કારણ કે, આંતરિક દેવ એ સર્વ બાધાઓ તથા ન્યૂનતાઓ આદિનો હિસાબ રાખતો નથી; કિન્તુ તેને જ્યારે આપણા ઉદ્દેશનો સંપૂર્ણ આઘાત થાય છે એટલે તે જાગી ઊઠે છે. મારામાં પણ શું અલ્પ દોષો હતા અને મારા ચિત્ત, પ્રાણ તથા દેહની બાધાઓ પણ ઓછી હતી કે કેમ? મારે આ સ્થિતિમાં સમયનો ભોગ નથી આપવો પડયો અને ભગવાનના પ્રહારોને સહન નથી કરવા પડયા કે શું? દિવસ પછી દિવસ અને મુહૂર્ત પછી મુહૂર્ત ચાલ્યાં જાય છે છતાં હું દેવ થાઉં છું કે શું થાઉં છું એ જો કે યથાર્થ જાણી શકાતું નથી; તથાપિ હું કાંઇક થયો છું અથવા થાઉં છું એટલું તો નિર્વિવાદ છે

અને ભગવાનની જે ઘાટને ઘડવાની ઇચ્છા હોય તે જ યથેષ્ટ છે. સર્વને આ અવસ્થા આવી રીતે જ પ્રાપ્ત થઈ શકે છે. સારાંશ કે, આપણી શકિત નહિ, કિન્તુ ભગવાનની શકિત જ એ યોગની સાધિકા છે.

હું આજે કેટલાક દિવસથી જે કાંઈ દેખી રહ્યો છું તેમાંના બેક વિષયોને હું અત્યારે સંક્ષેપમાં દર્શાવીશ. મારી એવી ધારણા કિંવા માન્યતા થયેલી છે કે ભારતવર્ષની દુર્બળતાનું પ્રધાન કારણ પરાધીનતા પણ નથી, દરિદ્રતા પણ નથી અને અધ્યાત્મજ્ઞાન કિંવા ધર્મનો અભાવ પણ નથી; કિન્તુ **વિચારશકિતનો હ્રાસ કિંવા જ્ઞાનની જન્મભૂમિમાં અજ્ઞાનનો વિસ્તાર** એ જ ભારતવર્ષની દુર્બળતાનું પ્રધાન કિંવા મુખ્ય કારણ છે. ભારતવર્ષમાં હું જ્યાં દષ્ટિ નાખું છું ત્યાં સર્વત્ર વિચાર કરવાની અક્ષમતા કિંવા અનિચ્છા–Inability or unwillingness to think–જ મારા જોવામાં આવ્યા કરે છે. મધ્યયુગમાં અવનતિનું લક્ષણ ગમે તે હોય, પણ અત્યારે તો આ ભાવ જ ઘોર અવનતિના મુખ્ય લક્ષણરૂપ થઈ પડયો છે. મધ્યયુગ તે રાત્રનો કાળ હતો અને તેથી મધ્યયુગના દિવસો તે અજ્ઞાનીના વિજયના દિવસો હતા અને અત્યારનું વર્તમાન જગત્ તે જ્ઞાનના વિજયનો યુગ છે અને તેથી આ યુગમાં જે મનુષ્ય વિશેષ વિચાર કરે છે તેની શકિત તેટલા પરિમાણમાં વધતી જાય છે. જો તમો યૂરોપ પ્રતિ દષ્ટિ કરશો, તો ત્યાં મુખ્ય બે વસ્તુઓ જ તમારા જોવામાં આવશે. એક વિચારશીલતાનો અનન્ત અને વિશાળતમ મહાસાગર અને અન્ય પ્રકાણ્ડ, વેગવતી તથા સુશૃંખલ શક્તિનો ખેલ. યૂરોપની સમસ્ત શકિત એમાં જ રહેલી છે; એ શકિતના બળથી જ યૂરોપ જગતનો ગ્રાસ કરી શકે છે અને આપણા પુરાતન કાળના તપસ્વીઓની શકિતના પ્રભાવથી જેવી રીતે વિશ્વના દેવો પણ ભયભીત, સંદિગ્ધ તથા વશીભૂત થતા હતા તેવી જ રીતે અત્યારે યૂરોપની એ

શક્તિના પ્રભાવથી વિશ્વના દેવો પણ ભયભીત, સન્દિગ્ધ તથા વશીભૂત થયેલા દેખાય છે. કેટલાક લોકો એમ કહે છે કેઃ ‘યૂરોપ ધ્વંસ કિંવા નાશના મુખ પ્રતિ દોડે છે;’ પરંતુ મારી એવી માન્યતા નથી; કારણ કે, અત્યારે જે વિપ્લવ તથા ઉલટપાલટ જોવામાં આવે છે તે તો હવે પછીની નવીન સૃષ્ટિની પૂર્વાવસ્થા છે.

યૂરોપની સ્થિતિ આવા પ્રકારની છે એટલે હવે ભારતવર્ષની સ્થિતિ કેવા પ્રકારની છે તેનું તુલનાત્મક દૃષ્ટિથી અવલોકન કરો. જો ભારતવર્ષના કેટલાક મોટા લોકો—Solitary giant—ને બાદ કરી નાખીએ તો સર્વત્ર * * * સરળ–પ્રપંચરહિત–કિંવા Avarage man–સાધારણ મનુષ્ય જ આપણા જોવામાં આવી શકે છે કે જેઓ ચિન્તા કિંવા વિચાર કરવાની ઇચ્છા જ ધરાવતા નથી એટલે કે વિચાર કરી જ નથી શકતા અને જેમનામાં કેવળ ક્ષણિક ઉત્તેજના વિના સત્ય શક્તિનો એક બિન્દુ માત્ર પણ નથી. અર્થાત્ ભારતવર્ષ સરળ વિચાર તથા સરળ વિષયને ઇચ્છે છે અને યૂરોપ ગંભીર વિચાર તથા ગંભીર વિષયને ઇચ્છે છે અને તેથી યૂરોપની વિચારશીલતા એટલી સીમા પર્યન્ત પહોંચી ગઈ છે કે ત્યાંનો એક સાધારણ કુલી અથવા મજૂર પણ વિચારમાં નિમગ્ન રહ્યા કરે છે; સર્વ જનો કાંઇ ને કાંઈ જાણવામાટે અષ્ટોપ્રહર આતુર રહ્યા કરે છે;, મોટા લોકો પણ વિચાર કર્યા વિના સંતુષ્ટ રહી શકતા નથી અને પ્રત્યેક વિષયને તેના તલપ્રદેશ પર્યન્ત તપાસી જોવાની આકાંક્ષા ધરાવે છે. પરંતુ યૂરોપની શક્તિ તથા વિચારશીલતાની જે સીમા છે તે મરણોત્પાદક સીમા—Fatal limitation—છે અને તેથી અધ્યાત્મક્ષેત્રમાં આવતાં તેની શક્તિ તથા વિચારશીલતા એક ડગલું પણ આગળ વધી શકતી નથી, એ પણ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે. આ કારણથી અધ્યાત્મક્ષેત્રમાં આવતાં યૂરોપ સર્વત્ર પ્રમેય, સમસ્યા કિંવા જટિલતા, કુહેલિકારૂપ કિંવા મેઘાચ્છાદિત મનોવિજ્ઞાન–

Nebulous metaphysics—અને યૌગિક વિભ્રમ–Yogic halluoination–ને જ નિહાળ્યા કરે છે અને ધૂમાડામાં વારંવાર ચક્ષુઓને ચોળી ચોળીને જોવા છતાં પણ સત્ય વસ્તુનો તેનાથી નિશ્ચય કરી શકાતો નથી. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ એમ સમજી લેવાનું નથી કે એ અધ્યાત્મક્ષેત્રની સીમાનો અતિક્રમ કરી જવામાટેના યૂરોપના પ્રયત્નો અત્યારે ઓછા ચાલી રહ્યા છે; પરંતુ તેના એ પ્રયત્નો અદ્યાપિ સફળ થઈ શક્યા નથી અને ભવિષ્યમાં ક્યારે સફળ થશે એનો કશો નિશ્ચય નથી. હવે અધ્યાત્મક્ષેત્રમાં આપણી પોતાની અવસ્થા કેવી છે એ આપણે જોઇએ. આપણામાં અધ્યાત્મજ્ઞાનની વિપુલતા છે અને એ આપણા પૂર્વપુરુષોના પુણ્યનું જ પરિણામ છે: અર્થાત્ જેનામાં એ બોધ વિદ્યમાન છે તેના હૃદયમાં જ્ઞાનની અને તેના બાહુમાં શક્તિની એટલી તો વિપુલતા રહેલી હોય છે કે તેના એક સાધારણ ફુત્કાર માત્રથી જ યૂરોપની સમસ્ત પ્રકાંડ શક્તિ એક લઘુ તૃણ પ્રમાણે ઊડી જાય તેમ છે; કિન્તુ એ શક્તિને મેળવવામાટે શક્તિ–ઉપાસના–ની આવશ્યકતા છે અને જે ખેદનો વિષય છે તે એ જ કે આપણે 'સહજ' ના ઉપાસક છીએ, શક્તિના ઉપાસક નથી અને 'સહજ' ની ઉપાસનાથી શક્તિની પ્રાપ્તિ થઈ શકતી નથી. આપણા પૂર્વપુરુષોએ વિચારશીલતા કિંવા ચિન્તનશીલતાના વિશાળ તથા ગહન સમુદ્રમાં તરીને અને સંપૂર્ણ નિમજ્જન કરીને જ વિશાળ જ્ઞાનને પ્રાપ્ત કર્યું હતું અને વિશાળ સભ્યતાના મનોહર પ્રાસાદને નિર્માણ કર્યો હતો; પરંતુ આપણા તે પૂર્વપુરુષોનાં સંતાનો તેમના માર્ગમાં ચાલતાં અવસાદ પામીને ક્લાન્ત થઈ ગયા એટલે કે થાકીને લોથ થઈ ગયા અને તેથી તેમની વિચારશીલતાનો વેગ ઘટી જતાં તેની સાથે તેમની શક્તિનો વેગ પણ ઓછો થઈ ગયો. સારાંશ કે, અત્યારે આપણી સભ્યતા સર્વથી અચલાયતન અને ધર્મથી બાહ્ય વસ્તુ વિષયક દુરાગ્રહ–ધર્માન્ધતા–સમાન થઈ પડી છે તેમ જ આપણો અધ્યાત્મભાવ

કોઈ એક ક્ષીણ પ્રકાશ કિંવા ક્ષણિક ઉન્માદના એક તરંગ જેવો થઇ પડ્યો છે. સારાંશ કે, ભારતવર્ષની જ્યાં સૂધી આવી અવસ્થા રહેશે ત્યાં સૂધી ભારતવર્ષના સ્થાયિ પુનરુત્થાનનો કદાપિ સંભવ નથી.

સમસ્ત ભારતવર્ષની અત્યારે આવી અવસ્થા છે અને તેમાં પણ બંગદેશ–બંગાળા–માં તો એ દુર્બળતા ચરમ સીમા પર્યન્ત આવી પહોંચી છે. બંગાળાના મનુષ્યોમાં તીવ્ર બુદ્ધિ, ભાવના યોગ્યતા અને સ્વતઃસિદ્ધ જ્ઞાન–Intuition–છે અને એ સર્વ ગુણોમાં તેઓ ભારતવર્ષમાં સર્વશ્રેષ્ઠ છે. જો કે એ સર્વ ગુણોની આવશ્યકતા તો છે જ; તથાપિ એ ગુણોથી જ જે અન્ય ગુણોની આવશ્યકતા છે તેની પૂર્ત્તિ થઇ શકતી નથી અને તેથી એ ગુણો પણ નિરર્થક થઇ જાય છે; અર્થાત્ જો એ ગુણોની સાથે વિચારની ગંભીરતા, ધીર શક્તિ, વીરોચિત સાહસ, દીર્ઘ પરિશ્રમની ક્ષમતા અને આનંદ આદિ ગુણો આવી મળે, તો એ સર્વ એકત્ર ગુણોના યોગે બંગાળીઓ કેવળ ભારતવર્ષના તો શું પણ સમસ્ત વિશ્વના નેતા અને પૂજ્ય પુરુષ થઇ શકે તેમ છે. પરંતુ બંગાળીઓ પરિશ્રમથી પ્રાપ્ત થનારી ઉચ્ચતમ સ્થિતિને ઇચ્છતા નથી; તેઓ તો પરિશ્રમ વિના જ આગળ વધવા ઇચ્છે છે એટલે કે ચિન્તન વિના જ્ઞાનને મેળવવાની, પરિશ્રમ વિના ફળને મેળવવાની અને સહજ સાધનાવડે સિદ્ધિને મેળવવાની આકાંક્ષા ધરાવે છે. કેવળ ભાવજન્ય કિંવા ભાવની ઉત્તેજના એ જ તેમનું સંબલ થઈ પડયું છે; પરંતુ એ જ્ઞાનશૂન્ય ભાવની અતિશયતા જ એ રોગનું લક્ષણ છે. અર્થાત્ એ રોગના પરિણામે દેશમાં અવસાદ કિંવા તમોભાવ એટલી સીમા પર્યન્ત વ્યાપી ગયો છે કે તેના યોગે દેશની ઉત્તરોત્તર અવનતિ થતી જાય છે, જીવનશક્તિનો હ્રાસ થતો જાય છે અને બંગાળીઓ પોતાના દેશમાં જ એવી અવસ્થામાં આવી પડ્યા છે કે તેમને પેટ ભરીને ખાવા જેટલું અન્ન મળી શકતું નથી, શરીરને ઢાંકવામાટે વસ્ત્ર મળતાં નથી, દેશમાં સર્વત્ર હાહાકાર વ્યાપેલો

દેખાય છે અને ધન, વાણિજ્ય વ્યવસાય તથા ભૂમિ; માત્ર એટલું જ નહિ, પણ કૃષિકર્મ સુદ્ધાં પણ બીજાઓના હાથમાં જઈ પડવાનો આરંભ થઇ ચૂક્યો છે. સારાંશ કે, **આપણે શક્તિની સાધનાને ત્યાગી દીધી છે એટલે શક્તિએ પણ આપણને ત્યાગી દીધા છે; આપણે જો કે પ્રેમની સાધના કરીએ છીએ; પરંતુ જ્યાં જ્ઞાન તથા શક્તિનો અભાવ હોય છે ત્યાં પ્રેમનો નિવાસ પણ હોઈ શકતો નથી;** એટલે કે, જ્ઞાનહીન તથા શક્તિહીન સ્થાનમાં કેવળ સંકીર્ણતા તથા ક્ષુદ્રતાનો જ આવિર્ભાવ થાય છે અને સંકીર્ણ તથા ક્ષુદ્ર મન, પ્રાણ તથા હૃદયમાં પ્રેમનું સ્થાન હોતું જ નથી. પ્રેમ બંગદેશમાં ક્યાંથી હોય વારુ? કારણ કે, જેટલા પરિમાણમાં વિગ્રહ, મનોમાલિન્ય, ઇર્ષા ઘૃણા અને પક્ષાભિમાન આદિ દુર્ગુણોનો બંગાળામાં અધિકાર છે; તેટલા પરિમાણમાં એ દુર્ગુણોનો ભેદપરાયણ ભારતવર્ષના અન્ય કોઇ પણ સ્થાનમાં અધિકાર નથી અને જ્યાં આવા ભીષણ દુર્ગુણોનો સંપૂર્ણ અધિકાર હોય, ત્યાં પ્રેમનો પ્રવેશ પણ કેવી રીતે અને કેમ કરીને થઇ શકે વારુ?

**આર્યજાતિના ઉદાર વીરયુગમાં તે સમયના લોકો આટલી બધી વાચાળતા તથા ધમપછાડ કરતા નહોતા; કિન્તુ જે પ્રયત્નનો તેઓ આરંભ કરતા હતા તે પ્રયત્ન બહુ શતાબ્દિઓ પર્યન્ત કાર્યના રૂપમાં સ્થાયી રહેતો હતો.** બંગાળીઓના અત્યારના પ્રયત્નો માત્ર બે દિવસ પર્યન્ત જ સ્થાયી રહી શકે છે અને પછી સદાનેમાટે વાયુમાં ઉડ્ડાણ કરી જાય છે.

તમો કદાચિત્ એમ કહેશો કે ભાવના ઉન્માદની અને એ ઉન્માદથી દેશને ઉન્મત્ત કરવાની પણ આવશ્યકતા તો છે જ; પરંતુ રાજનીતિના ક્ષેત્રમાં એ સર્વ હું કરી ચૂક્યો છું અને એનું કાંઇ પણ ઇષ્ટ

પરિણામ મારા જોવામાં આવ્યું નથી. અર્થાત્ સ્વદેશીના સમયમાં મેં જે કાંઈ કર્યું હતું તે સર્વ અત્યારે ધૂળમાં મળી ગયું છે એટલે હવે કેવળ ભાવના ઉન્માદથી અધ્યાત્મક્ષેત્રમાં એથી શુભતર શું પરિણામ થવાનો સંભવ છે વારૂ?* હું એમ નથી કહેતો કે એનું કાંઈ પણ ફળ નથી થતું; અર્થાત્ એનું પણ કાંઇક ફળ થાય છે; એટલે કે જે જે હીલચાલો–Movement–થાય છે તેમનું કાંઇક ફળ તો ફળ્યા વિના નથી જ રહેતું; પરંતુ એવી હીલચાલોથી અધિક અંશે કેવળ શકયતા –Possibility–ની વૃદ્ધિ વિના અન્ય કાર્ય ભાગ્યે જ થતું જોવામાં આવે છે અને એ શકયતાની વૃદ્ધિ તે ઇષ્ટ કાર્યને વાસ્તવિક રૂપમાં સ્થિર કરવાની યથાર્થ પદ્ધતિ કિંવા રીતિ નથી. આ કારણથી જ હવે હું કેવળ ભાવ તથા મનોવિકારજન્ય ઉન્માદ–Emotional excitement–ને જ ઇષ્ટ કાર્યના આધાર તરીકે સ્વીકારવા ઇચ્છતો નથી. મારા યોગની પ્રતિષ્ઠા કરવામાટે હું કેવળ વિશાળ વીરસમતાને

---

* ઈ. સ. ૧૯૦૬ માં બંગભંગના કારણથી બંગાળી લોકોએ અંગ્રેજી વસ્તુઓ એટલે કે ગ્રેટબ્રિટનમાં બનેલી વસ્તુઓનો ઉપયોગ ન કરવાની જે પ્રતિજ્ઞા કરી હતી અને તેના પરિણામે સ્વદેશીય વસ્તુઓના પ્રચારનો બંગાળામાં જે પ્રયત્ન આરંભાયો હતો તે પ્રયત્નની સિદ્ધિમાટે અરવિન્દ બાબૂએ અગાધ પરિશ્રમ કર્યો હતો અને તે સમયને જ અહીં તેમણે સ્વદેશીના સમય તરીકે ઓળખાવેલો છે. પરંતુ તે સમયમાં સ્વદેશીય વસ્તુપ્રચારવિષયક પ્રયત્નનો બંગભંગરૂપ એક એકદેશીય કારણમાંથી જ ઉદ્ભવ થયેલો હોવાથી સર્વવ્યાપક કારણ કિંવા ઉદ્દેશના અભાવે તે પ્રયત્ન થવો જોઈએ તેટલા પરિમાણમાં સ્થાયી તથા સફળ થઈ શકયો નહોતો; માત્ર એટલું જ નહિ, પણ ઈ. સ. ૧૯૧૧ માં બંગભંગનો અંત આવી ગયો હતો. એથી કોઈ પણ પ્રયત્નની સફળતા તથા ચિરસ્થાયિતામાટે એક સમસ્તદેશવ્યાપક, સાર્વજનિક તથા સર્વસાધારણ ઉદ્દેશની કેટલી સીમા પર્યન્ત અનિવાર્ય આવશ્યકતા હોય છે એ સ્પષ્ટ દેખાઈ આવે છે.

અનુવાદક

જ ઇચ્છું છું; કારણ કે, એ વીરસમતામાં પ્રતિષ્ઠિત થયેલા આધારના યોગે સર્વ વૃત્તિઓમાં પૂર્ણ, દૃઢ અને અવિચલિત શક્તિનો આવિર્ભાવ થાય છે; તે શક્તિના સમુદ્રમાં જ્ઞાનસૂર્યના રશ્મિઓનો વિસ્તાર થાય છે અને તે પ્રકાશમય વિસ્તારમાં અનન્ત પ્રેમ, આનન્દ તથા ઐક્યના સ્થિર ઉલ્લાસ કિંવા હર્ષ–Ecstasy–ને અનુભવી શકાય છે. **મને લક્ષાવધિ શિષ્યો નથી જોઈતા; કિન્તુ એક જ ક્ષુદ્ર અહંભાવથી રહિત પૂર્ણ મનુષ્ય જો મને ભગવાનના શત્રુરૂપે પણ મળી આવે, તો તે એક જ મનુષ્ય યથેષ્ટ છે.** અત્યારની પ્રચલિત ગુરુપદવીમાં મારી આસ્થા કિંવા શ્રદ્ધા છે જ નહિ અને તેથી ગુરુ થવાની મારી ઇચ્છા જ નથી. મારા સ્પર્શથી જાગ્રત થાઓ, અન્ય કોઈના સ્પર્શથી જાગ્રત થાઓ અથવા પોતાના અંતરમાંના સુપ્ત કિંવા નિદ્રાધીન દેવત્વનો પ્રકાશ કરીને જગજ્જીવનને મેળવી લ્યો. એટલી જ મારી આકાંક્ષા છે. આવા પ્રકારના મનુષ્યથી જ દેશની ઉન્નતિ તથા દેશનો ઉદ્ધાર કરી શકાશે.

મારા આ વ્યાખ્યાન–Lecture–ના વાંચનથી એમ માની લેશો નહિ કે હું બંગદેશના ભવિષ્યના સંબંધમાં સર્વથા નિરાશ થઇ ગયો છું. જેઓ એમ કહે છે કે આ વેળાએ બંગદેશમાં જ મહાજ્યોતિનો વિકાસ થવાનો છે, તેમના કથનને હું અસત્ય માનતો નથી; કારણ કે, હું પોતે પણ એવી જ આશા રાખું છું. આમ હોવા છતાં પણ હું ઢાલની બીજી બાજૂ—Other side of the shield—પર ક્યાંય કાંઇ દોષ, ત્રુટિ કિંવા ન્યૂનતા હોય, તો તેને તપાસી જોવાનો ઉદ્યોગ કર્યા કરું છું; કારણ કે, જો એવો કોઈ પણ દોષ, એવી કોઈ પણ ત્રુટિ કિંવા એવી કોઈ પણ ન્યૂનતા રહી જશે, તો તેથી મહાજ્યોતિનો વિકાસ તો નથી જ થવાનો, પણ જે સાધારણ જ્યોતિ હશે તે પણ સ્થાયિની થઈ શકવાની નથી, એ નિશ્ચયપૂર્વક સમજી લેવાનું છે.

મારા આ અસાધારણ દીર્ઘ પત્રનું તાત્પર્ય એ જ છે કે મેં પણ પોટલી બાંધેલી છે અને મારો એ વિશ્વાસ છે કે મારી એ પોટલી સેન્ટ પિટરની ચાદર જેવી છે અને તેથી અનન્તના જેટલા શિકાર છે તે સર્વ તેમાં એકત્ર થતા જાય છે. અત્યારે એ પોટલીને છોડી-ખોલી-શકાય તેમ નથી; કારણ કે, જો યોગ્ય સમય આવ્યા વિના એ પોટલીને ખોલવામાં આવે, તો તેમાં સપડાયેલા શિકારો છૂટીને પલાયન કરી જાય. અત્યારે મારાથી દેશ—બંગાળા—માં પણ આવી શકાય તેમ નથી; પણ એનો અર્થ એવો નથી સમજવાનો કે દેશ એકલો જ તૈયાર નથી થયો; કારણ કે, અદ્યાપિ હું પોતે પણ તૈયાર નથી થયો એટલે એક અપક્વ મનુષ્ય અપક્વ દેશમાં આવીને શું કાર્ય કરી શકે તેમ છે વારુ? ઇતિ.

તમારો 'સેજદા'



શ્રી

# અરવિન્દ વિચારમાળા

## પ્રથમ પુષ્પ—ધર્મવિચાર

અનુવાદકકૃત કેટલાંક સ્પષ્ટીકરણો

# અનુવાદકકૃત કેટલાંક સ્પષ્ટીકરણો

## ગીતાની ભૂમિકા: પૃષ્ઠ ૪૮

'ગીતાની ભૂમિકા' માં દુર્યોધનના વાણીકૌશલ્યનું વિવેચન કરતાં શ્રી અરવિન્દ બાબૂએ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના પ્રથમ અધ્યાયના ૧૦ મા શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે આપેલો છે: "આપણી સેના અત્યંત વિશાળ તથા પ્રચંડ છે અને ભીષ્મ પિતામહ આપણા સેનાનાયક છે; અને પાંડવોની સેના આપણી સેના સાથે સરખાવતાં ક્ષુદ્ર અથવા અલ્પસંખ્ય છે અને કેવળ ભીમનું બાહુબળ જ તેમની આશાનું એક માત્ર સ્થાન છે એટલે પછી આપણો જ વિજય કેમ અને શા કારણથી ન થાય વારુ?" ગીતાના પ્રથમ અધ્યાયના ૧૦ મા શ્લોકનો આ પ્રમાણે ભાવાર્થ આપ્યા પછી એ શ્લોકમાં આવેલા '**अपर्याप्त**' શબ્દના અર્થ વિશે જે કેટલોક મતભેદ પ્રચલિત છે તેના સંબંધમાં તેમણે લખ્યું છે કે: "કેટલાક લોકો '**अपर्याप्त**' શબ્દનો જે વિપરીત અર્થ કરે છે તે બુદ્ધિપુરઃસર કિંવા યુક્તિસંગત નથી; કારણ કે, દુર્યોધનની સેના હોવી જોઈએ તેથી વધારે વિશાળ હતી અને તેની સૈનાના નેતાઓ પણ શૌર્ય તથા વીરતા આદિ ગુણોમાં અન્ય કોઈ સેનાનાયકોથી ઊતરે તેવા નહોતા, તો પછી આત્મશ્લાઘી દુર્યોધન પોતાના બળની નિન્દા કરીને પોતાના તેમ જ પોતાના સૈનિકોના મનમાં નિરાશાને ઉપજાવવાનો પોતે જ પ્રયત્ન કરે એ કદાપિ સંભવી શકે તેમ છે ખરું કે?" પરંતુ એ '**अपर्याप्त**' શબ્દના અર્થના સંબંધમાં જે મતભેદ પ્રચલિત છે તે શો છે, એ શબ્દનો વિપરીત અર્થ શો કરવામાં આવે છે અને તે અર્થ વિપરીત તથા આ અર્થ યથાર્થ છે તે શા કારણથી અને તેનાં પ્રમાણો શાં છે એ શ્રી અરવિન્દ બાબૂએ વિસ્તારપૂર્વક દર્શાવ્યું નથી અને તેથી એના સ્પષ્ટીકરણની આવશ્યકતા ઉપસ્થિત થયેલી છે.

'अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् " ॥

गीता, १. १०.

આ શ્લોકનો કેટલાકો જે વિપરીત અર્થ કરે છે તે આ પ્રમાણે છેઃ "આપણી જે સેના **ભીષ્મ** **પિતામહ**વડે રક્ષાયલી છે એટલે કે, **ભીષ્મ** **પિતામહ**ની આજ્ઞામાં છે તે **અપર્યાપ્ત** એટલે કે અપૂર્ણ છે અને **પાંડવો**ની જે સેના **ભીમ**ની આજ્ઞામાં છે તે એકમન તથા એકપ્રાણુ હોવાથી **પર્યાપ્ત** એટલે કે સંપૂર્ણ અથવા આપણી સેનાને પહોંચી વળે તેવી છે." અને પોતાના સ્વીકારેલા એ અર્થના સમર્થનમાં તેઓ જણાવે છે કેઃ "કોઈ કોઈ ટીકાકાર '**अपर्याप्त**'નો અર્થ સમર્થ અને '**पर्याप्त**'નો અર્થ અસમર્થ કરે છે; પરંતુ એ અર્થ એ શબ્દના ધાતુરૂપથી સર્વથા વિરુદ્ધ છે. જો શ્લોકના અન્વયમાં એ કૃદન્તરૂપ વિશેષણોનાં સ્થાનોનું પરિવર્તન કરી નાખવામાં આવે, તો જ શબ્દસંકેત યથાસ્થિત રહેવા છતાં તેમનો ભાવાર્થ બદલાઈ જાય તેમ છે; પરંતુ એમ કરવાની આવશ્યકતા નથી." આ અર્થને સ્વીકારનારા '**अपर्याप्त**' અને '**पर्याप्त**' શબ્દોને '**पर्याप्**' ધાતુમાંથી નીકળેલો માને છે અને '**पर्याप्**' ધાતુનો પૂર્ણ, સમર્થ કિંવા યોગ્ય થવું એવો અર્થ હોવાથી '**अपर्याप्त**' એટલે અસમર્થ અને '**पर्याप्त**' એટલે સમર્થ કિંવા પૂર્ણ એવા જ અર્થને જો તેઓ સ્વીકારે તો તે સર્વથા સ્વાભાવિક જ છે. સ્વ. **વામન શિવરામ આપ્ટેએ** પોતાના રચેલા '**સંસ્કૃત ઈંગ્લિશ**' શબ્દકોષમાં '**पर्याप्त**' શબ્દને '**पर्याप्**' ધાતુમાંથી નીકળેલો દર્શાવ્યો છે; પરંતુ અન્ય કોષોમાં એ શબ્દને '**आप्**' ધાતુમાંથી નીકળેલો દર્શાવવામાં આવ્યો છે અને એની '**परि आप क्त**' એવી રીતે વ્યાકરણના નિયમ અનુસાર રૂપસિદ્ધિ આપવામાં આવી છે. સ્વ. **લોકમાન્ય બાળ ગંગાધર તિલકે** શ્રી અરવિન્દ બાબૂએ એ શબ્દના જે અર્થને સ્વીકાર્યો છે તે જ

અર્થને પોતાના '**શ્રીમદ્ભવગદ્ગીતારહસ્ય અથવા કર્મયોગ-શાસ્ત્ર**' નામક વિખ્યાત ગ્રંથમાં સ્વીકાર્યો છે અને પોતાના સ્વીકૃત અર્થના સમર્થનમાં તેમણે જે વિવેચન કર્યું છે તે અતિશય સમર્થક તથા બુદ્ધિગમ્ય હોવાથી તે વિવેચન અહીં યથાસ્થિત ઊતારી લેવામાં આવ્યું છે. તે વિવેચન આ પ્રમાણે છેઃ—

"આ શ્લોકમાંના '**पर्याप्त**' તથા '**अपर्याप्त**' એ બે શબ્દોના અર્થ શા કરવા એના સંબંધમાં મતભેદ છે. '**पर्याप्त**' શબ્દનો સામાન્ય અર્થ 'પૂરતું' હોવાથી 'પાંડવોનું સૈન્ય પૂરતું અને આપણું સૈન્ય અપૂરતું–અપૂર્ણ–(**अपर्याप्त**) છે,' એવી રીતે કેટલાકો એ શબ્દોના અર્થ કરે છે. પરંતુ આ અર્થ બરાબર નથી; કારણ કે, પૂર્વે ઉદ્યોગપર્વમાં ધૃતરાષ્ટ્ર સમક્ષ પોતાના સૈન્યનું વર્ણન કરતાં ઉપર્યુક્ત પ્રમુખ સેનાનાયકોનાં નામો ઉચ્ચારીને "મારું સૈન્ય મહા-ગુણવાન્ હોવાથી વિજય મને જ મળવાનો છે." એવા ઉદ્ગારો દુર્યોધનના મુખમાંથી નીકળેલ છે (ઉદ્યોગપર્વ; ૫૪- ૬૦- ૭૦); તેમ જ ભીષ્મપર્વમાં ત્યાર પછી દ્રોણાચાર્ય સમક્ષ પોતાના સૈન્યનું વર્ણન કરતી વેળાએ પણ દુર્યોધનના મુખમાંથી ગીતાના ઉપરના શ્લોકો જેવા જ શ્લોકો અક્ષરશઃ બહાર પડેલા છે (ભીષ્મપર્વઃ ૫૧. ૪–૬); અને સર્વ સૈનિકોને પ્રોત્સાહન આપવામાટે હર્ષવડે આ વર્ણન કરાયલું હોવાથી આ સ્થાનમાં '**अपर्याप्त**' શબ્દનો 'અમર્યાદિત, અપાર કિંવા અગણિત' એ વિના અન્ય અર્થ સંભવતો જ નથી. '**पर्याप्त**' શબ્દનો ધાત્વર્થ "આસપાસ (પરિ) વેષ્ઠન કરવા યોગ્ય (**आप् प्रापणे**)" એ પ્રમાણેનો છે. પરંતુ "અમુક કાર્યમાટે પર્યાપ્ત" કિંવા "અમુકને પર્યાપ્ત" એવી રીતે '**पर्याप्त**' શબ્દની પાછળ ચતુર્થી વિભક્તિના અર્થને દર્શાવનારાં પદો નાખીને પ્રયોગ કરવામાં આવે, તો તે તે કાર્યમાટે પૂરતું થઈ પડનાર કિંવા સમર્થ" એવો '**पर्याप्त**' શબ્દનો અર્થ થાય છે; અને '**पर्याप्त**' શબ્દની પાછળ

જો કોઈ શબ્દ ન હોય, તો એટલે કે માત્ર એકલા '**पर्याप्त**' શબ્દનો 'પૂરતું, માપી શકાય તેટલું કિંવા જેની ગણુના કરી શકાય તેવું' એ પ્રમાણેનો અર્થ થાય છે. દાહરણ તરીકે '**पर्याप्त**' શબ્દના સમાનાર્થક "**प्रासून टाकण्या सारखें**" એ મરાઠી શબ્દ લ્યો. **अमक्याला प्रासून टाकण्या सारखें**" એમ કહેતાં "તેને પૂરું પડી શકે તેવું" એ પ્રમાણેનો અર્થ થાય છે અને કેવળ "**प्रासून टाकण्या सारखें**" એમ કહેતાં "અન્ય કોઈ તેને ગ્રાસી જાય તેવું" એવા પ્રકારનો અર્થ થઈ જાય છે. અર્થાત્ આ શ્લોકમાં '**पर्याप्त**' શબ્દ પછી અન્ય શબ્દ ન હોવાથી એ દ્વિતીય અર્થ જ આ સ્થાનમાં વિવક્ષિત છે; અને મહાભારત ઉપરાંત અન્ય સ્થાનોમાં પણ આવા પ્રયોગો હોવાનાં ઉદાહરણો બ્રહ્માનન્દગિરિ ટીકામાં આપેલા છે. અર્થાત્ 'દુર્યોધન ભયભીત થઇને પોતાના સૈન્યને અપર્યાપ્ત કિંવા અપૂર્ણ કહે છે, એવી જે ઉપપત્તિ કેટલાંકોએ આપેલી છે તે યથાર્થ નથી; કારણ કે, દુર્યોધન ભયભીત થયેલો હતો એવું વર્ણન ક્યાંય પણ મળી શકતું નથી; માત્ર એટલું જ નહિ, પણ એથી વિરુદ્ધ દુર્યોધનનું સૈન્ય મોટું હોવાથી પાંડવોએ વજ્ર નામક વ્યૂહની રચના કરી હતી અને કૌરવોના વિશાળ સૈન્યને જોઇને યુધિષ્ઠિરના મનમાં વિષાદનો આવિર્ભાવ થયો હતો (મહાભારત, ભીષ્મપર્વઃ ૧૯. ૫ અને ૨૧. ૧.), એવાં વર્ણનો મળી આવે છે. પાંડવોના સૈન્યનો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન હોવા છતાં 'ભીમવડે રક્ષાયલું' એમ કહેવાનું કારણ એ છે કે પ્રથમ દિવસે પાંડવોએ જે વજ્ર નામક વ્યૂહની રચના કરી હતી તે વ્યૂહના અગ્રભાગમાં ભીમની યોજના કરાયલી હોવાથી ભીમ જ સેનારક્ષક તરીકે દુર્યોધનને તે વેળાએ આગળ અને આગળ દેખાતો હતો (મહાભારત, ભીષ્મપર્વઃ ૧૯. ૪–૧૧, ૩૩, ૩૪); અને એ જ અર્થમાં 'ભીમનેત્ર' તથા 'ભીષ્મનેત્ર' એવા પ્રકારે એ ઉભય સૈન્યોનાં વર્ણનો ગીતાથી પૂર્વના મહાભારતના ભીષ્મપર્વના અધ્યા-

યોમાં (મહાભારત, ભીષ્મપર્વ: અધ્યાય ૨૦મો અને ૨૧મો જુઓ) આવેલાં છે." *

ગીતાના પ્રથમ અધ્યાયના એ ૧૦મા શ્લોકમાંના એ વાદગ્રસ્ત '**पर्याप्त**' તથા '**अपर्याप्त**' શબ્દોનો અભેદમાર્ગપ્રવાસી ગુર્જરસાક્ષરશિરોમણિ મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ પણ એ પ્રમાણેનો જ અર્થ કરેલો છે અને તે આ છે: "આવું આપણું ભીષ્મે રક્ષણ કરેલું બલ અનંત છે અને આ એમનું તો ભીમે રક્ષણ કરેલું થોડુંક જ છે." અર્થાત્ આમાં '**पर्याप्त**' શબ્દના અર્થદર્શક તરીકે 'અનન્ત' શબ્દ યોજાયલો છે અને '**अपर्याप्त**' શબ્દના અર્થને દર્શાવવામાટે 'થોડુંક' શબ્દ યોજાયલો છે.×

આ ઉભય ધુરંધર વિદ્વાનોની સાક્ષીથી પાઠક તથા પાઠિકાઓ સમજી શકે તેમ છે કે શ્રી અરવિન્દ બાબૂએ એ '**पर्याप्त**' તથા '**अपर्याप्त**' શબ્દોના જે અર્થો સ્વીકારેલા છે તે સર્વથા યથાર્થ અને પ્રસંગને સર્વથા અનુકૂલ છે અને તેમના કથન અનુસાર એથી વિપરીત અર્થ કોઈ પણ પ્રકારે બુદ્ધિપુર:સર કિંવા યુક્તિસંગત ન હોવાથી અસ્વીકારને જ યોગ્ય છે એ નવીનતાથી કહેવાની કે લખવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી.

---

* સ્વ. લોકમાન્ય બાલ ગંગાધર તિલકકૃત "શ્રીમદ્ભગવદ્ગીતારહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર' માંનું આ અવતરણ તેના ગુજરાતી ભાષાન્તરમાંથી લીધું નથી; કિન્તુ મૂળ મરાઠી ગ્રંથમાંથી નવીન અનુવાદ કરીને લેવામાં આવ્યું છે. જુઓ સ્વ. લોકમાન્ય બાલ ગંગાધર તિલકકૃત "શ્રીમદ્ભગવદ્ગીતારહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર' મરાઠી, આવૃત્તિ ૧લી (ઈ. સ. ૧૯૧૫), પૃષ્ઠ ૬૦૩, ૬૦૪.

× જુઓ અભેદમાર્ગપ્રવાસી મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત "શ્રીમદ્ભગવદ્ગીતા: ગુર્જર ભાષામાં મૂલ, અક્ષરાર્થ, વિવેચન તથા રહસ્ય સાથે" બીજી આવૃત્તિ (ઈ. સ. ૧૯૧૦), પૃષ્ઠ ૪.

## ગીતાની ભૂમિકા: પૃષ્ઠ ૮૩

શ્રી અરવિન્દ બાબૂએ ગીતાની ભૂમિકામાં શ્રી કૃષ્ણની રાજનીતિના ફળનું નિરૂપણ કરતાં એવો ઉલ્લેખ કરેલો છે કે: "...કારણ કે, આંતરિક વિરોધના કારણથી ઉપસ્થિત થયેલી રોમન્ ક્ષત્રિયકુળના નાશની અને રાજતંત્રસ્થાપનાની ઘટનાથી વિરાટ્ રોમન્ સામ્રાજ્ય અકાળ વિનાશના મુખમાં જતું બચી ગયું હતું તેમ જ ઇંગ્લૅંડમાં શ્વેત તથા રક્ત ગુલાબના આન્તરિક વિરોધના પરિણામે થયેલા ક્ષત્રિયકુળનાશથી ચતુર્થ એડવર્ડ, અષ્ટમ હેન્રી અને રાણી એલિઝાબેથ અત્યારના સુરક્ષિત, પરાક્રમશાલી તથા વિશ્વવિજયી ઇંગ્લૅંડની ભિત્તિને ચણી શકયાં હતાં. સારાંશ કે, કુરુક્ષેત્રના યુદ્ધથી ભારતવર્ષની રક્ષા પણ એ જ પ્રકારે થઈ હતી." આમાં જે શ્વેત ગુલાબ તથા રક્ત ગુલાબના આંતરિક વિરોધનો ઉલ્લેખ કરાયલો છે તે ઇંગ્લૅંડના ઇતિહાસમાંની એક વિશિષ્ટ ઘટના હોવાથી જેમણે ઇંગ્લૅંડના ઇતિહાસનો અભ્યાસ ન કર્યો હોય તેઓ શ્વેત ગુલાબ અને રક્ત ગુલાબ જેવા આલંકારિક શબ્દોથી એ ઘટનાના સત્ય રહસ્યને ન જાણી શકે એ સ્વાભાવિક છે અને તેટલામાટે એ ઘટનાના સ્પષ્ટીકરણની આવશ્યકતા પણ અનિવાર્ય છે. ઇંગ્લૅંડના ઇતિહાસમાં એ શ્વેત ગુલાબ તથા રક્ત ગુલાબના વિગ્રહનો નીચે પ્રમાણે ઉલ્લેખ કરાયલો છે:—

"જે વેળાયે ઇંગ્લૅંડનો રાજા હેન્રી છઠ્ઠો ગાંડો થઈ ગયો હતો અને દેશમાં કેટલેક અંશે અરાજકતા તથા અવ્યવસ્થાનો સંચાર થયો હતો તે વેળાયે એટલે કે ઈ. સ. ૧૪૫૦ માં યૉર્કના ડયૂક રિચર્ડે રાજ્યશકટને સુરક્ષિત માર્ગમાં ચલાવવાનો ભાર પોતાના શિરપર ધારી લીધો હતો એટલે કે તે ઇંગ્લૅંડનો રાજપ્રતિનિધિ–Protector–થયો હતો- એ રિચર્ડ કૅમ્બ્રિજના અર્લનો પુત્ર હતો કે જે અર્લનો ઈ. સ. ૧૪૧૫ માં પંચમ હેન્રીએ શિરચ્છેદ કરાવ્યો હતો. જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો રાજા હેન્રી કરતાં એ રિચર્ડ રાજમુકુટને ધારણ

કરવાનો વિશેષ અધિકાર ધરાવતો હતો અને તેનું કારણ એ હતું કે તેના માતૃપક્ષથી તે રાજકુટુંબની જ્યેષ્ઠ શાખામાંથી ઉતરેલો હતો. પ્રારંભમાં એ યૉર્કનો ડ્યૂક રિચર્ડ કેવળ રાજાને યોગ્ય સહાયતા આપવાના આશયથી જ કાર્ય કરતો રહ્યો અને હેન્રીનો કુમાર એડ્વર્ડ–પ્રિન્સ ઑફ વેલ્સ–સિંહાસનનો અધિકારી થશે એટલે ચિન્તા જેવું કાંઈ પણ નથી એમ ધારીને એટલાથી જ તેણે સંતોષ માની લીધો. પરંતુ એક વર્ષના કાલાવધિમાં રાજાના ઉન્માદનો લોપ થયો અને તેની રાણીએ જ્યારે તેને યૉર્કના ડ્યૂકને કાઢી મૂકવામાટેનો આગ્રહ કરવા માંડ્યો એટલે પોતાની ઉચ્ચ પદવી તથા સ્વતંત્ર સત્તાને ચાલી જવાની અણીપર આવેલી જોઈને તે અભિમાનત પુરુષ કોપવશ થઈને એક રાજદ્રોહી મંડળમાં જોડાઈ ગયો.

"તે વેળાયે ઇંગ્લૅંડમાં બે પક્ષ હતા અને તે ઉભય પક્ષો પોતપોતાના ભિન્નભિન્ન વિશિષ્ટ પરિચાયક ચિન્હને ધરાવતા હતા. એમાંનો એક પક્ષ યૉર્ક કુટુંબનો હતો અને અન્ય પક્ષ લૅંકેસ્ટર કુટુંબનો હતો. શ્વેત ગુલાબ યોર્ક કુટુંબનું પરિચાયક ચિન્હ હતું અને રક્ત ગુલાબ લૅંકેસ્ટર કુટુંબનું પરિચાયક ચિન્હ હતું અને તેથી એ ઉભય પક્ષો તેમનાં એ વિશિષ્ટ ચિન્હો અનુસાર અનુક્રમે શ્વેત ગુલાબ તથા રક્ત ગુલાબનાં ઉપનામોવડે ઓળખાતા હતા. એ શ્વેત ગુલાબ તથા રક્ત ગુલાબના આંતરિક વિરોધના પરિણામે તેમના જે પરસ્પર વિગ્રહનો આરંભ થયો હતો તે ઇંગ્લૅંડના ઇતિહાસમાં ગુલાબોના યુદ્ધ તરીકે વિખ્યાત છે. એ શ્વેત ગુલાબ તથા રક્ત ગુલાબનો ભયાનક વિગ્રહ ત્રીસ વર્ષ પર્યન્ત લંબાયો હતો અને એ ત્રીસ વર્ષના દીર્ઘ કાલાવધિમાં સઘળી મળીને બાર લડાઈઓ લડવામાં આવી હતી. એ બાર યુદ્ધોમાં રાષ્ટ્રના એક લાખ કરતાં પણ અધિક વીરશિરોમણિ પુરુષોની સંસારયાત્રાનો અકાળ અંત આવ્યો હતો; એટલે કે, એમાંના કેટલાક વીરનરોના જીવનનું રણચંડીએ બલિદાન

લીધું હતું અને કેટલાક વીરપુરુષોને ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવ્યા હતા. જ્યારે એ ગુલાબોના વિગ્રહનો અંત થયો ત્યારે જ ઇંગ્લૅંડમાં શાંતિમય રાજ્ય તથા ઉન્નતિની સ્થાપના કરી શકાઈ હતી. સારાંશ કે, આવા પ્રકારના અનાચારી તથા અત્યાચારી ક્ષત્રિયકુળોના નાશ વિના ઇંગ્લૅંડમાં શાંતિ તથા ઉન્નતિની સ્થાપના કરી શકાય તેમ હતું જ નહિ અને તેથી તેમના નાશની એ ઘટનાને પરમેશ્વરે જ ઉપસ્થિત કરી હતી એવા આશયને દર્શાવવામાટે જ શ્રી અરવિન્દ બાબૂએ કુરુકુળના નાશની આવશ્યકતાને દર્શાવતાં ઉદાહરણ તરીકે આ ઘટનાનો ઉલ્લેખ કરેલો છે. જે પાઠક કિંવા પાઠિકાની એ શ્વેત ગુલાબ તથા રક્ત ગુલાબના યુદ્ધવૃત્તાંતને વિસ્તાર પૂર્વક જાણવાની ઇચ્છા હોય તે પાઠક કિંવા પાઠિકા ઇંગ્લૅંડના ઇતિહાસના વાંચનથી પોતાની તે ઇચ્છાને તૃપ્ત કરી શકે એમ છે એટલે અહીં આવશ્યકતાથી અધિક એ ઘટનાનો વૃત્તાંત આપવો નિરર્થક છે.

## ધર્મ (વિશ્વરૂપદર્શન) પૃષ્ઠ ૧૬૨

શ્રી અરવિન્દ બાબૂએ ભગવાનના વિશ્વરૂપદર્શનનું સમર્થન કરતાં એક એવું વાક્ય લખેલું છે કેઃ "ભગવાન્ સર્વશક્તિમાન્ હોવાથી સ્થૂલ પ્રકૃતિના નિયમ કિંવા દેશકાળના નિયમરૂપ જાળમાં તેને સપડાવવાનો પ્રયત્ન કરીને જો આપણે એમ બોલીએ કેઃ 'તું અનન્ત હોવાથી અમો તને સાન્ત થવા દેવાના નથી; તારી ઇચ્છા હોય તો સાન્ત એટલે કે અન્તયુક્ત થવાની ચેષ્ટા કરી જો; કારણ કે, તારી એ ચેષ્ટા સફળ થવાની નથી અને તું સાન્ત થઈ શકવાનો નથી. તું અમારા તર્ક તથા અમારી યુક્તિઓના બંધનમાં જકડાયલો હોવાથી જેવી રીતે પ્રૉસ્પેરોના ઇન્દ્રજાળમાં સપડાયલા ફર્દિનાન્દની અવસ્થા થઈ હતી તેવી જ અત્યારે તારી અવસ્થા થયેલી છે;' તો આપણું એ બોલવું હાસ્યાસ્પદ થવાનો સંભવ નથી કે શું?" આ

વાક્યમાં જે પ્રૉસ્પેરો, તેનું ઇન્દ્રજાળ અને તે ઇન્દ્રજાળમાં સપડાયલા ફર્દિનાન્દનું ઉદાહરણ લેવામાં આવ્યું છે તે ઉદાહરણનો પાશ્ચાત્ય નાટ્ય ગુરુ શેક્સ્પીયરકૃત ‘Tempest’ (‘ટેમ્પેસ્ટ’–તૂફાન) નાટકના વસ્તુ સાથે સંબંધ હોવાથી જેમણે શેક્સ્પીયરનાં નાટકો ન વાંચ્યાં હોય તે પાઠક તથા પાઠિકાઓ એ ઉદાહરણના મર્મને સમજી શકે તેમ નથી અને તેટલામાટે એ ઉદાહરણના સ્પષ્ટીકરણની આવશ્યકતા સ્વાભાવિક છે.

પ્રૉસ્પેરો મિલનનો વિદ્યાવિલાસી અને પ્રજાવત્સલ ડ્યૂક હતો અને તેને એક માત્ર કન્યા મિરેન્દા કિંવા મિરેન્ડા વિના અન્ય સંતતિ ન હોવાથી તે કન્યા જ તેની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિની તેમ જ તેની પદવીની ઉત્તરાધિકારિણી હતી. પ્રૉસ્પેરોનો એક અનુજ–કનિષ્ઠ ભ્રાતા–હતો અને તેનું નામ ઍન્ટોનિયો હતું. પ્રૉસ્પેરો પોતે નિરંતર એકાંતવાસ તથા ગહન વિદ્યાભ્યાસમાં નિમગ્ન રહેનારો હોવાથી તેણે પોતાના સંસ્થાન કિંવા રાજ્યની સર્વ પ્રકારની વ્યવસ્થાનો ભાર પોતાના કનિષ્ઠ બંધુ ઍન્ટોનિયોના શિરપર નાખી દીધો હતો. પ્રૉસ્પેરો નિરંતર ગ્રંથવાચનરૂપ સમાધિમાં રહેતો હોવાથી અને બાહ્ય જગત્‌નું તેને લેશ માત્ર પણ જ્ઞાન ન હોવાથી ઍન્ટોનિયો જ રાજા તરીકેના સર્વ અધિકારો ભોગવતો હતો અને તેથી કેટલાક સમય પછી તેના હૃદયમાં રાજા થવાની અધમ મહત્ત્વાકાંક્ષાનો સંચાર થતાં તેણે પ્રૉસ્પેરોના શત્રુ નેપલ્સના રાજાની સહાયતાથી પ્રૉસ્પેરોને પદભ્રષ્ટ કરી નાખ્યો. પ્રૉસ્પેરો અત્યંત પ્રજાપ્રિય રાજા હોવાથી તેને પદભ્રષ્ટ કરવા છતાં પણ પ્રજાજનો સમક્ષ તેનો વધ કરાવવાનું ઍન્ટોનિયો તેમ જ નેપલ્સના રાજાથી સાહસ ન કરી શકાયું અને તેથી પ્રૉસ્પેરો તથા તેની પુત્રીને એક વિશાળ નૌકામાં ચઢાવી પ્રથમ સમુદ્રમાં કેટલાક ગાઉના અંતર પર લઇ જવામાં આવ્યાં અને ત્યાં એક ક્ષુદ્ર તરણી–હોડી–માં બેસાડીને તેમને એવી માન્યતાથી છોડી

દેવામાં આવ્યાં કે એ તરણીમાં તરણીને ચલાવવાનાં દોરડા, કૂવો તથા સઢ ઇત્યાદિ સર્વ સાધનોનો અભાવ હોવાથી તરણી તૂટી જશે અને તેથી તેમનો સમુદ્રમાં પોતાની મેળે જ નાશ થઇ જશે. પરંતુ પ્રૉસ્પેરોના એક રાજનિષ્ઠ સરદાર ગૉન્ઝાલોએ કોઇના જોવા કે જાણવામાં ન આવે તેવી રીતે એ તરણીમાં કેટલાક દિવસ પર્યન્ત ચાલી શકે તેટલા પરિમાણમાં જળ, ખાદ્ય સામગ્રી અને જે પુસ્તકોને પ્રૉસ્પેરો પોતાના રાજ્ય કરતાં પણ અધિક મૂલ્યવાન્ માનતો હતો તેમાંનાં કેટલાંક ઉત્કૃષ્ટ પુસ્તકો આદિ એક ગુપ્ત ભાગમાં રાખી દીધાં હતાં એટલે તેમને ક્ષુધા કે તૃષાનું દુઃખ વેઠવું ન પડયું. તે તરણી જ્યાં સમુદ્રની લહરીઓ લઈ જાય ત્યાં ચાલતી કેટલાક દિવસ પછી એક બેટના તીરપ્રાન્તમાં આવી લાગી અને પ્રૉસ્પેરો પોતાની કન્યાને લઈને તે બેટમાં સુખરૂપ તથા નિર્વિઘ્ન ઊતરી ગયો.

આવી રીતે પ્રૉસ્પેરો ભાગ્યની વિલક્ષણતાથી જે બેટમાં આવી લાગ્યો હતો તે બેટમાં સિકોરેક્સ્ નામક એક જાદૂગરણી વસતી હતી અને તેનો પ્રૉસ્પેરોના આગમનથી થોડા દિવસ પૂર્વે જ અંતકાળ થયો હતો. તે ઇન્દ્રજાળવિદ્યાનો એટલે કે જાદૂનો યુગ હોવાથી પ્રૉસ્પેરોએ એ વિદ્યાનો ઉત્તમ અભ્યાસ કર્યો હતો અને તે અભ્યાસ એ બેટમાં તેને અતિશય ઉપયોગી થઈ પડયો; કારણ કે, જાદૂગરણી સિકોરેક્સે જે કેટલાક ભદ્ર આત્માઓને પોતાની જાદૂવિદ્યાના બળથી વિશાળ વૃક્ષોના ગર્ભમાં બદ્ધ કરી રાખ્યા હતા તેમને પ્રૉસ્પેરોએ પોતાની ઇન્દ્રજાળવિદ્યાના બળથી મુક્ત કરી દીધા અને તેથી એ ઉપકારના ભારથી મુક્ત થવામાટે તે ભદ્ર આત્માઓ—આત્મિકો—પ્રૉસ્પેરોના આજ્ઞાંકિત દાસ કિંવા સેવક થઈ રહ્યા. એ સર્વ આત્મિકોમાં એરિયલ્ નામક આત્મિક સર્વથી શ્રેષ્ઠ તથા પ્રચંડશક્તિશાળી હતો. જાદૂગરણી સિકોરેક્સનો કાલિબન્ નામક એક નરપશુઆકૃતિ પુત્ર હતો અને તે પોતાની માતાના દુષ્ટ સ્વભાવના પરિણામે કોઈ પણ

ઉત્તમ કાર્ય શીખેલો ન હોવાથી તેને લાકડા વાઢવાનું અને એવું જ બીજું પરિશ્રમદાયક કાર્ય સોંપવામાં આવ્યું હતું- કાલિબન્ અત્યન્ત દુષ્ટ તથા તૂફાની હોવાથી તેનાપર દેખરેખ રાખવાનો સર્વ અધિકાર શ્રેષ્ઠ આત્મિક એરિયલને આપવામાં આવ્યો હતો કે જેથી તે કાંઈ પણ ચૂં કે ચાં કરી જ ન શકે.

તે બેટમાં આવા પ્રકારની વ્યવસ્થા કરી લઈને પ્રૉસ્પેરોએ એક ક્ષુદ્ર પર્વતમાંની કેટલાક ખંડોમાં વિભક્ત થયેલી એક વિશાળ ગુહામાં નિવાસ કર્યો અને ત્યાં પોતાના વિદ્યાભ્યાસના કાર્યમાં નિમગ્ન રહેવા ઉપરાંત પોતાની અલ્પવયસ્કા કન્યા મિરેન્દાને પણ તે યોગ્ય શિક્ષણ આપવા લાગ્યો. જે વેળાયે પ્રૉસ્પેરો એ બેટમાં આવ્યો હતો તે વેળાયે તેની કન્યા ત્રણ વર્ષ કરતાં પણ ન્યૂન વયની હતી અને ત્યાર પછી બાર વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતી જતાં તે પંદર વર્ષની યૌવનના નિકટમાં આવેલી બાળા થઈ ત્યાં સુધી તેણે પોતાના પિતા વિના અન્ય કોઈ પણ માનવપ્રાણીનું દર્શન કરેલું ન હોવાથી વિશ્વમાં અન્ય કોઈ માનવપ્રાણી અસ્તિત્વ ધરાવે છે કે નહિ એ તે જાણતી જ ન હોતી.

બાર વર્ષનો કાલાવધિ વીતી જવા પછી એક વાર બનાવ એવો બન્યો કે પ્રૉસ્પેરોના કૃતઘ્ન સહોદર ઍન્ટોનિયો અને નેપલ્સના રાજાની નૌકાઓ તે બેટ પાસેથી નીકળી અને એ વાર્ત્તા પોતાની ઇન્દ્રજાળવિદ્યાના બળથી પ્રૉસ્પેરોના જાણવામાં આવતાં તેણે મહાશક્તિશાળી ભદ્ર આત્મા એરિયલને બોલાવીને સમુદ્રમાં તૂફાનને ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી દીધી: પરંતુ તે સાથે એ સૂચના આપતાં પણ તે ન ભૂલ્યો કે: "તારા ઉપજાવેલા તૂફાનમાં સપડાઈને મારા શત્રુઓની નૌકાઓ તૂટી ન જાય, તેઓ એક બીજાથી છૂટા પડીને કિનારાપર આવી પડે છતાં તેમનામાંના એક પણ મનુષ્યના પ્રાણની હાનિ ન થાય અને તેમ છતાં તેમનામાંનો પ્રત્યેક મનુષ્ય

એમ જ માને કે માત્ર તે જ તૂફાનમાંથી જીવતો બચી ગયો છે અને અન્ય સર્વ મનુષ્યો મરી ગયા છે; આ સૂચનાને લક્ષમાં રાખીને જ તૂફાનને ઉપજાવજે."

પ્રૉસ્પેરોની આજ્ઞાનુસાર એરિયલે સમુદ્રમાં ભયંકર તૂફાન ઉપજાવી દીધું અને તે તૂફાનમાં સપડાયલી નૌકાઓમાં રહેવાથી બચવાની આશા ન જણાઈ એટલે ઍન્ટોનિયો, નેપ્લ્સનો રાજા, તેનો યુવરાજ ફર્દિનાન્દ તથા અન્યાન્ય જનો પોતપોતાના પ્રાણની રક્ષામાટે સમુદ્રમાં કૂદી પડયા અને એરિયલની વ્યવસ્થા પ્રમાણે બેટમાં એવાં જૂદાં જૂદાં સ્થાનોમાં નીકળ્યાં કે તેમનામાંનો પ્રત્યેક મનુષ્ય માત્ર પોતાને જ સજીવન રહેલો અને અન્ય સર્વ જનોને મરી ગયેલા માનવા લાગ્યો. એરિયલદ્વારા ફર્દિનાન્દ અથવા નેપ્લ્સના રાજાના યુવરાજને પ્રૉસ્પેરોએ પોતાપાસે બોલાવી લીધો. ત્યાં મિરેન્દા હાજર હોવાથી એ તરુણ અને અલૌકિકરૂપસુંદર ફર્દિનાન્દને જોતાં જ તેનો તેનામાં પ્રેમ બંધાયો અને મિરેન્દા એક અત્યંત લાવણ્યમયી લલના હોવાથી ફર્દિનાન્દ પણ તેનામાં આસક્ત થઇ ગયો. પ્રૉસ્પેરોએ તેમના પ્રેમની પરીક્ષા કરવામાટે તેમને એકાંતમાં સંભાષણ કરવાનો પ્રસંગ આપ્યો; માત્ર એટલું જ નહિ, પણ યુવરાજને કેટલુંક પરિશ્રમયુક્ત કાર્ય સોંપ્યું; પરંતુ ફર્દિનાન્દને તે પરિશ્રમથી ક્લાન્ત થતો જોઇને પ્રેમોન્માદિની મિરેન્દા પોતાના પિતાની અનુપસ્થિતિમાં તે કાર્ય પોતે જ કરવા લાગી. આ સર્વ પરિસ્થિતિને પ્રૉસ્પેરો ગુપ્ત રહીને જોયા કરતો હતો એટલે જ્યારે તેમના પરસ્પર દૃઢ પ્રેમ વિશે તેનો નિશ્ચય થઈ ગયો અને તેમને તેણે એકબીજા સાથે પરણવામાટે વચનથી બંધાઈ ગયેલાં જોયાં એટલે પછી જે ઍન્ટોનિયો, નેપ્લ્સનો રાજા, સ્વામિનિષ્ઠ ગૉન્ઝાલો તથા અન્ય જનો તે બેટનાં ભિન્નભિન્ન સ્થાનોમાં પડયા હતા તેમને એરિયલદ્વારા પોતાના નિવાસસ્થાનના આંગણાંમાં એકત્ર કરાવ્યા અને તેમને પોતાનો પરિચય કરાવીને ફર્દિનાન્દ તથા

મિરેન્દાના પરસ્પર પ્રેમ તથા લગ્નમાટેના વચનની કથા પણ કહી સંભળાવી. નેપ્લ્સના રાજાએ પ્રૉસ્પેરોને પદભ્રષ્ટ કરવાના કાર્યમાં તેના કૃતઘ્ન સહોદરને સહાયતા આપવાના પોતાના અપરાધમાટે પશ્ચાત્તાપ કરીને મિરેન્દાનો પોતાની સ્નુષા-પુત્રવધૂ-તરીકે આનન્દથી સ્વીકાર કર્યો અને પ્રૉસ્પેરોને તેનું રાજ્ય પાછું આપવાની ઇચ્છા દર્શાવી. પ્રૉસ્પેરોએ પોતાના પાપાત્મા બંધુને તેના ઘોર પાપની ઉદારતા પૂર્વક ક્ષમા આપી દીધી, જે આત્મિકોને અત્યાર સુધી પોતાના આજ્ઞાધીન દાસ બનાવી રાખ્યા હતા તેમને પોતાની ઇન્દ્રજાળવિદ્યાની સત્તાથી મુક્ત કરી દીધા, પોતાના ઇન્દ્રજાળવિદ્યાવિષયક ગ્રંથોને ભૂમિના ગહન ગર્ભમાં સમાધિ આપી દીધો તેમ જ ઐન્દ્રજાલિક દંડને પણ ભૂસમાધિ આપી દીધો; કારણ કે, હવે એ ઇન્દ્રજાળ-વિદ્યાનો કોઈ પણ પ્રકારનો ઉપયોગ કરવાની તેની ઇચ્છા નહોતી. સારાંશ કે, જેવી રીતે પોતાની ઇન્દ્રજાળવિદ્યાના બળથી પ્રૉસ્પેરોએ પોતાના ગયેલા રાજ્યને પુનઃ પ્રાપ્ત કરી લીધું હતું અને પોતાની રાજકુમારીને નેપ્લ્સના ભાવિ રાજાની મહારાણીના પદપર ચઢાવી દીધી હતી તેવી રીતે એટલે કે ફર્દિનાન્દ પ્રમાણે ભગવાનને ઇન્દ્રજાળમાં સપડાવી શકાય તેમ નથી એ તાત્પર્યને દર્શાવવામાટે જ શ્રી અરવિન્દ બાબૂએ પ્રૉસ્પેરોના ઇન્દ્રજાળમાં સપડાયલા ફર્દિનાન્દનું ઉદાહરણ આપેલું છે. આ કથાને વિસ્તાર પૂર્વક જાણવાની જે પાઠક તથા પાઠિકાઓની ઇચ્છા હોય તેમણે શેકસ્પીયરકૃત 'ટેમ્પેસ્ટ' નાટક કિંવા લૅમકૃત "ટેલ્સ ફ્રોમ્ શેકસ્પીયર"-લૅમ્સ્ ટેલ્સ-એમાંના કોઈ પણ એક પુસ્તકનું નિરીક્ષણ કરવું.



## રા. રા. ઠક્કુર નારાયણ વિસનજી કૃત

### ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને ઇતિહાસ વિષયક ગ્રંથો

| | | |
|---|---|---|
| ૧ | શ્રી વિવેકાનન્દ વિચારમાળા : પ્રથમ પુષ્પ (દ્વિતીય આવૃત્તિ) | ૪—૦—૦ |
| ૨ | ,, ,, ,, : દ્વિતીય પુષ્પ ... ... | ૩—૦—૦ |
| ૩ | ,, ,, ,, : તૃતીય પુષ્પ ... ... | ૩—૦—૦ |
| ૪ | ,, ,, ,, : ચતુર્થ પુષ્પ ... ... | ૩—૦—૦ |
| ૫ | ,, ,, ,, : પંચમ પુષ્પ ... ... | ૩—૦—૦ |
| ૬ | ,, ,, ,, : ષષ્ઠ પુષ્પ (છપાય છે) ... | ૪—૦—૦ |
| ૭ | શ્રી અરવિન્દ વિચારમાળા : પ્રથમ પુષ્પ: ધર્મવિચાર ... | ૩–૧૪*–૦ |
| ૮ | ,, (છપાય છે) ,, : દ્વિતીય પુષ્પ: વિશ્વવિચાર ... | ૩–૧૪—૦ |
| ૯ | જ્ઞાનેશ્વરી ગીતા ... ... ... (મળતી નથી)... | ૫—૦—૦ |
| ૧૦ | અમૃતાનુભવતે અને હરિપાઠ ... ... ... | ૨—૮—૦ |
| ૧૧ | મૃગશીર્ષ અને વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ ... | ૩—૦—૦ |
| ૧૨ | શ્રી અમરલાલચરિત્ર (હિન્દી મૂળ અને ગુર્જર ગદ્ય અનુવાદ) | ૩—૮—૦ |
| ૧૩ | અનન્તાનુભૂતિ કિંવા અનન્ત જીવન... ... ... | ૨–૧૨—૦ |
| ૧૪ | નારાયણ ગદ્ય ગંગા : પ્રથમ તરંગ: સાહિત્ય અને ઇતિહાસ | ૩—૮—૦ |
| ૧૫ | ,, ,, : દ્વિતીય તરંગ: ઇતિહાસ અને સ્થલ નિર્દેશ | ૪—૦—૦ |

મળવાનું ઠેકાણું : **મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે**

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણ દરવાજા, **અમદાવાદ**

---

* " શ્રી અરવિન્દ વિચારમાળા 'નું મૂલ્ય અતઃપૂર્વનાં પ્રસિદ્ધિપત્રોમાં તથા પ્રસ્તુત ગ્રંથના પ્રથમ છપાઈ ગયેલા મુખપૃષ્ઠપર રૂ. ૩–૮–૦ છપાયલું છે; પરંતુ અમારી ધારણા કરતાં એ ગ્રંથના કાગળ, કંપોઝિંગ, પ્રિન્ટિંગ, બાઈન્ડિંગ તથા ચિત્ર આદિમાં ધનનો વિશેષ વ્યય થવાથી તે મૂલ્યમાં છ આનાનો વધારો કરવામાં આવ્યો છે એટલે હવે એનું મૂલ્ય રૂ. ૩-૧૪-૦ સમજવાનું છે.

પ્રકાશક